

ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा.



# ॥ श्रीसदुपदेशदिवाकर ॥

## पंचमकिरण

અથવા

પૂજ્યપાદ **શ્રીમન્નથુરામશર્માનાં** જિજ્ઞાસુજનોપરનાં

પત્રોમાંનાં હિતોપદેશક વચનોનો

**પાંચમો ભાગ**

પોતાના પરલોકગત પિતા **હરિદાસ મેઘજી પારેખના**

સ્મરણાર્થે પ્રકટકર્તા

**અજિતરાય હરિદાસ પારેખ**

**પોરબંદર**-કાઠિયાવાડ

**દોહરા**

બ્રહ્મરૂપ છે બ્રહ્મવિત્, તેની વાણી વેદ;
ભાષા અથવા સંસ્કૃત, કરે ભેદભ્રમછેદ. ૧
યથા ભાનુ જગ પ્રકટીને, તમનો કરે વિનાશ;
તેમ દિવાકર આ કરે, ઉરમાં જ્ઞાનપ્રકાશ. ૨

સંવત્ ૧૯૮૭ શક ૧૮૫૨ સન ૧૯૩૧

આવૃત્તિ પહેલી પ્રતિ ૧૦૦૦

**મૂલ્ય રૂ. ૦-૧૩-૦**

મળવાનું સ્થલ:- **વ્યવસ્થાપક, આનંદાશ્રમ**

**બીલખા**-કાઠિયાવાડ

॥ ॐ ॥

# ॥ प्रातःस्मरणस्तोत्रम् ॥

प्रातःस्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं, सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ।
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं, तद्ब्रह्म निष्कलमहं न च भूतसंघः ॥ १ ॥
प्रातर्भजामि मनसो वचसामगम्यं, वाचो विभान्ति निखिला यदनुग्रहेण ।
यन्नेति नेति वचनैर्निगमा अवोचुस्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥
प्रातर्नमामि तमसः परमर्कवर्णं, पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ।
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ, रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै ॥ ३ ॥

श्लोकत्रयमिदं पुण्यं, लोकत्रयविभूषणम् ।
प्रातःकाले पठेद्यस्तु, स गच्छेत्परमं पदम् ॥ ४ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं प्रातःस्मरणस्तोत्रम् ॥

હૃદયકમલમાં અંતઃકરણ અને તેની વૃત્તિઓના સાક્ષી હોવાથી હું એવી વૃત્તિમાં સ્વયંપ્રકાશરૂપે સ્ફુરનાર, સચ્ચિદાનંદરૂપ, પરમહંસોની ગતિરૂપ ને તુરીય-સ્વરૂપ જે આત્મતત્ત્વ છે તેનું પ્રાતઃકાલમાં હું સ્મરણ કરું છું. જે સ્વપ્ન, જાગ્રત્ અને સુષુપ્તિને જાણે છે, તથા જે નિત્ય, નિરવયવ ને નિરતિશય વ્યાપક છે તે હું છું, પંચભૂતોનો સમૂહ હું નથી. ૧

જે મનનો તથા વાણીઓનો અવિષય છે, જેના અનુગ્રહવડે સર્વ વાણીઓ પ્રકાશે છે, જેને नेति नेति (આ સત્ય નહિ, આ સત્ય નહિ,) એમ પ્રપંચનો નિષેધ કરનારાં વચનોવડે વેદો કહે છે, અને જેને બ્રહ્મવેત્તાઓ દેવોના દેવ, અજન્મા, અચ્યુત ને સર્વથી શ્રેષ્ઠ કહે છે તેને પ્રાતઃકાલમાં હું ભજું છું. ૨

અજ્ઞાનથી પર, સ્વપ્રકાશરૂપ, પૂર્ણ, સનાતનપદરૂપ, પુરુષોત્તમનામવાળા ને જે સર્વમૂર્તિરૂપ બ્રહ્મમાં આ સંપૂર્ણ જગત્ દોરડીમાં સાપની પેઠેજ પ્રતીત થાય છે તેને પ્રાતઃકાલમાં હું નમસ્કાર કરું છું. ૩

આ પુણ્યરૂપ અને ત્રણ લોકના વિભૂષણરૂપ ત્રણ શ્લોકોને જે મનુષ્ય પ્રાતઃકાલમાં ભણે છે તે મનુષ્ય જ્ઞાનવડે પરમપદને પામે છે. ૪



# ઉપોદ્ઘાત

પૂજ્યપાદ કૃપાવારિધિ સદ્ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્ **નથુરામશર્મા** આચાર્યજી, એઓશ્રીએ સાધકજનોપર તથા જિજ્ઞાસુજનોપર લખેલાં લખાવેલાં પત્રોમાંથી જે પત્રો મળી શક્યાં તેમાંનો જે ભાગ મુમુક્ષુઓને સાક્ષાત્ વા પરંપરાએ ઉપયોગી જણાયો તે ભાગ તેવા જનોના હિતાર્થે શ્રીસદુપદેશદિવાકરના પ્રથમ કિરણરૂપે સં૦ ૧૯૬૦ માં પ્રકટ કરવામાં આવ્યો હતો;[1] અને ત્યારપછીનાં પત્રોનો સારભૂત ભાગ અનુક્રમે સં૦ ૧૯૬૪, સં૦ ૧૯૬૯ અને સં૦ ૧૯૭૮ માં દ્વિતીય, તૃતીય ને ચતુર્થ કિરણરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. હવે ઉક્ત સમયપછી એકઠાં કરેલાં પત્રોનો ઉપદેશાત્મક ભાગ મુમુક્ષુ જનોના હિતાર્થે આ પંચમકિરણરૂપે પ્રકટ થાય છે.

મહાપુરુષનાં પુસ્તકો એ તેઓશ્રીનો અક્ષરદેહ છે-તેઓશ્રીનું પરમપાવન હૃદય છે. તેઓશ્રીનાં પુસ્તકો વાંચવાં એ તેઓશ્રીના પરમ-પાવન અલૌકિક હૃદયને ભેટવા બરાબર છે. મહાપુરુષનાં બીજાં પુસ્તકોના કરતાં તેઓશ્રીનાં પત્રોનાં પુસ્તકોમાં કેટલીક વિશિષ્ટતા હોય છે. એ પુસ્તકો તેઓશ્રીનાં સાક્ષાત્ વચનામૃતરૂપ છે, અને એમ હોવાથી એક વૃદ્ધ સજ્જને સત્સંગના પરમસાધનરૂપ આવાં પુસ્તકોને "જીવતાં પુસ્તકો" કહ્યાં છે.

---

૧ સં૦ ૧૯૬૭ માં એ પ્રથમકિરણની દ્વિતીયાવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે, અને દ્વિતીયકિરણની દ્વિતીયાવૃત્તિ હવે પ્રકટ થશે.

શ્રીયોગવાસિષ્ઠમાં સત્સંગને મોક્ષનો દ્વારપાલ કહ્યો છે.[1] શ્રીમદ્‌-ભાગવતમાં મહાપુરુષનાં ચરણારવિંદની રજનો પોતાના મસ્તકપર અભિષેક થયા વિના આત્માના જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી એમ સ્પષ્ટ-પણે કહ્યું છે.[2] શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીભગવાને અર્જુનને આત્મ-જ્ઞાનની પ્રાપ્તિને અર્થે શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુનું શરણ ગ્રહણ કરી તેમનો સત્સંગ કરવાની આજ્ઞા કરી છે.[3] શ્રુતિભગવતીએ પણ સ્વરૂપ-પ્રાપ્તિમાટે એજ ભાવનો આદેશ કર્યો છે.[4] કવિઓ સત્સંગતિરૂપ મલય-

---

૧ મોક્ષના ચાર દ્વારપાલ નીચે પ્રમાણે જણાવ્યા છેઃ—

"संतोषः परमो लाभः सत्संगः परमं धनम् ।
विचारः परमं ज्ञानं शमं च परमं सुखम् ॥"

સંતોષ પરમલાભરૂપ છે, સત્સંગ પરમધનરૂપ છે, વિચાર પરમજ્ઞાનરૂપ છે, અને શમ પરમસુખરૂપ છે.

૨ "रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
न छंदसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोऽभिषेकम् ॥"

ભગવાન્‌ ભરતમુનિ રહૂગણરાજાને કહે છેઃ—હે રહૂગણ! મહાપુરુષનાં ચરણારવિંદની રજનો પોતાના મસ્તકપર અભિષેક થયા વિના એ પૂર્વે કહેલું બ્રહ્મજ્ઞાન તપવડે, યજ્ઞવડે, સંન્યાસવડે, ગૃહસ્થાશ્રમના પાલનવડે, વેદાભ્યાસવડે અથવા જલ, (વરુણ,) અગ્નિ કે સૂર્યની ઉપાસનાવડે કે તત્‌તત્સંબંધી કર્મોવડે પ્રાપ્ત થતું નથી.

૩ "तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥"

હે અર્જુન! તે આત્મજ્ઞાન તું જ્ઞાની–શાસ્ત્રોના જ્ઞાનવાળા–શ્રોત્રિય–ને તત્ત્વદર્શી–આત્માનુભવવાળા–બ્રહ્મનિષ્ઠ–પુરુષપાસેથી તેમને પુનઃ પુનઃ સા૦ દં૦ પ્રણામ કરવાવડે, તેમની સેવા કરવાવડે અને વારંવાર તેમને પ્રશ્ન પૂછવાવડે પ્રાપ્ત કર.

૪ "तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥"

તે આત્માના વિજ્ઞાનને અર્થે તે જિજ્ઞાસુ હાથમાં યથાશક્તિ ભેટ લઇને શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે જાય.

ગિરિને સુમેરુ ને કૈલાસકરતાં પણ શ્રેષ્ઠ કહી સત્સંગતિ મનુષ્યને શું નથી સાધી આપતી ? મતલબ સર્વ સાધી આપે છે એમ સ્પષ્ટપણે કહે છે.[1] સંતપુરુષો સત્‌સંગને સુરસરી-ગંગા-કહે છે.[2] સત્સંગનો[3]

---

૧ "किं तेन हेमगिरिणा रजताद्रिणा वा,
यत्राश्रिताश्च तरवस्तरवस्त एव ।
मन्यामहे मलयमेव यदाश्रयेण,
कांकोलनिंबकुटजान्यपि चंदनाः स्युः ॥"

"કિમ્ સુમેર કૈલાસ કિમ્, સબ તરુ તરુહીં રહંત;
સત્સંગતિ ગિરિમલયસમ, સબ તરુ મલય કરંત."

"जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं,
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं,
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ? ॥"

સત્સંગતિ બુદ્ધિની જડતાને હરે છે, વાણીમાં સત્યનું સિંચન કરે છે, માનની ઉન્નતિને દર્શાવે છે, પાપનો નાશ કરે છે, ચિત્તને નિર્મલ કરે છે, અને દિશાઓમાં કીર્તિને વિસ્તારે છે. કહેઃ સત્સંગતિ પુરુષોનું કયું શુભ કાર્ય નથી કરતી ?

૨ "અબ તો મનવા મેરા ચલો સુરસરીતીર-તીર. અબ તો૦
સંતસમાગમ સુરસરી જાનો, ઉત્તમ અનુભવનીર;
તામેં મનવા નિશદિન ના'વે, શીતલ હોય શરીર. અબ તો૦"

૩ આ સ્થલે કહેવું જોઇએ કે મનુષ્ય અનુકરણની મૂર્તિરૂપ છે. જો તેને ઊંચો આદર્શ વા ઊંચું ધ્યેય મળે તો તે ઉત્તરોત્તર ઉન્નતિને પ્રાપ્ત કરે છે, ને જો તેને અધમ આદર્શ વા નીચ ધ્યેય મળે તો તે ઉત્તરોત્તર અવનતિને પ્રાપ્ત કરે છે. આટલામાટે પોતાનું કલ્યાણ ઇચ્છનાર મનુષ્યે સર્વદા કોઈ સત્ત્વમય ઉચ્ચતમ આદર્શ પોતાનાં નેત્ર તથા અંતઃકરણસમીપ રાખીને તદનુસાર પોતાનું જીવન ઘડવું જોઇએ, અને એમ થવામાટે તેણે તે આદર્શભૂત મહા-વ્યક્તિના સંગમાં આવવું જોઇએ-તેમનો સત્સંગ કરવો જોઇએ. સંક્ષેપમાં સત્

આવો પરમમહિમા શાસ્ત્રોથી ને જ્ઞાતા પુરુષોથી જાણ્યા છતાં ને તે દ્વારા ઉપજેલી સત્સંગ કરવાની શુભેચ્છા છતાં પણ પ્રારબ્ધવશાત્ અનેક ઉપાધિમાં બદ્ધ હોવાથી જેમનાથી સત્પુરુષોનું સામીપ્ય નિત્ય સેવાતું નથી તેવા અનેક સજ્જનોને ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પુરુષાર્થની સિદ્ધિનો માર્ગ દર્શાવનારી આ પત્રાવલિ સાધુસમાગમ-રૂપ-જ્યારે જોઇએ ત્યારે યથાર્થ ઉપદેશ મેળવવાના સાધનરૂપ-હોવાથી અતિપ્રીતિપાત્ર થશે.

જેમાં શુદ્ધ વ્યવહાર, નીતિ, ભિન્નભિન્ન દૈવીસંપત્તિઓ, નિષ્કામ-કર્મ, ભક્તિ, યોગ, વિવેકવૈરાગ્યાદિ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો અને બ્રહ્મજ્ઞાન આદિસંબંધી અનેક વાતોનો ઉપદેશ અધિકારભેદે અનેકરૂપે મધુરભાષા-માં કરવામાં આવ્યો છે એવો પૂજ્યચરણ સદ્ગુરુશ્રીના મુખારવિંદ-રૂપ આ પત્રસમૂહ સ્વપરનું આ લોક પરલોકનું કલ્યાણ ઇચ્છનારા જિજ્ઞાસુઓને કયા ભિન્ન ભિન્ન હેતુઓથી લાભદાતા છે તે તથા યોગ્ય હૃદયઉપર તેની કેવી અસર થાય છે તે તે હૃદયના ઉદ્ગારોવડે પ્રથમ તથા દ્વિતીય કિરણની પ્રસ્તાવનામાં વિસ્તારથી કહેલું હોવાથી અત્ર તે વિષે વિશેષ કથન કરવું આવશ્યક ગણ્યું નથી.

---

કહેતાં સત્યની પ્રાપ્તિમાટે-સદ્રૂપ થવામાટે-અથવા સત્ કહેતાં શુભની એટલે સુખજનક શુભ ગુણોની વા સુખજનક સર્વ શુભ સામગ્રીની પ્રાપ્તિમાટે તેણે સત્યના વા શુભના પરમમંગલ ભંડારસમીપ શુભેચ્છાપૂર્વક કેટલોક સમય વસવું જોઇએ. તે સદ્રૂપ મહાવ્યક્તિ-સત્ની જીવતીજાગતી જ્યોતિ-પોતાની કાયિક વાચિક માનસિક સાત્ત્વિક ક્રિયાઓથી, અને તેઓ કાંઈ ન કહે તોપણ પોતાના પરમશુદ્ધ પરમસાત્ત્વિક વાતાવરણથી સમીપસ્થ વ્યક્તિને અનેક રીતે પોષે છે. સમીપસ્થ વ્યક્તિ જો અનુકૂલ બુદ્ધિવાળી ને પ્રયત્નશીલ હોય તો તે પ્રત્યક્ષ-શાસ્ત્રરૂપ મહાવ્યક્તિના જ્ઞાનવિજ્ઞાનરૂપ તથા સત્ત્વમય પરમશુદ્ધ ચારિત્ર્યરૂપ અખૂટ ભંડારમાંથી ઘણું મેળવી શકે છે, ને તે દ્વારા તે આ લોક પરલોકમાં સુખી થવાઉપરાંત ક્રમાત્ મોક્ષપ્રાપ્તિપર્યંત પહોંચી શકે છે.

મહત્ત્વાકાંક્ષી ભ્રાતાઓ ! તમારે વાસ્તવિક મનુષ્યત્વ પ્રાપ્ત કરવું છે ? મનુષ્યત્વમાંથી ઈશ્વરત્વ મેળવવું છે ? અને ઈશ્વરત્વમાંથી બ્રહ્મત્વ પ્રાપ્ત કરવું છે ?–તમારે દુઃખરહિત પરમાનંદપૂર્ણ–પરમાનંદસ્વરૂપ–સર્વાધિષ્ઠાન-રૂપ મહાપદ મેળવવું છે ? જો તમને તેવી શુભેચ્છા હોય તો આ "દિવાકર"ને હૃદયમાં ધારણ કરો.

સજ્જનો ! તમારે મહાપુરુષનો સત્સંગ ઘેર બેઠાં કરવો છે ? અનેક શાસ્ત્રોના સારરૂપ અમૃત પીવું છે ? કલિયુગમાં સત્યયુગનું દર્શન કરવું છે ? હૃદયનો અંધકાર ટાળવો છે ? શાંત અને સુખી થવું છે ? જો તેવી ઇચ્છા હોય તો આ "દિવાકર"ને હૃદયમાં ધારણ કરો.

સદ્‌ભાગી જિજ્ઞાસુ બંધુઓ ! વાંચો, વિચારો, ઊંડા ઊતરો, અને આપણને અત્યંત ઇચ્છિત અમૂલ્ય વસ્તુને–પરમાનંદને–હાથ કરો ! કૃપાના મહાસાગરરૂપ શ્રીઅંતર્યામી પ્રભુની કૃપા આપણો શુદ્ધભાવવાળો પ્રયત્ન સફલ કરો ! અસ્તુ. ૐ

શ્રીઆનંદાશ્રમ, બીલખા.<br>
સં૦ ૧૯૮૬ આશ્વિનવદિ ૧૧

શ્રીસદ્‌ગુરુપાદપદ્મરજોંકિત<br>
**માણિક્યવર્મા.**



# ॥ परापूजास्तोत्रम् ॥

अखंडे सच्चिदानंदे निर्विकल्पैकरूपिणि ।
स्थितेऽद्वितीयभावेऽस्मिन्कथं पूजा विधीयते ॥ १ ॥
पूर्णस्यावाहनं कुत्र सर्वाधारस्य चासनम् ।
स्वच्छस्य पाद्यमर्घ्यं च शुद्धस्याचमनं कुतः ॥ २ ॥
निर्मलस्य कुतः स्नानं वस्त्रं विश्वोदरस्य च ।
अगोत्रस्य त्ववर्णस्य कुतस्तस्योपवीतकम् ॥ ३ ॥
निर्लेपस्य कुतो गंधः पुष्पं निर्वासनस्य च ।
निर्विशेषस्य का भूषा कोऽलंकारो निराकृतेः ॥ ४ ॥
निरंजनस्य किं धूपैर्दीपैर्वा सर्वसाक्षिणः ।
निजानंदैकतृप्तस्य नैवेद्यं किं भवेदिह ॥ ५ ॥
विश्वानंदयितुस्तस्य किं तांबूलं प्रकल्प्यते ।
स्वयंप्रकाशचिद्रूपो योऽसावर्कादिभासकः ॥ ६ ॥
प्रदक्षिणा ह्यनंतस्य ह्यद्वयस्य कुतो नतिः ।
वेदवाक्यैरवेद्यस्य कुतः स्तोत्रं विधीयते ॥ ७ ॥
स्वयंप्रकाशमानस्य कुतो नीराजनं विभोः ।
अन्तर्बहिश्च पूर्णस्य कथमुद्वासनं भवेत् ॥ ८ ॥
एवमेव परापूजा सर्वावस्थासु सर्वदा ।
एकबुद्ध्या तु देवेशे विधेया ब्रह्मवित्तमैः ॥ ९ ॥

इति श्रीमच्छंकराचार्यविरचितं परापूजास्तोत्रम् ॥



# श्रीसदुपदेशदिवाकर

## पंचमकिरण

### પત્ર ૧-૭

× સ્વધર્મપાલનમાં ને મોક્ષનિરૂપક શાસ્ત્રના વાચનવિચારમાં નિત્ય યોગ્ય સમય લઇ અભ્યુદયનિઃશ્રેયસનો લાભ આપનારી પ્રજ્ઞાની વૃદ્ધિ કરવા પ્રયત્ન ચાલતો હશે. પ્રજ્ઞાનું માહાત્મ્ય **શ્રીવસિષ્ઠજી** નીચે પ્રમાણે કહે છેઃ—

**"स्वर्गाद्यद्यत्तु पातालाद्राज्याद्यत्समवाप्यते।**
**तत्समासाद्यते सर्वं प्रज्ञाकोशान्महात्मना॥"**
**"चिंतामणिरियं प्रज्ञा हृत्कोशस्था विवेकिनः।**
**फलं कल्पलतेवैषा चिंतितं संप्रयच्छति॥"**

(સ્વર્ગપ્રાપ્તિથી, પાતાલની પ્રાપ્તિથી ને રાજ્યપ્રાપ્તિથી જે સુખ જીવને પ્રાપ્ત થાય છે તે સર્વ સુખ પ્રજ્ઞારૂપ ભંડારમાંથી મહાપુરુષોવડે પ્રાપ્ત કરાય છે.

વિવેકી મનુષ્યના હૃદયરૂપ ભંડારમાં રહેલી આ પ્રજ્ઞા ચિંતામણિ-રૂપ છે. આ પ્રજ્ઞા કલ્પલતાની પેઠે ઇચ્છેલું ફલ સારી રીતે આપે છે.)

૨ × **"उदीच्या ऋषयः सर्वे"** આ પ્રસિદ્ધ વાક્ય તમારામાંના ઘણાખરાઓએ બહુવાર વાંચ્યુંસાંભળ્યું હશે, પણ તમારામાંના મોટા ભાગે એ વાક્યના ગંભીર અભિપ્રાયનો ને ઉદીચ્યતરીકેના પોતાના કર્તવ્યનો પૂરતો વિચાર નહિ કર્યો હોય એવું અનુમાન થાય છે. આર્યાવર્તનો ઉત્તર-ભાગ દેવભૂમિ કહેવાય છે. એ આર્યાવર્તના ઉત્તરભાગરૂપ દેવભૂમિમાંથી ગુજરાતના મહારાજાના નિમંત્રણથી ગુજરાતમાં આવેલા બ્રાહ્મણો તે ઉદીચ્ય બ્રાહ્મણો. એ ઉદીચ્ય બ્રાહ્મણો સર્વે ઋષિઓ એટલે સૂક્ષ્મ-દર્શીઓ હતા. વેદાધ્યયન, સુવિચારસેવન ને શાસ્ત્રોક્ત તપાદિ સત્કર્મ-પરાયણતાવડે તેઓ ઋષિઓ ગણાયા–મનાયા–હતા. આપણે સર્વેએ પણ આપણા પૂર્વજોના ઋષિનામને સાર્થક કરવામાટે યથાશક્તિ વેદાધ્યયન–ન્યૂનમાં ન્યૂન સંધ્યાદિમાં આવતા વેદમંત્રો, પુરુષસૂક્ત ને રુદ્રસૂક્તના જેટલું અધ્યયન–અવશ્ય કરવું જોઇએ, અને દુર્વ્યસનો ને અનુચિત ભક્ષ્ય-પેયનો પરિત્યાગ કરી સંધ્યા, જપ, ઇંદ્રિયનિગ્રહ ને મનોનિગ્રહ આદિ શુભકર્મોમાં શ્રદ્ધાપ્રીતિથી તત્પર રહેવું જોઇએ. પોતાને ઉદીચ્ય બ્રાહ્મણ માનનાર પ્રત્યેક વ્યક્તિ જો આમ વર્તવા લાગે તો તે પોતાના ઋષિના ઉત્તમનામને સાર્થક કરવા સમર્થ થાય. સદાગ્રહવાળા વિવેકયુક્ત પ્રયત્નથી કયું શુભકર્મ સિદ્ધ ન થાય? એવા પ્રયત્નથી પ્રત્યેક શુભકર્મ સિદ્ધ થાય છે એમ વિદ્વાનો માને છે. જો આમ છે તો આપણે સર્વેએ સત્શાસ્ત્રનાં ને સમર્થ આપ્ત પુરુષોનાં હિતકર વચનોને પ્રમાણ માની ઉપર જણાવેલી ઋષિપદવી પ્રાપ્ત કરવા યથાયોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. લૌકિક પદવીઓના કરતાં આ પદવી ઘણી શ્રેષ્ઠ છે.

આ સપ્તદશ સંમેલનના અર્થનો પણ આપણે શાસ્ત્રીયરીતે વિચાર કરીએ તો તે પણ આપણા શુભકર્તવ્યનું આપણને સૂચન કરે છે. સપ્ત-દશ એટલે સત્તર તત્ત્વનું આપણું સૂક્ષ્મશરીર બનેલું છે. પાંચ કર્મે-દ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણ, મન ને બુદ્ધિ એ સત્તર તત્ત્વોની

શાસ્ત્રે નિષેધ કરેલી પ્રવૃત્તિ રોકી તે સર્વની શાસ્ત્રે વિધાન કરેલી પ્રવૃત્તિ સેવવાથી આપણે દેવજેવા થવાથી આપણે આપણા ભૂદેવ એવા માનવાચક નામને અર્થવાળું કરી શકશું. સૂક્ષ્મશરીર સુધરવાંથી તેની મનુષ્યના સ્થૂલશરીરપર ને બાહ્યવ્યવહારપર ઘણી સારી અસર થયા વિના રહેશે નહિ. સમ્યક્પ્રકારે–છલકપટવિના શુદ્ધભાવે–ઘણા મનુષ્યોનું મળવું તે સંમેલન કહેવાય છે. આ સંમેલનશબ્દ સૂચવે છે કે આપણે સૌએ સંપ, સમદર્શન, કર્તવ્યનિષ્ઠા, પરવિચારસહિષ્ણુતા, મત્સરરહિતતા, ગર્વરહિતતા ને સૌજન્ય રાખી આપણા મુખ્ય શુભ ઉદ્દેશને ને ગૌણ શુભ ઉદ્દેશોને સફલ કરવા પ્રયત્ન કરવો જોઇએ. આવા પ્રસંગમાં મનુષ્યે પોતાનામાં રહેલા દેવસ્વભાવોને જાગ્રત્ રાખીને વર્તવું જોઇએ, તેણે પશુસ્વભાવને કે આસુરસ્વભાવને લેશ પણ અવકાશ નજ આપવો જોઇએ. બ્રાહ્મણે પોતાના મનને શિવસંકલ્પવાળું–કલ્યાણપ્રદ વિચારોવાળું–રાખવું જોઇએ એમ "**तन्मे मनः शिवसंकल्पमस्तु**"—તે મારું મન કલ્યાણપ્રદ નિશ્ચયવાળું થાઓ–એ શ્રુતિ પોતાનું શ્રેયસ્ ઇચ્છનાર બ્રાહ્મણોને જણાવે છે.

આપણે સર્વેએ વ્યાવહારિક ક્ષણભંગુર વસ્તુઓના કરતાં પરમાત્મજ્ઞાનનું, મનને સ્થિર રાખવારૂપ યોગનું, ઇંદ્રિયને ને શરીરને વશ રાખવારૂપ તપનું, પરમાત્મભક્તિનું ને શાસ્ત્રોક્ત સંધ્યાજપાદિ કર્મનું માહાત્મ્ય વધારે જાણવું જોઇએ. જ્ઞાનબલ, યોગબલ, તપોબલ, પરમાત્મભક્તિબલ ને શુભકર્મબલ મનુષ્યની મહત્તામાં કેટલો વધારો કરે છે તે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ ને પુરાણોમાં ઋષિમુનિઓનાં ઉદાહરણો આપી સમજાવેલું છે જે વિવેકીને વિદિતજ છે.

શુભ વિચારોના સેવનવડે અશુભ વિચારોને બલહીન કરવાથી ને શુભ પ્રવૃત્તિવડે અશુભ પ્રવૃત્તિ રોકવાથી મનુષ્યમાં દૈવીબલ પ્રકટે છે. જો આવું દૈવીબલ પ્રત્યેક ઉદીચ્યબ્રાહ્મણમાં પ્રકટે તો પછી તે પોતાનાં નિકટનાં સગાંઓની ઉત્તરક્રિયામાં શાસ્ત્રીય કર્તવ્યથી ભિન્ન દેખાદેખીથી

નકામું ખર્ચ કરશે નહિ, બીજાને તેમ કરવાની સલાહ આપશે નહિ, ઉત્તરક્રિયાઓનાં ભોજનમાં રુચિ રાખશે નહિ, કન્યાવિક્રય કરશે નહિ, જેઓ કન્યાવિક્રય કરતા હોય તેમને તેમ કરવાની શાથી અગત્ય પડે છે તે સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કરશે, ને તેમને કેવી રીતે સમજાવવાથી તથા સાહાય્ય કરવાથી તેઓ કન્યાવિક્રયનો પરિત્યાગ કરશે તેનો વિચાર કરી કન્યાવિક્રય દૂર કરવા યોગ્ય પ્રયત્ન કરશે, એક સ્ત્રી વિદ્યમાન છતાં બીજી સ્ત્રી કરવાથી વ્યવહારપરમાર્થમાં કેટલી હાનિ થાય છે તે તે સમજશે, ને જ્ઞાતિની અનુમતિવિના એક સ્ત્રી વિદ્યમાન છતાં બીજી સ્ત્રી કરી શકાય નહિ એવો ઠરાવ જ્ઞાતિપાસે કરાવવા ને પળાવવા તે પ્રયત્ન કરશે, અને આશરે પીસ્તાળીશ વર્ષપછી કોઇ પણ બ્રાહ્મણે અસાધારણ કારણવિના ને સ્વજ્ઞાતિની અનુમતિવિના લગ્ન કરવું નહિ એવો ઠરાવ કરાવવા તથા પળાવવા તે પ્રયત્ન કરશે. પોતાનું ને જ્ઞાતિનું હિતાહિત શામાં રહેલું છે તે તમારું અંતઃકરણ સમજી શકે એમ છે માટે અવશેષ રહેલું શુભ કામ પોતપોતાના અંતઃકરણને પૂછી સમજી લેશો, ને તેને કર્તવ્યમાં મૂકી આ લોકમાં સુખી થશો.

શક્યાશક્યનો તથા પૂર્વાપરનો પૂરતો વિચાર કરી ઠરાવો પસાર કરશો, ને પસાર થયેલા ઠરાવો અવશ્ય પળાય એવી યોગ્ય ગોઠવણ કરશો. ૐ

૩ * આત્મયાજી થવાનો શુભ પ્રયત્ન પ્રારંભ્યાના સંતોષપ્રદ સમાચાર જાણ્યા. ત્રણ શરીરથી પર સચ્ચિદાનંદરૂપ આત્મા છે, અને તેજ મારું વાસ્તવિક સ્વરૂપ છે એવો વિચાર વારંવાર પ્રીતિપૂર્વક કર્યા કરવો, ને સવારસાંજ તે વિચારમાં મનને વિશેષ જોડવું તે આત્મયાજી થવાનું મુખ્ય સાધન છે. *

૪ * ધૈર્ય રાખી યોગ્ય ઉપાય કરવા, પણ મનને ખેદને વશ ન થવા દેવા પ્રયત્નશીલ રહેવું.

બાહ્યવ્યવહાર, સગાંવહાલાં, ભાઇ, પુત્ર, શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને મન એ સર્વ કલ્પિત છે, અને પોતાનો આત્માજ સત્ય છે, આ વિચાર મનમાં બની શકે તેટલો સુસ્થિર કરતા રહેશો, ને ...ના સંબંધમાં તથા સ્વશરીરના સંબંધમાં દ્રષ્ટા રહેવાનો શુભ પ્રયત્ન સેવતા રહેશો. મનને સમભાવવાળું રાખી અંતરબહારના સર્વ પદાર્થોના દ્રષ્ટા રહીને વર્તવું તે મોટું તપ ગણાય છે, ને તે તપ શુભ ફલ આપે છે. મનને બ્રહ્મના અનુસંધાનવાળું ને સંસારના પ્રાણિપદાર્થમાં વિરાગવાળું રાખવા પણ પ્રયત્ન સેવવો જોઇએ. એમ કરવાથી મન શાંત રહેશે. *

પ્રાપ્ત થયેલા પ્રારબ્ધકર્મને પ્રસન્નતાથી ભોગવવામાંજ મનુષ્યના ધૈર્યબલની ને મનોબલની પરીક્ષા છે તે સ્મરણમાં રાખતા હશો.

આવી પ્રતિકૂલવેલાએ ઇષ્ટમંત્રનો જપ ને ઇષ્ટદેવનું ધ્યાન મનુષ્યને બહુ ઉપકાર કરે છે. ×

હૃદયને ઘણામાં ઘણું દૃઢ ને શાંત રાખવા પ્રયત્ન રાખશો, ખેદ ને વિલાપ ન કરશો.

ગ્રહને બદલે ગ્રહપતિના સામર્થ્યનો વિચાર કરી મનને શાંત રાખશો. ×

૫ * સંસારના સ્વરૂપનો, પ્રારબ્ધકર્માનુસાર થતા સગાંઓના સંયોગ-વિયોગનો, શરીરના વિનાશીપણાનો તથા આત્માના અવિનાશીપણાનો વિચાર મનમાં જાગ્રત્ રાખી તમે તમારા ને ...ના શરીરસંબંધી વિચારવડે તમારા મનને ખેદયુક્ત ન થવા દેશો.

આ સંસારમાં મનને ધૈર્યયુક્ત રાખવાની બહુ અગત્ય છે. રોગ-ગ્રસ્ત સગાંઓને માટે યોગ્ય ઉપચારો કરી શકાય, ને તેમની સેવા કરાય, પણ મનુષ્યથી તેથી ભિન્ન બીજું શું કરી શકાય?

સંસારમાં પ્રાપ્ત થતાં દુઃખો વિવેકી મનુષ્યના હૃદયમાં વૈરાગ્યની ઉત્પત્તિ ને વૃદ્ધિ કરે છે.

પરમાનંદરૂપ પરમાત્માના ધ્યાનમાં મનને જોડતા રહી તેને ખેદનો સ્પર્શ ન થવા દેશો.

અસંગ ને સચ્ચિદાનંદરૂપ આત્માને કોઇની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નથી આ શાસ્ત્રસિદ્ધાંતને તમે તમારા મનમાં સ્થિર કરતા રહેશો.

૬ * સર્વજ્ઞ ને સર્વશક્તિમાન્ પરમાત્મા છે. જે મનુષ્ય પોતાનું અલ્પજ્ઞપણું તથા અલ્પશક્તિવાળાપણું ટાળવા ઇચ્છતો હોય તેણે તેમનું પોતાના સદ્ગુરુએ ઉપદેશ કર્યા પ્રમાણે સ્મરણ, ધ્યાન, પ્રણામ ને પ્રાર્થનાવડે શ્રદ્ધાભક્તિથી આરાધન કરવું જોઇએ. જેમ જેમ તેના આરાધનનો પરિપાક થતો જાય છે તેમ તેમ તેનું અલ્પજ્ઞપણું ને અલ્પશક્તિવાળાપણું દૂર થતાં જાય છે.

પ્રથમ તમારા મનના નિરર્થક આવેશોને વશ કરવાનો તથા શ્રદ્ધા વધારવાનો પ્રયત્ન કરશો. પછી જે સમર્થ મહાપુરુષના વચનમાં તમને શ્રદ્ધા પ્રકટે તે મહાપુરુષને શરણે જઇ તેમને સદ્ગુરુ સ્થાપી તેમની આજ્ઞાપ્રમાણે સ્વકર્તવ્ય કરશો તો તેનું પરિણામ સારું આવશે એમ જણાય છે. અયોગ્ય ઊતાવળથી લાભ થતો નથી.

૭ * શ્રદ્ધા રાખી ઉમંગપૂર્વક મનના તથા ઇંદ્રિયોના બાહ્યવેગો પાછા વાળવાનો પ્રયત્ન ચાલુ રાખવાથી તે અભ્યાસના પરિપાકે દૃશ્યની તૃષ્ણાની નિવૃત્તિ થઇ આત્માના અતિશીતલ સ્વરૂપનો અનુભવ થાય છે.

પ્રાણિપદાર્થો મિથ્યા છે, ને તેમાં અસ્તિ, ભાતિ ને પ્રિયરૂપે રહેલું બ્રહ્મ સત્ય છે આવો વિચાર રાખ્યા કરવો તે વિવેક કહેવાય છે. તે વિવેક દૃઢ થવાથી દશ્ય પ્રાણિપદાર્થમાં રહેલા રાગની નિવૃત્તિરૂપ વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. વિવેકવૈરાગ્યની દૃઢતા થવાથી મનોનિગ્રહ તથા ઇંદ્રિયનિગ્રહ કરવાનું બલ પ્રાપ્ત થાય છે. મનના સ્વરૂપના વિચારથી ને શરીરના વિનાશીપણાના વિચારથી પણ મનની ચંચલતા દૂર થાય છે.

મન ઢોંગી મન મૂઢ છે, મન છે મહામસ્તાન;
વશ વર્તે તો મિત્ર છે, નહિ તો શત્રુસમાન. ૧

**“ मस्तकस्थायिनं मृत्युं यदि पश्येदयं जनः ।**
**आहारोऽपि न रोचेत किमुतान्या विभूतयः ॥ १ ॥”**

(જો પોતાના માથાઉપર રહેલા મૃત્યુને આ માણસ જુએ તો તેને આહાર પણ ન રુચે, તો પછી બીજાં સુખો ન રુચે તેમાં શું કહેવું?)

**પત્ર ૮-૧૬**

× આસપાસના સંયોગોનો ને પ્રયોજનનો પૂરતો વિચાર કરી મનને હઠરહિત ને સરલ રાખવું જોઇએ. હઠ કે દુરાગ્રહ તમોગુણનો ધર્મ હોવાથી તે મનુષ્યના અંતઃકરણના સાત્ત્વિક પ્રકાશને મંદ કરે છે.

મનને વશ રાખવાથી ઇંદ્રિયોની પ્રસન્નતા ને શરીરનું આરોગ્ય સચવાય છે, ને પરમાર્થનાં સાધનોનું તથા પ્રાપ્તવ્યવહારનું સારી રીતે સેવન કરી આનંદમાં રહી શકાય છે.

શાસ્ત્રાદિના ઉપદેશમાં સાત્ત્વિકી શ્રદ્ધા રાખી મનના ને ઇંદ્રિયોના બાહ્યવેગોને અંતર્મુખ કરવાથી મનુષ્યને સાચી શાંતિ ને સાચું સુખ મળે છે, અન્યથા તે મળતાં નથી.

પૂજ્ય સ્થૂલશરીરના દર્શનથી જેટલું પુણ્ય થાય છે તેના કરતાં શાસ્ત્રાદિની આજ્ઞાના પ્રીતિપૂર્વક પરિપાલનથી મનુષ્યને અતિ ઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે એમ વિવેકીઓ કહે છે.

× પોતાની પરિસ્થિતિનો વિચાર કરી વ્યવહારપરમાર્થના કામના સમયો નિર્માણ કરી તે પ્રમાણે વર્તવું. પ્રારબ્ધકર્મના વેગને લીધે પરમાર્થનો સમય ન્યૂન મળે તો તેથી ખેદ ન કરતાં વ્યવહારકાલે પણ મનને પરમાત્માભિમુખ રાખી શકાય તેટલું રાખવું. તમારી શુભભાવનાપ્રમાણે દયાલુ પ્રભુ તમને અનુકૂલતા રચી આપવા સમર્થ છે.

× સાચા ભક્તની પ્રતિકૂલતાઓ દૂર કરવા પ્રભુ કૃપા કરે છે.

× શ્રદ્ધા, ઉમંગ, ધૈર્ય ને જાગૃતિમાં વધારો કરી બ્રહ્મવિચાર કરતા રહેશો.

૯ × મનને કોઇ પણ નિમિત્તે ક્ષોભવાળું નજ થવા દેશો. વિવેક-વૈરાગ્યવડે પ્રસંગોપાત્ત ક્ષોભ પામેલા મનને તુરત શાંત કરવાનો પ્રયત્ન કરવાથી લાભ છે. અહીં કોઇ કોઇનું નથી આ વિચારને જાગ્રત્ રાખી કોઇ બાલાઓના વિચારથી કે વર્તનથી મનને ખેદયુક્ત નજ કરવું.

× × દૈવીસંપત્તિના મહાનિધિ અંતર્યામીપાસે જે જે દૈવીસંપત્તિ જોઇએ તે તે દૈવીસંપત્તિ શુદ્ધભાવથી આર્તહૃદયે માગતાં રહેશો.

૧૦ × યજ્ઞોપવીત પવિત્ર વસ્તુ હોવાથી તેને સર્વદા પવિત્ર રાખવું જોઇએ. મલમૂત્રનો ત્યાગ કરતી વેલા જો તે કંઠસ્થ કરી જમણા કાનપર ન ચઢાવવામાં આવે તો કંઠની નીચેનો ભાગ અપવિત્ર ગણાતો હોવાથી તે સ્થલે રહેલું યજ્ઞોપવીત અપવિત્ર થાય. તે અપવિત્ર જનોઈ પહેરી સંધ્યાવંદન થઈ શકે નહિ, માટે મલમૂત્રનો ત્યાગ કરતી વેલા કંઠની ઉપરનો ભાગ પવિત્ર હોવાથી જનોઇને કંઠની ઉપરના ભાગમાં આવેલા જમણા કાનપર ચઢાવી રાખવામાં આવે છે.

૧૧ × જપ ચાલુ રાખશો, ને સર્વ પ્રકારના પાપથી બચશો.

આહાર, વાણી, નેત્ર ને મનને બની શકે તેટલાં વશ વર્તાવવાનો પ્રયત્ન કરશો.

વિવેકવિનાનો વૈરાગ્ય નભી શકતો નથી માટે વિવેકને વધારવા પ્રયત્નશીલ રહેશો.

પાપનો પૈસો મનુષ્યપાસે નવું પાપ કરાવે છે, ને પાપની જવાબ-દારી તેના ઉપર ઊભી રાખે છે.

સંધ્યા, જપ, પ્રાણાયામ ને શાસ્ત્રવાચન કરતા રહેશો, નીતિને માર્ગે વર્તશો, અને નઠારાં માણસોથી દૂર રહેશો.

ઉદ્યોગી, ખંતીલા, સાવધાનતાવાળા ને આવડવાળા રહી યોગ્ય ધંધો કરવાથી લક્ષ્મી મળે છે. મળેલી લક્ષ્મીનો સદુપયોગ થાય તો તે જીવનું શુભ કરે છે, પણ જો તેનો દુરુપયોગ થાય તો તે જીવનું અશુભ કરે છે.

૧૨ * સદ્‌ગુરુના સ્વરૂપનું વારંવાર સ્મરણ રાખી તીવ્ર શ્રદ્ધા ને જાગૃતિ રાખી પ્રયત્ન કરશો તો વાણીનો ઉપયોગજેટલો નિગ્રહ થશે, ને નકામું વા સદોષ નહિ બોલાય.

જ્યારે જ્યારે નવરાશ હોય ત્યારે ત્યારે મનમાં ઇષ્ટમંત્રનો જપ પ્રીતિપૂર્વક કર્યા કરવાથી ને ઉંડા શ્વાસ લેવાનો સ્વભાવ પાડવાથી મનની ચંચલતા ન્યૂન થવા લાગશે. સવારસાંજ માનસ જપ કરો ત્યારે માત્ર ત્રણ વાર જે ભાવના કરવાની છે તે કરી પછી શનૈઃ શનૈઃ મનમાં જપ કરશો. પ્રત્યેક મંત્રે તે ભાવનાના શબ્દો બોલવાના નથી.

પરમાત્મા, સત્‌શાસ્ત્ર ને સદ્‌ગુરુમાં મનને સ્વાભાવિક પ્રીતિવાળું રાખી ઇષ્ટમંત્રનો જપ ને ઇષ્ટદેવનું ધ્યાન કરતા રહેવાથી ને સર્વત્ર વ્યાપી રહેલ બ્રહ્મનો વિચાર સ્થિર કરવાથી વેલાસર આત્મયાજી થઇ શકાશે. ×

૧૩ × તમારું હૃદય પ્રેમાળ ને એકમાર્ગી હોવાથી તમે કર્તવ્યના મુખ્ય ને ગૌણ એવા બે ભાગ પાડી વર્તી શકતા નથી તેથી તમારું હૃદય વ્યાકુલ થાય છે. શર્યત, ( કર્મમાર્ગ, ) તરીકત, ( સગુણોપાસના, ) માર્ફત (નિર્ગુણોપાસના) ને હકિકતનો (બ્રહ્મજ્ઞાનનો) ભેદ સમજી વ્યવહારમાં અડચણ ન આવે ને અંતઃકરણની શુદ્ધિ થવામાં ઉપકાર થાય માટે શર્યતને ઉપયોગપૂરતું અનુસરવાનું છે, ને હકિકત તો જીવનું કલ્યાણ કરનારી છે માટે તે હકિકત–પરમાત્માનું સત્યસ્વરૂપ સમજવાનાં મુખ્ય-સાધનો–તો શ્રદ્ધાભક્તિથી ગુપ્તરીતે પાળવાની છે. આમાં તો "પાયા તીને છુપાયા" એમ રાખવું જોઇએ.

× × શર્યતમાં યાને કર્મકાંડમાં ધર્મોના ભેદને લીધે કાંઇક ભેદ હોય છે, પણ હકિકતમાં યાને જ્ઞાનકાંડમાં બહુ ભેદ હોતો નથી.

પરમતત્ત્વને જાણનારની આજ્ઞાપ્રમાણે વર્તવાથીજ પરમાર્થમાં આગળ વધાય, અજ્ઞાનીઓદ્વારા પરમાર્થમાં આગળ વધાય નહિ.

પ્રતિકૂલ ગ્રહો સામાન્ય પુરુષાર્થ કરનાર મનુષ્યને ભ્રમણા કે વ્યાકુલતા ઉપજાવી શકે.

શ્રદ્ધા, ઉત્સાહ, વ્યવસ્થા ને ધૈર્ય રાખી શુભ પ્રયત્ન કરનારને પરિણામે નાસીપાસી પ્રાપ્ત થતી નથી. ઊતાવળીઓ ને આવેશી સ્વભાવ હાનિ કરે છે.

શુભ પ્રયત્ન યોગ્યરીતે કરશો તો તેનું શુભ ફલ પ્રાપ્ત થશે. સારું કર્મ કરનારનું નઠારું થતું નથી.

મનને જેમ બને તેમ શાંત ને વ્યવસ્થિત કરશો.

હકિકતનું સ્વરૂપ સમજી ઇશ્કે હકીકીની (પરમાત્માઉપરના વિશુદ્ધ પ્રેમની) મસ્તીમાં રહેશો.

અંગ્રમૈન્યુના (તામસ મનના) અંધકારની પછવાડે ચાલવાથી અહુરમજ્દની (પરમાત્માની) પ્રાપ્તિ થતી નથી, પણ સ્પેન્ટમૈન્યુના (શુદ્ધસાત્ત્વિક મનના) પ્રકાશની પછવાડે ચાલવાથી અહુરમજ્દની પ્રાપ્તિ થાય છે.

૧૪ ※ ઉત્તમ પ્રકારનો વિવેક, નિર્મલ શ્રદ્ધા ને પરમાદર રાખી પરમાર્થનાં સાધનોનું સેવન નિરંતર કરતા રહેશો.

સ્વરૂપભૂત શાંતિનું ને સ્વરૂપભૂત નિત્યસુખનું મનની અંતર્મુખવૃત્તિવડે સર્વદા આસ્વાદન કરતા રહેશો, એમ કરવાથી તમારા મનની પ્રસન્નતા સદા ટકી રહેશે.

મોહમયીપુરીનું માદક વાતાવરણ મનને અકળાવી નાંખે એવું છે, છતાં હૃદયના ઊંડાણમાં જે શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ છે તેમાં

મનને વિશ્રાંતિ આપ્યા કરવી, કે જેથી તે મોહમય વાતાવરણ મનને અકળાવી ન શકે.

તમારી શુભભાવના છે તો આગમનની અનુકૂલતા પ્રાપ્ત થઈ જશે.

મનને અંતર્મુખ કરી, ચાખો પરમાનંદ;
દૃશ્ય સકલ મિથ્યા ગણી, કાપો તેનો ફંદ. ૧

૧૫ × આ બહુ માઠા બનાવથી વ્યવહારપક્ષે પિતાતરીકે તમને બહુ દુ:ખ થાય એ સ્વાભાવિક છે, પણ તમે સંસારનું ક્ષણભંગુરપણું તથા કર્મની ગહન ગતિ જાણો છો, અને અહીં કોઇ કોઇનું નથી, માત્ર પૂર્વજન્મનાં કર્મોથી સગાંવહાલાંરૂપે મનુષ્યો ભેગાં થાય છે, ને તે કર્મની સમાપ્તિ થયે તે સૌ જૂદાં પડી જાય છે એ પણ તમે જાણો છો, એટલે વિચારપૂર્વક તમે તમારા મનનું સાંત્વન કરવા પ્રયત્નશીલ રહેતા હશો. અહીં પિતા કોણ છે? ને પુત્ર પણ કોણ છે? જે છે તે અખંડૈકરસ ચેતનજ છે. એ વિચારમાં શોકને અવકાશ શી રીતે હોય? મોહથી જો મનમાં શોક થાય તો તે વિવેકવડે દૂર કરવો જોઇએ. આવા માઠા પ્રસંગથી મનુષ્યે પોતાના મનને વધારે વિરાગવાળું કરી તેને પરમાત્મામાં જોડવું એજ હિતકર ગણાય છે.

શરીરનું આરોગ્ય ને મનની શાંતિ જાળવતા રહેશો, ને જીવનનો અવશેષ ભાગ પરમશાન્તિ મળે એવા વિચારમાં ને વર્તનમાં વ્યતીત કરવા યત્ન કરશો.

૧૬ × સંસાર દુ:ખમય છે એમ જ્યારે પ્રત્યક્ષપ્રમાણથી મનુષ્યને જણાય છે ત્યારે મનુષ્યનું મન કાંઇક કાંઇક જાગ્રત્ થાય છે, ને પરમાર્થનાં સાધનોભણી તેના મનનો વેગ ન્યૂનાધિક વળે છે.

તમારા અસંગ, અવિકારી, શોકાતીત, દુ:ખાતીત, નિરામય ને પરમાનંદસ્વરૂપભણી તમારા મનની વૃત્તિઓને વાળતા રહી સુપ્રસન્ન રહેશો.

× શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવી વ્યવહારપરમાર્થનો નિર્વાહ કરતા રહેશો.

## પત્ર ૧૭–૨૪

* પ્રારબ્ધકર્મવશાત્ પ્રબલ રોગ પ્રાપ્ત થાય તે પ્રસંગે વિવેકવૈરાગ્યના વિચારથી મનને ધૈર્યવાળું રાખવાની બહુજ અપેક્ષા છે. શૌચના નિયમોનું પાલન શરીરની અશક્તિને લઇને જોઇએ તેવું ન થઇ શકે તો તેથી મનને ખેદને વશ ન થવા દેતાં **"देही चात्यंतनिर्मलः"** (આત્મા અત્યંત પવિત્ર છે) એવા વિચારવડે મનને પ્રસન્ન રાખવું.

પ્રારબ્ધકર્મની ગતિ કળી ન જાય એવી છે, પણ તે દેહાદિની સાથે સંબંધવાળી છે, અસંગ આત્માની સાથે તેનો લેશ પણ સંબંધ નથી. દુઃખની પ્રાપ્તિવડે જીવનાં પાપકર્મોના સંસ્કારો નાશ પામે છે, ને જીવ નિર્મલ થઇ બ્રહ્મરૂપ મોક્ષની સમીપ જતો જાય છે એમ વિચારવું.

આપત્કાલે જીવના હૃદયબલની વા ધૈર્યની પરીક્ષા થાય છે એમ સમજી તે પરીક્ષામાં ઉત્તીર્ણ થવા નિરંતર બ્રહ્મનું ચિંતન ને દૃશ્યનું વિસ્મરણ કરવા પ્રયત્નશીલ રહેશો.

પ્રભુમાં વિશ્વાસ વધારશો, જીવભાવને દબાવશો, શુભાશા રાખશો, અને અંતઃકરણના ઉંડાણમાં રહેલા અંતર્યામીમાં મનને વધારે વિશ્રાંતિ આપી પ્રસન્ન રહેશો.

૧૮ × તમારી શુભભાવના સંતોષપ્રદ છે. શુભભાવનાજ આ અપારજેવો પ્રતીત થતો ભવસાગર તરવાની સુદૃઢ નૌકા છે. શુભભાવનાનો વેગ તીવ્રતર થયેથી અડચણો અડચણોરૂપે નહિ રહે, ને સારો સાર્થવાહ પણ મળી આવશે. "જો જો ઇચ્છા હોત મનમાંહી, રામકૃપા કછુ દુર્લભ નાંહી."

દૃશ્યચિંતન ને દૃશ્યસેવન ત્યજી બ્રહ્મચિંતન ને બ્રહ્મદર્શન કર્યા કરવાથી બ્રહ્મનિષ્ઠા આરૂઢ થઈ મનની શાંતિમાં ને આનંદાનુભવમાં ઉત્તરોત્તર વધારો થઈ જીવ કૃતાર્થ થાય છે.

વ્યવહારપક્ષે વર્ણાશ્રમના ધર્મનું પરિપાલન ને શિષ્ટાચારનું સેવન પુણ્યજનક છે.

૧૯ × બ્રહ્માકારવૃત્તિનો પ્રવાહ ચાલ્યા કરે તે બ્રહ્મમાં મનની એકાગ્રતા કહેવાય. વૃત્તિ જડ થઇને પડી રહે તે કષાયદોષ કહેવાય.

ત્રણ શરીરથી પર રહેલા કૂટસ્થસ્વરૂપમાં ચિત્તવૃત્તિને જોડ્યા કરવી તે આત્મસ્વરૂપનું અનુસંધાન કહેવાય.

હું બ્રહ્મ છું એવું ચિંતન વા એવું ધ્યાન કરવું તે નિદિધ્યાસન છે.

બ્રહ્મનો દૃઢ અનુભવ થાય તો સાધકને મોક્ષ થાય, કથનમાત્ર જ્ઞાનથી કે અદૃઢ જ્ઞાનથી મોક્ષ ન થાય.

વિષયાનુરાગનો ને વિષયવાસનાનો નાશ બ્રહ્મજ્ઞાનવિના થાય નહિ.

જે મુમુક્ષુનું અજ્ઞાન દૂર થયું ન હોય, અને જેની ત્રિવિધ વાસના દગ્ધ ન થઇ હોય તે મુમુક્ષુની ઇચ્છા હોય કે ન હોય તોપણ તેને પુનર્જન્મ થાય.

જો દેહાભિમાન ગલિત થાય, ને આત્માના અકર્તા અભોક્તાદિ સ્વભાવનો તેવી ભાવનાવડે દૃઢ અનુભવ થાય તો તેને પુનર્જન્મ ન થાય.

જો આત્માથી અભિન્ન બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા કરી ચિત્તને શુદ્ધસત્ત્વગુણવાળું કરાય તો આત્મસ્વરૂપનો દૃઢ બોધ થાય.

ચિત્તની એવી યોગ્યતા થયે આવરણભંગ થવાથી બ્રહ્મનું જ્ઞાન થાય.

ભાવનાપ્રમાણે સિદ્ધિ થાય છે એટલે મનુષ્ય દૃઢ ઇચ્છાથી જે વસ્તુને ઇચ્છે છે તેની તેને પ્રાપ્તિ થાય છે, અને તે પ્રમાણે બ્રહ્મપ્રાપ્તિની

દૃઢ ઇચ્છાથી "હું બ્રહ્મ છું" એવી ભાવનાનો અભ્યાસ કરવાવડે તે ભાવનાનો પરિપાક થતાં પોતાનો બ્રહ્મભાવ સ્ફુરે છે.

વેદાંતે પ્રતિપાદન કરેલા બ્રહ્મનું ચિંતન કરવાથી એટલે ભિન્ન ભિન્ન યુક્તિઓ, દૃષ્ટાંતો ને શાસ્ત્રપ્રમાણથી બ્રહ્મથી અભિન્ન આત્માનો વિચાર કર્યા કરવાથી વા પોતાના બ્રહ્મસ્વરૂપમાં મનને સ્થિર કર્યા કરવાથી બ્રહ્માનંદનો અનુભવ થાય.

ચિત્તવૃત્તિમાં નિરાવરણ બ્રહ્મ સ્ફુર્યા કરે તે બ્રહ્માકારવૃત્તિ કહેવાય.

શ્રમ કે શરીરની અશક્તિ આદિના કારણથી સૂતાં સૂતાં પણ ઉંઘ્યા વિના બ્રહ્મચિંતન વા વેદાંતશાસ્ત્રનું વાચન કરવામાં આવે તો તેમાં અડચણ નથી.

સર્વથા અસત્ય ન બોલવું તે ઉત્તમ. બીજાને હાનિ થવાના પ્રસંગમાં મૌન રાખવું, પણ અસત્ય ન બોલવું. જો રાજસત્તા બોલવાની ફરજ પાડે તો જે સત્ય હોય તે વિવેકથી કહેવું.

૨૦ * જીવને અનુકૂલ જણાય તે સુખ, ને તેને પ્રતિકૂલ જણાય તે દુઃખ. સુખજનક પ્રસંગ તે અનુકૂલ પ્રસંગ, ને દુઃખજનક પ્રસંગ તે પ્રતિકૂલ પ્રસંગ.

ધર્મનું એટલે પુણ્યકર્મનું ફલ સુખ થાય છે, ને અધર્મનું એટલે પાપકર્મનું ફલ દુઃખ થાય છે. આ નિયમ સર્વથા સર્વદા અબાધિત છે. વર્તમાનમાં અધર્મીને સુખ થતું જણાતું હોય ત્યાં તે તેના પૂર્વના કોઇ પુણ્યકર્મનું ફલ સમજવું. ધર્મીને વર્તમાનમાં દુઃખ થતું જણાતું હોય તો તે તેના પૂર્વના કોઇ પાપકર્મનું ફલ સમજવું. પુણ્યકર્મપાપકર્મ તેનો પરિપાક થયે સુખદુઃખરૂપ ફલને પ્રકટાવે છે, માટે વર્તમાનમાં કવચિત્ ધર્મીને દુઃખ થતું જોઇને અને પાપીને સુખ થતું જોઇને વ્યામોહમાં પડવાનું નથી. જો બ્રહ્મજ્ઞાન ન થાય તો કર્મફલપ્રદાતાસત્તાના નિયમા-

નુસાર કાલે કરીને પ્રત્યેક કર્મ પરિપાક પામી પોતાનું ફલ આપ્યા વિના રહેતું નથી.

જીવો પોતાનાં પરિપાક પામેલાં કર્માનુસાર પરસ્પર સંબંધથી જોડાય છે, ને છૂટા પડે છે. પછી તે પરિપાક પામેલાં કર્મો પાછલ્યા જન્મનાં હોય કે આ જન્મનાં હોય. સ્ત્રીપુરુષનો સંબંધ બહુધા પરિપાક પામેલાં પાછલ્યા જન્મનાં કર્માનુસાર હોય છે.

સામાન્યરીતે મનુષ્યનું આયુષ્ શાસ્ત્રમાં ૧૦૦ વર્ષનું કહ્યું છે. શાસ્ત્રમાં કોઇ સ્થલે મનુષ્યના આયુષ્‌ની સીમા ૧૧૬ વા ૧૨૦ વર્ષની પણ જણાવી છે. જીવને નવા દેહની પ્રાપ્તિ થતી વેલા તેનાં પૂર્વકર્માનુસાર તેનું અમુક સમયનું (અમુક શ્વાસોચ્છ્વાસનું) આયુષ્ કર્મફલપ્રદાતાસત્તાના નિયમાનુસાર નિર્માણ થાય છે. એ નિશ્ચિત થયેલા આયુષ્‌ના સમયમાં મનુષ્ય અસાધારણ શાસ્ત્રીય પુરુષાર્થરૂપ પુણ્યકર્મવડે તે પુણ્યકર્મના બલથી વૃદ્ધિ કરી શકે છે, અને ઈશનિયમનો ભંગ કરીને એટલે શરીરાદિનો ઊતાવળે ક્ષય કરનારા અનાચારનું સેવન કરવારૂપ અસાધારણ પાપકર્મવડે તે પોતાના આયુષ્‌માં ઘટાડો કરી શકે છે. અગ્નિ, જલ, સર્પદંશ ને વિદ્યુત્પાત વગેરેથી ઓચિંતું શરીર છૂટે તે અકાલમૃત્યુ કહેવાય છે. એ બધામાં જીવનાં કર્મો કારણરૂપ હોય છે.

"**बुद्धिः कर्मानुसारिणी**" એ નિયમાનુસાર બુદ્ધિ જીવના પ્રારબ્ધ-કર્માનુસાર કાર્યમાં પ્રેરાય છે એ વાત ખરી, તોપણ તેમાં પુરુષાર્થને અવકાશ છે. જે મનુષ્ય જાગૃતિ રાખી, શ્રીઅંતર્યામી પરમાત્માએ અંતઃકરણમાં આપેલા શુભસ્ફુરણને તથા શાસ્ત્રની અને મહાપુરુષોની આજ્ઞાઓને અનુસરી શુભપુરુષાર્થપરાયણ રહે છે તે મનુષ્ય પોતાના પુરુષાર્થના પ્રમાણમાં દુષ્ટપ્રારબ્ધને દબાવી, વા શુભપ્રારબ્ધને બલવાન્ કરી, કલ્યાણના માર્ગમાં આગળ વધતો જાય છે, ને જે ગાફલ રહી ગમે તેમ વર્તે છે તે આગળ વધતો નથી, વા પાછો પડે છે.

જીવ ને આત્મા એક નથી. સત્, ચિત્ ને આનંદાદિ સ્વભાવવાળું જે અનંત વ્યાપક ચેતન છે તેમાંથી અંતઃકરણરૂપ ઉપાધિએ રોકેલું ચેતન, અંતઃકરણમાં પડેલું ચેતનનું પ્રતિબિંબ ને અંતઃકરણ એ ત્રણે મળીને જીવ કહેવાય છે. એ જીવનું શુદ્ધસ્વરૂપ જે ચેતન છે તે આત્મા છે, ને તે આત્માનો વ્યાપકચેતનરૂપ પરમાત્માની સાથે સર્વથા સર્વદા અભેદ છે.

પુરુષ અને પ્રકૃતિ એ બેમાં પુરુષ બલવાન્ છે. પુરુષ સ્વભાવે ચેતન છે, ને પ્રકૃતિ સ્વભાવે જડ છે. પુરુષ અને પ્રકૃતિનું સ્વરૂપ શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૩ મા અધ્યાયમાં વિસ્તારથી જણાવ્યું છે.

* શ્રીનૃસિંહમહેતાને સંસારસંબંધનો વિયોગ થયો એ પણ તેમના કર્મનું ફલ સમજવું. પરમાત્માના નિગ્રહમાં પણ તેમનો અનુગ્રહ હોય છે. આ વાત જે સ્પષ્ટ સમજે તે તે નિગ્રહવડે પણ શાંતિ મેળવે છે, ને જે ન સમજે તે દુઃખાનુભવ કરે છે.

૨૧ × × આરંભમાં પોતાના સદ્ગુરુથી ને સત્શાસ્ત્રથી બ્રહ્મનું સ્વરૂપ સમજી તેને આકારે વૃત્તિ કરવાનો મુમુક્ષુનો પ્રયત્ન ચાલે છે. આ તેનો બ્રહ્માકારવૃત્તિ કરવાનો પ્રયત્ન છે. આદરપૂર્વક આવો પ્રયત્ન ચાલુ રહેવાથી તેના અંતઃકરણની પવિત્રતા, સ્થિરતા ને સૂક્ષ્મતા વધતાં તેના અંતઃકરણમાં રહેલા પ્રતિબંધક સંસ્કારો દૂર થવાથી તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પછી તે જ્ઞાનીને તે બ્રહ્મતત્ત્વ પોતાના અંતઃકરણમાં આવરણરહિત પ્રતીત થયા કરે છે, તેને માટે તેમને બ્રહ્માકારવૃત્તિ કરવાનો પ્રયત્ન કરવો પડતો નથી. બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પહેલાં મુમુક્ષુને બ્રહ્મનું પરોક્ષજ્ઞાન હોય છે તેથી તે બ્રહ્મના સાક્ષાત્કારમાટે બ્રહ્મના સ્વરૂપની કલ્પના કરી બ્રહ્માકારવૃત્તિનો પ્રવાહ ચલાવવાનો પ્રયત્ન કરે છે. ×

૨૨ × મનુષ્યનું શરીર ક્ષણભંગુર છે, ને સંસારનાં સુખો તે સાચાં સુખો નથી, પણ કથનમાત્ર સુખો છે. તે પરિણામે દુઃખ આપનાર હોવાથી દુઃખરૂપજ છે. પરમાત્માની પ્રાપ્તિ કરાવનારા ઉત્તમ મનુષ્યજન્મને પામી વિવેકી મનુષ્યે પોતાના કલ્યાણમાટે ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

* કામ, ક્રોધ ને લોભાદિ વિકારો જે જીવના પરમશત્રુ છે તેનાથી બચો મનની સ્થિરતામાં ને શાંતિમાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો. ×

૨૩ * "**यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं हराम्यहं**" તથા "પ્રભુનો નિગ્રહ પણ પોતાના ભક્તના અનુગ્રહમાટે છે" એ પ્રામાણિક વચનોનો વિચાર કરી પ્રભુના ભક્તે પ્રભુના કાર્યમાં શુભજ જોવું જોઇએ. એમ કરવાથીજ તમારું મન સબલ, શાંત ને સુખાનુભવવાળું થશે.

પ્રાણિપદાર્થો અનિત્ય છે એમ સમજી મનને હવે અનાત્માના ચિંતનથી મોકળું રાખી તેને પરમાત્માના ચિંતનમાં જોડવા અસાધારણ જાગૃતિ ને ઉત્સાહ રાખશો. અનાત્માનું સ્મરણ કરવામાં પાપ છે માટે સમજુએ તેનું ચિંતન ન કરવું જોઇએ. હૃદયને વજ્રસારજેવું સુદૃઢ કરી પાછલ્યું સર્વ ભૂલી જાઓ, ને સચ્ચિદાનંદરૂપમાંજ મનને સ્થિર સ્થાપો. તમારા આત્માના શ્રેયસ્‌નાં સાધનોમાંજ તમે રચ્યાપચ્યા રહો. મનને સર્વપ્રકારે નિર્મોહી કરો. જીવ એકલોજ જન્મે છે, એકલોજ પોતાનાં શુભાશુભ કર્મનું ફલ ભોગવે છે, ને એકલોજ મરે છે એ શું તમે નથી જાણતા?

શરીરબલ ને મનોબલ વધે એમ ઉત્તરોત્તર યોગ્ય પ્રયત્ન કરો, ને પ્રભુના સ્મરણધ્યાનમાંજ રત રહો.

પરમાત્મધ્યાન, બંને વેલાનું નિત્યકર્મ ને કથાશ્રવણ ચાલુ રાખશો.

* * મનોબલ વધારશો તો શરીરબલ પણ વધશે.

પરમપ્રીતિથી ને જાગૃતિથી સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મામાં મનને વિશ્રાંતિ આપતા રહેશો.

નવા વર્ષમાં મનને વધારે શાંત કરી તથા દૃશ્યનો મોહ નિવૃત્ત કરી આત્મચિંતન કરતા રહેશો.

બોધ વિરાગ ઉપરતિતણી, વૃદ્ધિ કરો સદાય;
નિજાનંદમાં સ્થિર રહો, તેથી તાપ વિલાય. ૧
વૃત્તિ અંતર્મુખ થતાં, જે શીતલતા થાય;
તે શીતલતા સ્થિર થયે, લેશ ન દુઃખ જણાય. ૨

૨૪ × ચાલુ થયેલા નવા વર્ષમાં અહંમમની કલ્પિત બાજીને પરમાનંદરૂપ પરમાત્મામાં વિલીન કરી તથા પ્રારબ્ધકર્મના ફલના દ્રષ્ટા રહી સુપ્રસન્ન રહેશો.

સર્વભૂતોમાં રહેલા આત્માને અને પોતાના આત્મામાં રહેલાં ભૂતોને જોવાથી સ્વારાજ્યપદમાં અભિષિક્ત થવાય છે માટે તેવો શુભ પ્રયત્ન આદરપૂર્વક સતત સેવશો.

ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરવામાટે તથા સ્વાભાવિક પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરવામાટે બ્રહ્મસાક્ષાત્કારપર્યંતનો બ્રહ્મવિચાર પ્રસન્ન મને કરતા રહેશો.

ભક્તની શુભ પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવા તથા તેને સર્વ પ્રકારનો યથાયોગ્ય સાહાય્ય આપવા પ્રભુ સમર્થ છે. ×

## પત્ર ૨૫-૩૫

× ઓજસ્ એ પ્રાણ, અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરને તેજસ્વી ને બલવાન્ કરનારું દ્રવ્ય છે. તેમાં વીજળી પણ રહેલી છે. શક્તિ વા સામર્થ્ય પણ તેમાં રહેલ છે.

પાંચ કર્મેંદ્રિયોનો, પાંચ જ્ઞાનેંદ્રિયોનો ને મનનો શુદ્ધ વ્યવહાર રાખવાથી અને એ ત્રણેની અશુદ્ધ પ્રવૃત્તિનો પરિત્યાગ રાખવાથી, વર્ણાશ્રમના ધર્મોનું યથાયોગ્ય પરિપાલન કરવાથી, પ્રાપ્તવ્યવહારનું પવિત્રપણે સેવન કરવાથી, પવિત્ર મંત્રના જપથી, પ્રાણાયામ તથા

પ્રત્યાહાર કરવાથી ને પોતાના મનને પરમાત્મામાં પ્રેમપૂર્વક જોડવાનો અભ્યાસ કરવાથી મનુષ્યની બુદ્ધિ સુધરે છે.

આરંભમાં ગૃહસ્થે ઇષ્ટમંત્રનો જપ કરવો હિતકર છે. પછી અંતઃકરણની યોગ્યતા વધે ત્યારે પ્રણવનો માનસજપ ગૃહસ્થ કરી શકે.

× શરીરને ક્ષણભંગુર સમજી પોતાનું પારમાર્થિક કર્તવ્ય ઉત્તમ પ્રકારે કરવું તે હિતકર છે. ×

૨૬ × પરમાદરથી પરમાત્માનું સતત સ્મરણધ્યાન કરતાં રહી તથા પ્રારબ્ધકર્મના ફલનાં દ્રષ્ટા રહી મનને સુપ્રસન્ન રાખશો.

વ્યવહારનાં કર્મોમાં બની શકે તેટલાં અલિપ્ત રહી પરમાર્થનાં સાધનોનું સેવન કરતાં રહેશો.

પરમાત્મા હૃદયમાંજ વિરાજમાન છે, ને તે સર્વ જાણી રહ્યા છે.

૨૭ × ઊંડા શ્વાસ લેવાનો તથા મનમાં મંત્રજપ કરવાનો સ્વભાવ પાડશો, કે જેથી મનની પ્રસન્નતા સ્થિર રહે, ને ભય તથા વ્યાકુલતાદિ આવિર્ભાવ ન પામી શકે.

× મનને પરમાત્માના સ્મરણધ્યાનવડે વધારે એકાગ્ર, વધારે શુદ્ધ, વધારે સૂક્ષ્મ ને વધારે પ્રકાશવાળું કરી તેને સાચી શાંતિમાં ને સાચા સુખમાં વધારે નિમગ્ન કરતા રહેશો. યોગ્ય પ્રયત્ન કરનારની શુભભાવના પ્રભુ સફલ કરે છે. ×

૨૮ * જેમ ભક્ત **પ્રહ્લાદે** પોતાની અનન્યભક્તિવડે પરમાત્માપાસેથી નીચે પ્રમાણે વર મેળવ્યો તેમ તમે પણ નવા વર્ષમાં પરમાત્માની અનન્યભક્તિ કરી તેવો વર મેળવવા પ્રયત્નશીલ રહેશોઃ—

**"सर्वसंभ्रमसंशांत्यै परमाय फलाय च ।**
**ब्रह्मविश्रांतिपर्यंतो विचारोऽस्तु तवानघ ॥"**

(હે નિર્દોષ! સર્વ સંભ્રમની અત્યંત નિવૃત્તિમાટે અને પરમ ફલને માટે બ્રહ્મમાં વિશ્રાંતિપર્યંત તમારો શુભ વિચાર હો.)

૨૯ * ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ રાખવાથી, નાભિને બરડાની કરોડભણી સવારસાંજ થોડી થોડી ખેંચ્યા કરવાનો પ્રયત્ન કરવાથી, અને કફોત્પાદક વસ્તુઓ ન્યૂન ખાવાથી શ્લેષ્મની અસર ન્યૂન જણાઇ અંને નાસાપુટ ખુલ્લાં રહેવા લાગશે.

જાલંધરબંધ—માથાને બની શકે તેટલું નીચું નમાવી કંઠને બની શકે તેટલો સંકોચવો તે. મૂલબંધ–ગુદાને તથા ઉપસ્થને યથાશક્તિ સંકોચવાં તે. ઉડ્ડીયાનબંધ દિવસમાં જેટલો વધારે થાય તેટલો ઉપકારક છે.

પ્રાતિભાસિક શરીર–સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતું વાસનામય શરીર.

પ્રાતિભાસિક પ્રપંચ—સ્વપ્નમાં, મનોરાજ્યમાં ને ભ્રાંતિકાલે પ્રતીત થતા મિથ્યા પદાર્થો.

ઘૃતકુમારી—કુંવારનો છોડ. તેનાં પાંદડાંનું બંધાણ થાય છે, ને તેના રસમાંથી એળીઓ બનાવાય છે.

પ્રત્યક્તત્ત્વ—અંતઃકરણના ઊંડાણમાં રહેલો અંતરાત્મા. દૃશ્યની અપેક્ષાએ આત્માને દ્રષ્ટા ને સાક્ષ્યની અપેક્ષાએ આત્માને સાક્ષી કહેવામાં આવે છે, માત્ર તે બે શબ્દમાં ભેદ છે, અર્થમાં ભેદ નથી.

તરક્ષુ—જરખ. ગંધર્વનગર–કોઇ સ્થલે આકાશમાં પ્રતીત થતું કલ્પિત નગર, વા બાજીગરે આકાશમાં બતાવેલું મિથ્યા નગર. કંક–ધોળો કાગડો. બગઢીંચ–એક જાતનો મોટો બગલો. નિર્વિશેષ ચૈતન્ય–જાતિ, ગુણ ને ક્રિયા આદિ વિશેષોથી રહિત ચેતન.

વેદાંતના પ્રકરણગ્રંથો—જેમાં વેદાંતની અગત્યની પ્રક્રિયાઓ વર્ણવી હોય તેવા ગ્રંથો.

વેદાંતના પ્રમેયગ્રંથો—જેમાં વેદાંતની સર્વ પ્રક્રિયાઓ પ્રમાણો ને યુક્તિઓથી વર્ણવી હોય તેવા ગ્રંથો.

વેદાંતના આકરગ્રંથો—જેમાં ભેદવાદનું નાનાપ્રકારની યુક્તિઓથી ખંડન કરવામાં આવ્યું હોય તેવા ગ્રંથો.

"સત્ય ગણી નહિ સરજો દૃશ્યની પાસ જો"—વિષયોને સાચા માનીને તેના ભણી ઢળી પડશો માં. *

૩૦ × વેદ નિત્યસિદ્ધ હોવાથી તેની રચના કોઇ મનુષ્યોએ કરી નથી. તે કોઇ પુરુષોએ રચેલ ન હોવાથી અપૌરુષેય કહેવાય છે. ગાયત્રી આદિ વૈદિક મંત્રો વિશ્વામિત્ર આદિના શુદ્ધ, સ્થિર ને સૂક્ષ્મ હૃદયમાં આ કલ્પમાં પ્રથમ સ્ફુર્યાં માટે તે મંત્રના તે ઋષિ કહેવાયા. મન, નેત્ર, શ્રોત્ર ને વાણી હૃદયકમલમાં સૂક્ષ્મરૂપે હોય છે. ઉપર કહેલી યોગ્યતાવાળા જે મહર્ષિને જે મંત્રની પોતાના હૃદયકમલમાં મનસહિત સૂક્ષ્મનેત્રવડે પ્રતીતિ થઇ તે મહર્ષિ તે મંત્રના દ્રષ્ટા મનાયા. એવી રીતે હોવાથી "**ऋषयो-मंत्रद्रष्टारः**" એમ કહેવાય છે. જે મહર્ષિને જે મંત્ર પ્રતીત થયા તે અર્થના ને તાત્પર્યના જ્ઞાનસહિત પ્રતીત થયા એમ સમજવું.

આચાર્યના નામની આગળ જે ૧૦૮ વા ૧૦૦૮ લખાય છે તે તેમના અંતઃકરણાદિમાં રહેલા ૧૦૮ વા ૧૦૦૮ શુભગુણોનો સદ્‌ભાવ સૂચવવામાટે છે.

રં એટલે પોતાના આનંદસ્વભાવવડે વિશ્વને રમણ કરાવનાર-મહેશ્વર. વૃત્તિ-મનોવૃત્તિ. કદન્ન-હલકું ને માંડમાંડ પચે એવું અન્ન.

અન્વય-કોઇની સાથે કોઇનું હોવું તે. વ્યતિરેક-કોઇની સાથે કોઇનું ન હોવું તે. જેમ સ્વપ્નાવસ્થામાં આત્માનું હોવું તે આત્માનો અન્વય કહેવાય, ને જાગ્રદવસ્થાનું તે વેલા ન હોવું તે તેનો વ્યતિરેક કહેવાય.

શબ્દનો શક્તિવૃત્તિવડે થનારો અર્થ તે વાચ્યાર્થ કહેવાય, જેમ પાચક-રસોયો. લક્ષણાવૃત્તિવડે થનારો શબ્દનો અર્થ તે લક્ષ્યાર્થ કહેવાય, જેમ ગંગામાં ગામ છે, તેમાં ગંગાનો અર્થ ગંગાનો કાંઠો થાય છે.

ચિત્ત એટલે અંતઃકરણ, તેમાંથી તરૂપ અવિદ્યા કાઢી નાંખતાં ચિત્ એટલે શુદ્ધ ચૈતન્ય રહે. *

૩૧ × * તમારા અંતઃકરણમાં સાત્ત્વિક ભાવ વધતો જાય છે તે સંતોષપ્રદ છે. તમારા અંતઃકરણમાં જેમ જેમ સાત્ત્વિકભાવ વિશેષ વધતો જશે તેમ તેમ તમને તમારા વ્યવહારપરમાર્થમાં અનુકૂલતાની વૃદ્ધિ થતી અનુભવાશે.

મનમાં ઇષ્ટમંત્રનો ન્યૂનાધિક જપ થયા કરે એવો સ્વભાવ પાડવા પ્રયત્નશીલ રહેશો.

પરમાત્માની, સત્‌શાસ્ત્રની ને સદ્‌ગુરુની અભિમુખ વૃત્તિ રાખી, તેમની આજ્ઞાઓનું ભાવપૂર્વક અનુસરણ કરી, મનની શુદ્ધિમાં, સ્થિરતામાં ને પ્રસન્નતામાં વધારો કરતા રહેશો.

૩૨ × પ્રભુનાં અનેક નામોમાંથી તમને જે નામ વહાલું લાગતું હોય તે નામનું સ્મરણ પ્રીતિપૂર્વક થઇ શકે તેટલું કરશો.

ઊંડા શ્વાસ દિવસમાં લઈ શકાય તેટલા લેશો.

પ્રભુના જે સ્વરૂપમાં તમને વહાલ હોય તે સ્વરૂપનું ધ્યાન પ્રેમપૂર્વક કરતા રહેશો.

મન, વાણી ને શરીરથી પાપકર્મ ન થાય એમ કાળજી રાખશો. મન, વાણી ને શરીરથી થઇ શકે તેટલું સારું કામ કરતા રહેશો.

ભલી રીતે વર્તવાથી ને પ્રભુનું સ્મરણધ્યાન પ્રીતિપૂર્વક કરતા રહેવાથી પ્રભુ દયા કરવા સમર્થ છે.

૩૩ * ક્રોધનું નિમિત્ત પ્રાપ્ત થાય તોપણ એવે પ્રસંગે તીવ્ર ક્રોધ ન થવો જોઇએ. મનને સ્થિર રાખી જે કહેવાયોગ્ય હોય તે કહેવું જોઇએ. દુઃખી પ્રાણીને દુઃખમાંથી છોડાવવામાટે યોગ્ય પ્રયત્ન કરવો, પણ અસાધારણ ક્રોધથી પોતાના અંતઃકરણને બહુ તપાવવું નહિ.

૩૪ * ધૈર્ય રાખી મનને પ્રસન્ન રાખશો. પરમાત્માના સ્મરણધ્યાનથી મન શાંત રહેવા લાગશે. સંસારમાં સગાંઓનો સંયોગવિયોગ થયા કરે

છે એમ સમજી મનને શાંત રાખ્યા વિના બીજો ઉપાય નથી. શાસ્ત્રવાચન પણ કરતા રહેશો. ×

૩૫ * તમારી શુભભાવના જાણી. શુભભાવના મનજીના ઊંડાણમાં સુસ્થિર સ્થાપી તેની પાસેથી તેજ પ્રમાણે કામ લેશો. તેના કુવેગમાં ન તણાશો.

દીર્ઘસૂત્રતા પ્રમાદ ને, આળસનો કરી ત્યાગ;
કર્તવ્યમાં મન સ્થિર કરો, રાખી દૃઢ અનુરાગ. ૧

## પત્ર ૩૬–૫૦

* સત્ય ભાષણ કરવાનો, ઉદ્યોગી રહેવાનો, મનનું કંગાલપણું દૂર કરી સંતોષી રહેવાનો તથા ભવિષ્યનો વિચાર કરીને વર્તવાનો સ્વભાવ પાડવાથી સુખી થવાય.

૩૭ * તમે બંને પરમાત્માના સ્મરણધ્યાનથી મન શાંત રાખવા પ્રયત્ન કરશો. અગળ્યું સુધરે એમ નથી એમ સમજી હવે તે વાત ભૂલવામાંજ સાર છે, વિલાપ કરવામાં સાર નથી.

૩૮ * જીવની ને વિશ્વની ત્રણ વ્યાવહારિક અવસ્થાઓનો બાધ કરી તેમની પારમાર્થિક તુરીયાવસ્થામાં મનને સુસ્થિર રાખી સુપ્રસન્ન રહેશો.

આગમપ્રત્યયની, આચાર્યપ્રત્યયની ને આત્મપ્રત્યયની એકતા કરી શાંતિસુખમાં વૃદ્ધિ કરશો.

૩૯ * નવા વર્ષમાં ઇચ્છિતને પ્રાપ્ત કરવામાટે દૃઢ શ્રદ્ધાભક્તિવડે વિશેષ પ્રયત્નશીલ રહેશો.

જીવની સુખની ભૂખ પરમાનંદરૂપ પરમાત્માની પ્રાપ્તિ કર્યા વિના ભાંગતી નથી, માટે પરમસુખી થવા ઇચ્છનારે શાસ્ત્રીય સાધનોવડે પરમાત્મદર્શન કરવા બહુ પ્રયત્નશીલ રહેવું જોઇએ.

૪૦ × વૃત્તિની શુદ્ધિ અને સૂક્ષ્મતા વધ્યા વિના શુભ નિશ્ચયમાં તે સ્થિર થઈ શકતી નથી.

સૂક્ષ્મપ્રદેશમાં જવામાટે સાધકે પોતાની સ્થૂલવૃત્તિઓને એકાગ્રતારૂપ જતરડામાંથી કાઢી આત્મવત્ સૂક્ષ્મ કરવી જોઇએ, કે જેથી વૃત્તિ સુપ્રસન્ન રહે. વૃત્તિને સ્થિર કરવામાટે તમને પૂર્વેના કાગળમાં ઘણું લખાયું છે, પણ તમારાથી તેવી યોગ્યતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી શકાતો નથી. વૈરીની પેઠે પોતાના અંતઃકરણના દોષો જોઇને અને તેને હલાહલ વિષની પેઠે અપકારક સમજીને દૃઢતાપૂર્વક ત્યજવામાં આવે તોજ સાચી શાંતિ ને સાચું સુખ હૃદયમાં આવિર્ભાવ પામી શકે છે.

અંતઃકરણની સ્થૂલતા અને પોતાને ધાર્યે માર્ગે જવાનો સ્વભાવ એ પણ ચિત્તને ક્ષોભ ઉપજાવવામાં નિમિત્ત થાય છે.

૪૧ * નવા વર્ષમાં નવનવી શ્રદ્ધાભક્તિવડે ચિત્તની નિર્મલતા, સ્થિરતા ને સૂક્ષ્મતામાં અસાધારણ વૃદ્ધિ કરવારૂપ પુરુષાર્થ બની શકે તેટલો વધારે કરશો, કે જેથી ધ્યેયની પ્રાપ્તિ વેલાસર થાય.

૪૨ * નવા વર્ષમાં દોષદર્શનપૂર્વક દૃશ્ય વિષયોભણી જતી મનની અને ઇંદ્રિયોની વૃત્તિઓને પાછી વાળી પરમાત્માભિમુખ કરતાં રહેશો.

શ્રદ્ધા, ઉત્સાહ અને પરમાત્માની અનન્યભક્તિમાં વધારો કરતાં રહેશો.

૪૩ * પશ્ચિમતાન આસનમાં પગ ને પગના ફણા સીધા રહેવા જોઇએ, ને બંને પગ સાથે રાખવા જોઇએ, અને હાથની કોણીઓ ભૂમિને અડવી ન જોઇએ, પણ પગની ઉપરના ભાગમાં અધર રહેવી જોઇએ.

૪૪ * નવા વર્ષમાં આસુરીસંપત્તિનો ઉચ્છેદ કરવા ને દૈવીસંપત્તિ બલવાન્ કરવા પ્રયત્નશીલ રહેશો. જેમનાં હૃદય અનન્યભક્તિથી ભરેલાં હોય છે તેમના ઉપર ભક્તવત્સલ પરમાત્મા કૃપાની વૃષ્ટિ વરસાવ્યા કરે છે.

૪૫ * નવા વર્ષમાં શ્રદ્ધાભક્તિવડે શ્રવણમનનાદિ સાધનો સિદ્ધ કરવા વિશેષ પ્રયત્નશીલ રહેશો. શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૨ મા અંકથી આરંભીને બધા અંકોનું ક્રમે ક્રમે મનન કરતા રહેશો.

નિરુપાધિક ને નિરાવરણ પરમાત્માનું ઊંડી શ્રદ્ધાથી સૂક્ષ્મ ચિત્ત-વડે ધ્યાન કરવાથી તેમની કૃપાવડે ક્રમાત્ સાધનાનુષ્ઠાનમાં આવતાં આવરણો દૂર થાય છે.

૪૬ * તમે તમારા પત્રમાં જે અશુભ મનોવિકારો દૂર કરવા નવા વર્ષમાં શ્રદ્ધાભક્તિપૂર્વક વિશેષ પ્રયત્ન કરવાનું જણાવ્યું છે તે પ્રમાણે પ્રયત્ન કરશો.

શાશ્વત પ્રકાશનું ધ્યાન રાખવાથી અંતઃકરણમાંનું અંધારું દૂર થવા લાગશે. જ્ઞાનનાં સાધનોમાં અને દૈવીસંપત્તિમાં નવા વર્ષમાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો.

૪૭ * નવા વર્ષમાં દૈવીસંપત્તિમાં ને પરમાત્માની અનન્યભક્તિમાં જેટલો વધારો થઈ શકે તેટલો વધારો બદ્ધપરિકર થઇને કરશો.

* બની શકે તેટલો વધારે સમય ઇષ્ટમંત્રના જપમાં લેશો. જપકાલે નિદ્રાજેવું ન થાય ને બીજા વિચારો ન ઊઠે. તેની સંભાળ રાખતા રહેશો.

* સાધનાભ્યાસમાં તમે તમારી દીર્ઘસૂત્રતા વિચારો છો તે સંતોષની વાત છે, પણ તેટલાથી કાર્યસિદ્ધિ થતી નથી. કાર્યની સિદ્ધિ તો કટિબદ્ધ થઇને સાધનપરાયણ રહેવાથી થાય છે માટે નવા વર્ષમાં નિત્યપ્રતિ નવા નવા ઉત્સાહથી સાધનાનુષ્ઠાનમાં પ્રયત્નશીલ રહેશો.

સચ્ચિદાનંદરૂપ પ્રત્યગભિન્ન પરમાત્માનો મહિમા અગાધ છે. તેઓશ્રીના સ્વરૂપને જણાવનારા મંત્રનો મહિમા પણ અગાધ છે. સાધકની બુદ્ધિની શુદ્ધિ ને વિશાલતા જેમ જેમ વધતાં જાય તેમ તેમ પરમાત્માનો ને તેમના સ્વરૂપનું પ્રતિપાદન કરનારા મંત્રનો મહિમા તેને વિશેષ વિશેષ સમજાતો જાય છે. ૐકારસંબંધી વિશેષ જાણવાની ઇચ્છા હોય તો શ્રીઉપનિષદોમાંથી માંડૂક્યોપનિષદ્ ને તે ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા, શ્રીઉપદેશગ્રંથવાલિનો ૧૬ મો અંક, શ્રીપાતંજલ-

યોગદર્શનના "**तस्य वाचकः प्रणवः**" એ સૂત્રઉપરની ટીકા અને પ્રણવ-પટ્ટ તથા પ્રણવવિસ્તારપટ્ટ સમજપૂર્વક જોશો.

યોગની પાછલી ભૂમિકા કાચી રહેવાથી યોગની નવી ભૂમિકામાં આગળ વધી શકાતું નથી માટે યોગની ચાલતી ભૂમિકા બરાબર પક્કી કરશો.

૪૮ * આહાર સાત્ત્વિક, પથ્ય ને પરિમિત (ઓછો) લેવાથી, રાત્રિએ નિદ્રા પૂરતી લેવાથી, નિત્યકર્મ બરાબર કરવાથી, પરમાત્માનું સ્મરણધ્યાન હરતાંફરતાં પણ ચાલુ રાખવાથી, પ્રાણાયામના અભ્યાસથી, જાગૃતિ વધારવાથી ને ઉદ્યોગી રહેવાથી તમારા અંતઃકરણમાં રહેલો તમોગુણ ક્રમથી ન્યૂન થવા લાગશે, અને તેમ થતાં લયદોષ, અંતઃકરણનો તપારો તથા મુંઝવણ દૂર થવા લાગશે. ધૈર્ય રાખીને પ્રયત્ન કરવાથી પરમાત્માની કૃપાવડે સર્વ કાર્ય સમય પામીને સિદ્ધ થાય છે માટે નવા વર્ષમાં પરમાત્મામાં શ્રદ્ધાભક્તિની વૃદ્ધિ કરી ઇચ્છિત પ્રાપ્ત કરવા બની શકે તેટલો વધારે પ્રયત્ન કરશો.

૪૯ * ઘણા જુવાનીઆઓને ચમત્કાર જોવાની બહુ હોંસ હોય છે. યોગ ને મંત્રાદિવડે ચમત્કાર કરાય છે એમ આપણા લોકોનો કેટલોક ભાગ માને છે. તેમનું આ માનવું સર્વથા ભૂલભરેલું નથી, પણ ઘણી વેલા લોકોને ચમત્કાર દેખાડવામાં ઠગાઈ કે કોઇ પ્રકારની યુક્તિ પણ હોય છે, ને મંત્ર કે યોગનો તેમાં ઉપયોગ થયેલો હોતો નથી. સામાન્ય મનુષ્યો જેનું કારણ ન સમજી શકે એવા કોઇ પ્રસંગની લોકોને પ્રતીતિ કરાવવી તેને લોકોમાં ચમત્કાર કર્યો કહેવામાં આવે છે. કોઇ મનુષ્ય સામા મનુષ્યના વિચાર કહી આપે, કોઇ મનુષ્ય આકાશમાં ઊડે, કોઇ મનુષ્ય પાણીઉપર તરે, કોઇ મનુષ્ય કેટલાક દિવસ અન્નાદિનો આહાર ન કરે, કોઇ મનુષ્ય પોતાના કેટલાક પાછલ્યા જન્મોનું સાચું કે જૂઠું વર્ણન કરે, કોઇ મનુષ્ય બીજાં માણસોના પાછલ્યા જન્મોનું સાચું કે જૂઠું

વર્ણન કરે, કોઇ મનુષ્ય સૂક્ષ્મસૃષ્ટિ વા સ્વર્ગ જોયાનું વર્ણન કરે, કોઇ મનુષ્ય થોડા અન્નમાંથી ઘણા મનુષ્યોને જમાડી દેવાનું કરે, કોઇ મનુષ્ય ધૂળમાંથી રૂપીઆ કરી બતાવે, ને કોઇ મનુષ્ય દૂરદેશની કોઇ સાચી કે જૂઠી હકિકત કહી આપે ઇત્યાદિ ઇત્યાદિ લૌકિકદૃષ્ટિએ આશ્ચર્યજેવી જણાતી ક્રિયાઓને ચમત્કાર ગણવામાં આવે છે. આ ચમત્કારો સત્ય છે કે અસત્ય છે તેનો વિચાર કરવાનું કામ પાછળ રાખી હમણાં આ ચમત્કારોનો મુમુક્ષુને કાંઇ પણ વાસ્તવિક ઉપયોગ નથી, વા એ ચમત્કારોથી તેણે કાંઇ પણ આશ્ચર્ય પામવાનું નથી તે કહેવાય છે. મુમુક્ષુએ ઉત્તરોત્તર પોતાનું હૃદય વધારે પવિત્ર કરવું, વિવેકાદિ ચાર સાધનો પ્રાપ્ત કરવાં, અને શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવાં એજ તેનું મુખ્ય કર્તવ્ય છે. તેને સામાના વિચાર જાણીને, આકાશમાં ઊડીને, પાણીપર તરીને, નિરાહાર રહીને, પોતાના કે બીજાના પાછલ્યા જન્મો જાણીને, સૂક્ષ્મસૃષ્ટિ વા સ્વર્ગને જાણીને, થોડા અન્નમાંથી ઘણા મનુષ્યો જમાડીને, ધૂળમાંથી રૂપીઆ કરી બતાવીને અને દૂરદેશની વાત કહી બતાવીને કોઇ પણ પ્રકારનું વાસ્તવિક પ્રયોજન સિદ્ધ કરવાનું નથી. આવી ક્રિયાઓ લોકોને બતાવી તેમની પાસેથી માન કે દ્રવ્ય વા બંને પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા હોય તો તે મુમુક્ષુજ નથી. લોકોની આગળ આવી ક્રિયા કરી બતાવે તે જ્ઞાની, યોગી કે અનન્યભક્તના નામને યોગ્ય તો ક્યાંથીજ હોઇ શકે? જેમણે પોતાના અંતઃકરણને પરમપવિત્ર તથા પરમએકાગ્ર કર્યું છે તેઓજ પરમતત્ત્વના જ્ઞાનવડે જ્ઞાની, ચિત્તની વૃત્તિઓના નિરોધવડે યોગી, ને પરમાત્મામાં અગાધ ને વિશુદ્ધ પ્રેમવડે અનન્યભક્ત એવા નામને યોગ્ય ગણાય છે. જે ક્રિયાઓ અંતઃકરણની પવિત્રતા તથા એકાગ્રતા વધારવામાં ઉપયોગી ન હોય તે ક્રિયાઓ મુમુક્ષુઓને કરવાયોગ્ય કેવી રીતે ગણાય? જેમને કાંઇ પણ પારમાર્થિક સાધન કરવાની પ્રબલ ઇચ્છા હોતી નથી, જેમને યત્ન કર્યા

વિના સિદ્ધ થઈ જવાની, અર્થાત્ જ્ઞાની, યોગી કે સિદ્ધિવાળા થઈ જવાની ઇચ્છા હોય છે, જેમને સત્યાસત્યનો વા શક્યાશક્યનો નિર્ણય કરવાની ઇચ્છા વા બલ હોતાં નથી, જેમને આવી વાતો કરવાસાંભળવા-માંજ રસ પડતો હોય છે, ને જેમને સત્યભાષણમાં આદર હોતો નથી, એવા પામર ને વિષયી મનુષ્યો ચમત્કારોની વાતો વધારી વધારીને કરે છે. માયા અઘટિતઘટના કરવાના સામર્થ્યવાળી હોવાથી માયામાંથી મનુષ્યબુદ્ધિથી ન સમજી શકાય એવા ઘણા બનાવો બને છે એ વાત સત્ય છે, પણ અમુક મનુષ્યે માયાના અમુક પ્રદેશનો જય કરી તેટલી માયાદ્વારા તે વ્યતીકર બતાવ્યો હતો કે નહિ તેનો વિચાર મનુષ્યનો મોટો ભાગ કરતો નથી, ને ઘણી વેલા આંધળી શ્રદ્ધાથી કર્ણોપકર્ણી અસત્યની પરંપરા ચાલે છે. મુમુક્ષુને તો આ બધું જગત્જ ચમત્કારરૂપ લાગે છે. જ્યાં જ્યાં તેની દષ્ટિ પડે છે ત્યાં ત્યાં તેને ચમત્કારજ પ્રતીત થાય છે.

લોહીનો ને વીર્યનો સંયોગ થઈ, ગર્ભાશયમાં તે બંને એકરૂપ પામી, ક્રમથી તેનો બાળકના જેવો આકાર થાય છે. પછી આશરે ૨૮૦ દિવસે તે જન્મ પામે છે. તેના માથાઉપર નાના નાના વાળ હોય છે, તેના બે ભ્રમરપર નાનાં નાનાં રૂંવાડાં હોય છે, તેને બે સુંદર આંખો, કાન, નાક, મુખ ને આંગળાંસહિત હાથ ને પગ હોય છે. તેમાં આંખો જોવાનું, કાનો સાંભળવાનું, નાક સુંઘવાનું ને મુખ ઉચ્ચાર કરવાનું કામ કરે છે. ક્યાં લોહી તથા વીર્ય! ને ક્યાં આ અદ્ભુત આકાર! ખસખસના દાણાજેવડું વડનું બીજ ક્યાં! ને મોટી મોટી શાખાઓવાળો મોટો વિશાલ વડ ક્યાં! મોટા મોટા પર્વતો, વનો, નદીઓ, સરોવરો ને સાગરોસહિત વિશાલ પૃથિવી, અને સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો, તારાઓ ને આકાશગંગાસહિત ગંભીરરૂપે પ્રતીત થતું આકાશ આ સર્વ મોટા ચમત્કારરૂપજ છે.

એક માણસ આકાશમાં ઊડે તે લોકોની દૃષ્ટિએ ચમત્કાર ગણાય છે, પણ પક્ષીઓ આકાશમાં ઊડ્યા કરે છે તેને લોકો ચમત્કાર ગણતા નથી; એક માણસ પાણીમાં લાંબો સમય ડુબકી મારીને રહે વા લાંબો સમય પાણીઉપર તરે તો લોકો તેને ચમત્કાર ગણે છે, પણ જલચરો પાણીમાંજ રહે છે, ને મગરાદિ પાણીપર લાંબો સમય તરે છે તેને લોકો ચમત્કાર ગણતા નથી; કોઇ મનુષ્ય અગ્નિપર ચાલ્યો જાય તો લોકો તેને ચમત્કાર માને છે, પણ અગ્નિકીટ સર્વદા અગ્નિમાંજ રહે છે તેને લોકો ચમત્કાર ગણતા નથી; કોઇ મનુષ્ય કેટલોક સમય અન્નાદિનો આહાર ન લે તો લોકો તેને ચમત્કાર ગણે છે, પણ સર્પ તથા પૃથિવીના ઉત્તરભાગમાં રહેનારાં રીંછ ને વડવાંગળાં શીતકાલમાં લાંબો સમય નિરાહાર રહે છે તેને લોકો ચમત્કાર ગણતા નથી; અને કોઇ મનુષ્ય કેટલુંક વિષ ખાઇને તેને પચાવી જાય તો લોકો તેને ચમત્કાર ગણે છે, પણ વિષના કીડા સર્વદા વિષનું ભક્ષણ કરી તેને પચાવી જાય છે તેને લોકો ચમત્કાર ગણતા નથી. જુઓ, લોકોનો કેવો અન્યાય છે !

ચમત્કારોનો મોટો ભાગ ચસકેલા મગજના માણસોના મગજના તરંગરૂપ હોય છે. "એક માણસ દૂર હતો તેની સાથે મેં વાતો કરી હતી, એક વેલા મેં આગગાડી મોડી કરી નાંખી હતી, એક વેલા મેં એક માણસને ગરુડના જેવો વેગ આપી તેને તુરત સ્ટેશનપર પહોંચાડી દીધો હતો, એક વેલા હું ભુવર્લોકમાં, વા સ્વર્લોકમાં, વા મહર્લોકમાં, વા જનલોકમાં, વા તપોલોકમાં, વા સત્યલોકમાં, વા ગોલોકમાં, વા વૈકુંઠમાં, વા શ્વેતદ્વીપમાં, વા એકવીશમા લોકમાં, વા સુમેરુ-ઉપર, વા સમુદ્રની અંદર ગયો હતો, વા જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે હું ત્યાં જાઉં છું; મેં એક વાર એક રાજાને પુત્ર આપવામાટે સત્યલોકમાં જઇ બ્રહ્માને અરજ કરી હતી; મેં ફલાણાને સુંદર દીકરો આપ્યો હતો; મેં ફલાણાને ભૂતપ્રેતનો સાક્ષાત્કાર કરાવ્યો હતો; મેં

ફલાણાને એકદમ મોટી નોકરી વા પૈસાનો સમૂહ મળી જવાનો ચમત્કારી ઉપાય બતાવ્યો હતો; મેં અમુક મનુષ્યના અમુક અમુક અસાધ્ય રોગો મટાડી દીધા હતા; અને મેં મને માનનારાઓને મોટા મોટા બીજા લાભો કરી આપ્યા હતા, ને મને નહિ માનનારાઓને મેં મોટી મોટી હાનિ પહોંચાડી હતી." એવી એવી મિથ્યા વાતો મગજના ચસકેલા માણસો કરે છે, ને મગજવિનાના વા હૃદયવિનાના માણસો તે વાતો સાચી માની તેમને દૈવીસામર્થ્યવાળા પુરુષ ગણે છે. આ હૃદયશૂન્ય માણસો સમજતા નથી કે કદાચ આવા સાચા ચમત્કાર કોઇ મનુષ્ય મંત્રાદિના બલથી માનની કે પદાર્થની તૃષ્ણાથી કરી બતાવે તો તે પણ ઉન્નત હૃદયવાળા ગણાતા નથી, ત્યારે ચમત્કારની ટાઢા પહોરની ગપ્પો મારનારા ઉન્નત હૃદયવાળા શી રીતે ગણાય? કોઇ એક ગૃહસ્થે એક સુંદર ભિક્ષાપાત્ર પૃથિવીથી સો હાથ દૂર અધર બાંધ્યું હતું, ને લોકોમાં સર્વત્ર પ્રસિદ્ધ કર્યું હતું કે જો કોઇ પણ સંપ્રદાયનો કોઇ પણ સાધુ આ સુંદર ભિક્ષાપાત્ર લૌકિક ઉપાયવિના પોતાના મંત્રાદિના બલથી પૃથિવી-ઉપર ઊભો રહી મેળવી શકશે તો તેને તે ભિક્ષાપાત્ર આપી દેવામાં આવશે. પછી કોઇ સંપ્રદાયના કોઇ સાધુએ તે ભિક્ષાપાત્ર પોતાના કોઇ અમાનુષી બલથી પ્રાપ્ત કર્યું, ને તે લઇ જઇને પોતાના સદ્‌ગુરુને બતાવી સર્વ હકિકત કહી સંભળાવી. તેની તે વાત સાંભળી તેના સમર્થ ગુરુએ તેને કહ્યું કેઃ—"બાળ! આવા ચમત્કાર કરવામાં આપણું ખરું સાધુપણું રહ્યું નથી, પણ પોતાના હૃદયની નબળાઈ દૂર કરી તેની યોગ્યતા વધારવામાંજ આપણું ખરું સાધુપણું રહ્યું છે. તારા આ કામને હું કોઇ પણ પ્રકારે યોગ્ય ગણતો નથી."

ચમત્કારો જોવાનો ને ચમત્કાર કરી બતાવવાનો નબળા મનના માણસોમાં રહેલો લોભ, તેમને જો પારમાર્થિક સાધનમાં પ્રવેશ કરવો હોય, વા પારમાર્થિક સાધનોનું અનુષ્ઠાન કરવું હોય, તો તેમાં વિઘ્નરૂપ થઇ પડે છે.

જે મતપંથ માત્ર ચમત્કારઉપરજ આધાર રાખીને રહેલો હોય છે, અને જે મતપંથમાં અંતઃકરણની પવિત્રતા, અંતઃકરણની સૂક્ષ્મતા અને અંતઃકરણની એકાગ્રતાઉપર વિચાર કરવામાં આવ્યો હોતો નથી, તથા તેમનો આદર હોતો નથી, તે મતપંથ જનસમૂહનું હિત કરનારા થતા નથી, અને તેમની ઉન્નતિ પણ કરી શકતા નથી.

યોગસાધકના અંતઃકરણની કેટલે અંશે શુદ્ધિ ને એકાગ્રતા થઈ છે તેનું તેને ભાન થવા તેની આગળ કેટલાક અદ્ભુત પ્રસંગો બને છે, અને પરમાત્માના અનન્યભક્તની ભક્તિનો પરિપાક કેટલો થયો છે તેનું તેને ભાન થવા તેની આગળ કેટલાક સામાન્યબુદ્ધિથી ન સમજાય એવા પ્રસંગો બને છે. આવા અદ્ભુત પ્રસંગો માત્ર તે તે વ્યક્તિઓના અંતઃકરણનેજ જાણવાયોગ્ય છે, અન્ય મનુષ્યોની આગળ તે પ્રસંગની વાતો કરવામાં તેનો ઉપયોગ કરવાનો નથી.

નબળા મનના માણસો પોતાના મનની નબળાઇને લઇને પ્રતીત થતા પ્રસંગોને વા પોતાના રાજસી તામસી તરંગોને સત્યરૂપ માની, પોતાને ચમત્કાર જણાયાનું વા બીજાને ચમત્કાર જણાવ્યાનું માની લે છે. જેમ સન્નિપાતવાળાને મનની ભ્રમણાથી મિથ્યા દેખાવો પ્રતીત થાય છે તેમ અપકવ હૃદયવાળા કુસાધકોને મનની ભ્રમણાથી કેટલાક દેખાવો પ્રતીત થાય છે તેને તે સત્યરૂપે માની લે છે. આવા પ્રસંગોને સત્ય માનવાપૂર્વે તેની સત્યતાનો નિર્ણય પરિપકવ અંતઃકરણવાળા યોગીઓદ્વારા કરાવવો જોઇએ. કોઇ કુસાધક પોતાને બ્રહ્માનું, વિષ્ણુનું, શિવનું કે દત્તાત્રેયનું ધ્યાનમાં દર્શન થયાનું કહે, કોઇ સતી થયેલી સ્ત્રીના અને શિવના અવાજો સાંભળવાનું કહે, દૂરદેશની કલ્પેલી વાતો કહે, અથવા દૂરશ્રવણનું કલ્પિત કથન કરે, છતાં તેમના અંતઃકરણમાં સત્યતા, પવિત્રતા ને ગંભીરતા આદિ દૈવીસંપત્તિનું સામ્રાજ્ય જોવામાં ન આવે તો જાણવું જે એ સર્વે પ્રતીતિઓ તેમના મનની ભ્રમણાજ છે.

શુદ્ધસાત્વિક દેવોનું દર્શન જેમના અંતઃકરણને થાય તેમના અંતઃકરણમાં શુદ્ધસત્વગુણના ધર્મોનો આવિર્ભાવ થવો જોઇએ.

સામાન્ય મનુષ્યોને ન સમજાય એવાં અસાધારણ કાર્યોરૂપ ચમત્કાર સૂક્ષ્મ દ્રવ્યોના ઉપર સ્વામિત્વ મેળવવાથી તથા સૂક્ષ્મદેહની જાગૃતિવાળા દેવોની કૃપા મેળવવાથી મનુષ્ય કરી શકે છે. પ્રત્યક્ષ થઇ શકે એવાં સ્થૂલદ્રવ્યોના ગુણોના વિશેષજ્ઞાનથી તે દ્રવ્યોના મિશ્રણાદિવડે જે ચમત્કારો કરી શકાય છે તે ચમત્કારો ઉપર કહેલા ચમત્કારોથી ઊતરતા પ્રકારના ચમત્કારો જાણવા. આ ચમત્કારો સત્ય હોય છે, પરંતુ લોકોને પ્રતીત કરાવવામાં આવતા ચમત્કારોમાં આવા ચમત્કારો બહુજ ન્યૂન હોય છે. માયાના અચિંત્ય મહિમાથી વધારે ગપ્પ લોકોને વધારે વહાલી લાગે છે, તેથી કાપટ્યવાળા ચમત્કારો પામર લોકોને વધારે વહાલા લાગે એ સ્વાભાવિક છે.

ચમત્કારો જોવાની રુચિ રાખવાથી સમયનો, દ્રવ્યનો ને શ્રદ્ધાનો પ્રાયશઃ નિરર્થક વ્યય થાય છે, માટે જિજ્ઞાસુએ ચમત્કાર જોવાની રુચિને પોતાના હૃદયમાં ન પ્રકટવા દેવી એ ઇચ્છવાયોગ્ય છે. જો તે કોઇ મહાપુરુષના સંગમાં વારંવાર રહેશે તો તેને અનાયાસે પ્રસંગોપાત્ત સાચા ચમત્કારો જોવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

જો અઘટિતઘટનાને ચમત્કાર ગણીએ તો નીચે જણાવેલા અનાયાસે પ્રતીત થતા બધા ચમત્કારોજ છે એમ કહેવામાં કાંઇ અડચણ નથીઃ—

૧ અસંગ બ્રહ્મમાં જીવભાવ, પ્રાણો, અંતઃકરણ, ઇંદ્રિયો ને સ્થૂલશરીરની પ્રતીતિ. ૨ અસંગ બ્રહ્મમાં આ નામરૂપવાળા વિશાલ જગત્‌ની પ્રતીતિ. ૩ જેઓ ગુરુ કે સદ્દ્ગુરુ થવાને યોગ્ય નથી તેમને જેના તેના ગુરુ કે સદ્દ્ગુરુ થવાની અત્યંત આતુરતા, વા પોતાનું માની લીધેલું ગુરુપણું જેની તેની આગળ કોઇ પણ નિમિત્ત ઉત્પન્ન કરીને

પ્રકટ કરવાની અત્યંત આતુરતા. ૪ જેઓ મુમુક્ષુઓના સદ્‌ગુરુ થવાને સર્વથા ઉત્તમ પ્રકારે યોગ્ય છે તેમનામાં કોઇના સદ્‌ગુરુ થવાની અનિચ્છા, વા સદ્‌ગુરુપણાના અભિમાનનો અભાવ. ૫ જેમનામાં શાસ્ત્રાનુસાર નિર્દોષ ને અસરકારક બોલવાનું સામર્થ્ય નથી, ને જેમનું બોલવું સાંભળવાને વિવેકીઓ ઇચ્છતા નથી તેમનું જેની તેની આગળ નિરર્થક બોલવું. ૬ જેમનામાં શાસ્ત્રાનુસાર નિર્દોષ બોલવાનું પ્રાયશઃ સંપૂર્ણ સામર્થ્ય મનાય છે, ને જેમનું બોલવું સાંભળવાને વિવેકીઓનાં ચિત્ત આતુરતાવાળાં રહે છે તેમની પ્રાયશઃ મૌનજેવી સ્થિતિ. ૭ કીર્તિની અમર્યાદ તૃષ્ણાને વશ થઇ અન્યનાં રચેલાં પુસ્તકો મારાં રચેલાં છે એમ પામર મનુષ્યોની આગળ જણાવી કોઇના રચેલા ગ્રંથોના કર્તા થઇ બેસવું. ૮ જનસમૂહને ઉપયોગી થઈ પડે ને તેમનું હિત કરે એવા સમર્થ ગ્રંથો રચ્યા છતાં ગ્રંથકર્તાતરીકે પોતાનું નામ પ્રસિદ્ધ કરવાની અભિરુચિનો અભાવ. ૯ બ્રાહ્મણ વા સંન્યાસી થઇને બ્રહ્મવિચાર કે બ્રહ્મધ્યાનમાં આદર નહિ રાખતાં ભૂત, પ્રેત કે ભૈરવાદિના ઉપાસનમાં વા વામમાર્ગમાં પ્રીતિ ને તદનુસાર પ્રવૃત્તિ. ૧૦ પ્રારબ્ધકર્મની ભોગવડે નિવૃત્તિ કરવામાટે પોતપોતાનો પ્રાપ્તવ્યવહાર નિર્મોહપણે ચલાવતા રહી ગમે તે વર્ણમાં ને આશ્રમમાં રહી સર્વદા આત્માનું યજન કરવું. ૧૧ પોતાના અંતઃકરણાદિની યોગ્યતાનો પૂરો વિચાર કર્યા વિના માત્ર પ્રયત્નપૂર્વક મેળવેલા મોટા સ્થાનથી પોતાની મોટાઈ પ્રસિદ્ધ કરવાનો ઉત્સાહ. ૧૨ કોઇ પણ પ્રકારના લૌકિક મોટા સ્થાનના અભાવમાં પણ વિવેકી લોકો અંતઃકરણાદિની યોગ્યતાને લીધે બહુ માન આપે તેમાં પણ ચિત્તની ઉદાસીનતા. ૧૩ ખસખસના દાણાજેવડા વડના બીજમાં મોટું થડ, ડાળો, ડાળીઓ, પાંદડાં ને ટેટાવાળા વડનો અપ્રકટપણે સદ્‌ભાવ. ૧૪ અન્ય વૃક્ષ, વેલા ને છોડ આદિના બીજમાં તે તે વૃક્ષ, વેલા ને છોડ આદિના ગુણસહિત વૃક્ષાદિનો અપ્રકટપણે

સદ્‌ભાવ. ૧૫ ઢેલનાં ઇંડાંમાં વિચિત્ર રંગવાળા મોરનો અપ્રકટપણે સદ્‌ભાવ. ૧૬ નાગણીના ઇંડામાં ભયંકર વિષવાળા લાંબા નાગનો અપ્રત્યક્ષરીતે સદ્‌ભાવ. ૧૭ સિંહના વીર્યમાં પરાક્રમી સિંહના શરીરનો અપ્રકટપણે સદ્‌ભાવ. ૧૮ મનુષ્યના વીર્યમાં વિવિધ અવયવવાળા ને બુદ્ધિશાલી મનુષ્યનો નહિ દેખાય એવી રીતે સદ્‌ભાવ. ૧૯ સ્વર્ગલોકમાં દેવોને પોતાના જન્મથી પતનપર્યંત પોતાની યુવાવસ્થાની પ્રતીતિ. ૨૦ ઊનાળામાં ક્ષારમય પ્રદેશમાં પડતાં સૂર્યનાં કિરણોમાં મૃગજલની પ્રતીતિ. ૨૧ સમુદ્રતટપરના આકાશમાં ગંધર્વનગરની પ્રતીતિ. ૨૨ અહીંથી કોઇ પણ પ્રકારનું દ્રવ્ય મરણપછી જીવની સાથે જવાનું નથી એ વાત સ્પષ્ટ છતાં પણ જીવોની દ્રવ્યમાં રહેલી આરૂઢ આસક્તિ. ૨૩ દુઃખરૂપ વિષયો જીવને કોઇ પણ પ્રકારનો વાસ્તવિક લાભ કરનારા નથી એ વાત ઊઘાડી છતાં જીવોને વિષયોમાં રહેતો આરૂઢ રાગ. ૨૪ અન્ય મનુષ્યોનું મરણ થતું જોતાં તથા સાંભળતાં છતાં પણ પોતાના મરણવિષે મનુષ્યના મોટા ભાગને કાંઇ પણ વિચાર ન આવવો. ૨૫ પરમાનંદ સમીપ છતાં તેની ઉપેક્ષા કરી જીવોનાં અંતઃકરણોની દુઃખમય વિષયો પ્રાપ્ત કરવાની આતુરતા.

આવા આવા અનેક ચમત્કારોથી જગત્ ભરેલું છે. આ વિશ્વમાં સર્વ ચમત્કારોમાં મોટામાં મોટો ને અત્યંત લાભપ્રદ ચમત્કાર એકજ છે. આ ચમત્કારનો અનુભવ જો પ્રત્યેક મનુષ્ય યત્ન કરીને મેળવે તો તે પોતાના અંતઃકરણમાં રહેલી વિષયતૃષ્ણાનો દાહ કરી સર્વ દુઃખોથી નિત્યને માટે રહિત થઇ, પરમાનંદને અભેદભાવે અનુભવી કર્તવ્યના અવધિને પામે છે. તે સર્વશ્રેષ્ઠ ચમત્કાર આ છેઃ—પોતાનું સ્થૂલશરીર, ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ ને અવિદ્યાના અંશને મિથ્યા ગણી તે સર્વના અધિષ્ઠાનરૂપ અંતરાત્માનો સાક્ષાત્કાર કરવો, ને તેનો બ્રહ્મથી અભેદ અનુભવવો. જો પોતાના અંતરાત્માનો બ્રહ્મથી અભેદ સ્વાનુભવથી સમજાય તો તે બ્રહ્માનુ-

ભવીને મનુષ્યજન્મ પામીને મેળવવાયોગ્ય મોટામાં મોટું ફલ જે ઉપર દર્શાવ્યું તે પ્રાપ્ત થાય છે. સજ્જન! જો તમને ચમત્કાર જોવાની કાંઇ પણ ઇચ્છા હોય તો તમે આ ચમત્કારનો જાતે અનુભવ કરવા તમારી અંતરબહારની સર્વ સામગ્રીનો ઘણામાં ઘણો ઉપયોગ કરજો. તેમાં આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા કે અશ્રદ્ધાને અવકાશ ન આપશો.

૫૦ × શુભ પ્રયત્ન કરનાર સાધકના હૃદયપર પરમાત્મા દૈવી-પ્રકાશનાં ને દૈવીસુખનાં કિરણો ફેંકવા કૃપા કરે છે. ×

શ્વાસોચ્છ્વાસ સંભારતાં, પ્રકટે પરમપ્રકાશ;
કામ ક્રોધ અજ્ઞાનનો, થાય અશેષ વિનાશ. ૧

## પત્ર ૫૧-૬૦

× ક્રોધને અભાવે રહેતી મનની પ્રસન્નતાના સંતોષપ્રદ સમાચાર જાણ્યા. સદાગ્રહ રાખી પ્રસંગોપાત્ત શાંતિ રાખી કહેવાથી, શાંત રહેવાથી ને અન્યને ચાહવાથી મનની પ્રસન્નતા ને પ્રાપ્તવ્યવહાર જળવાશે. ઉપદેશનાં સૂત્રો સમજીને આચારમાં મૂકવાથી ઉત્તરોત્તર વધારે શાંતિનો ને સુખનો અનુભવ થશે.

શુભભાવના રાખવાથી પ્રભુ અનુકૂલતા કરી આપવા સમર્થ છે.×

૫૨ × જેઓ શુદ્ધભાવથી પરમાત્મામાં પોતાનું મન જોડે છે તેઓ પરમાત્માના રાજ્યમાં સુખપૂર્વક પ્રવેશ કરી શકે છે.

પરમાત્માની અનન્યભક્તિવડે પરમાત્માનો અનુગ્રહ થવાથી આત્મદર્શનવડે સર્વ બંધન છૂટી જશે. ×

× વિવેકવૈરાગ્યની વૃદ્ધિ કરવાથી ને અહંતામમતાની શિથિલતા કરવાથી તથા તૃતીયશત્રુને બલહીન કરવાથી મનની સ્થિરતામાં ઉત્તરોત્તર વધારો થવા લાગશે, મન શાંત રહેવા લાગશે, અને આત્મસ્વરૂપનો અનુભવ થવા લાગશે. ×

૫૩ × તમારા પ્રેમાળ હૃદયને સત્સંગની શુભ અસર થાય તે

સ્વાભાવિક છે. જીવની તીવ્ર શુભભાવના દયાલુ પ્રભુ સફલ કરવા સમર્થ છે.

હૃદયરૂપ નેત્રને પૂર્ણપ્રેમથી બ્રહ્મજ્ઞાનાંજન આંજતા રહેશો કે જેથી તમારી આંતરદૃષ્ટિ ઊઘડી આવરણ દૂર થઈ સર્વત્ર પ્રિયતમ પરમાત્માનીજ પ્રતીતિ થયા કરે.

તમારો શુભ પ્રયત્ન ને ઇષ્ટકૃપા તમને તમારા ધ્યાનાભ્યાસમાં આગળ વધારવા સમર્થ છે.

શુચિ પરમાનંદ બ્રહ્મને, નિરખો અંતરબા'ર;
મલિન દુઃખરૂપ દૃશ્યમાં, ન કરો પ્રીતિ લગાર. ૧

૫૪ × સાત્ત્વિક દેવને ઉદ્દેશે પાડાનું, બકરાનું કે કુકડાનું બલિદાન આપવું ઉચિત નથી. રાજસતામસ દેવને માટે બલિદાન આપવાની અગત્ય જણાય ત્યારે તેમને મીઠાઈ, મેવા, ફલ કે રાંધેલા અન્નનું બલિદાન આપી શકાય, માટે કોઇ પણ પ્રકારના દેવને ઉદ્દેશીને કોઇ પણ પશુપક્ષીનું બલિદાન આપવું યોગ્ય જણાતું નથી.

મૃગયાને બહાને નિરપરાધી પશુપક્ષીની હિંસા કરવી એ પણ યોગ્ય નથી. જેનામાં અન્યને પ્રાણ આપવાનું બલ નથી તે બીજાં પ્રાણીનો પ્રાણ કેમ લઈ શકે ?

પોતાનાં પાળેલાં પશુઓ કસાઇને ત્યાં જાય એવો સંભવ હોય ત્યાં સમજુ મનુષ્યે પોતાનાં પશુઓને વેચવાં નહિ.

અન્નાદિના આહારથી જો મનુષ્યનું જીવન સુખપૂર્વક નભી શકે છે તો પછી આહારમાટે પણ પ્રાણીઓની હિંસા કરવી અનુચિત છે.

મનુષ્યે પોતાને ઘેર રાખેલાં પશુઓની સારી રીતે આહારપાન આપી રક્ષા કરવી જોઇએ, તથા તેમના સામર્થ્યઉપરાંત તેમની પાસેની કામ ન લેવું જોઇએ, અને તેમને દુઃખી ન થવા દેવાં જોઇએ.

પ્રમાદથી થતી હિંસાથી પણ મનુષ્યોએ બનતે પ્રયત્ને બચવું જોઇએ.

સમજુ મનુષ્યોએ પરનિંદારૂપ ને કટુભાષણરૂપ હિંસાથી બચવા-માટે પણ બહુ જાગૃતિ રાખવી જોઇએ.

૫૫ * મનોવૃત્તિને આત્માભિમુખ રાખી શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવશો. તમે અંતરાત્મામાં તમારા મનને જેટલી વિશ્રાંતિ આપશો તેટલો તમને વિશુદ્ધાનંદનો વધારે અનુભવ થશે. વિશુદ્ધાનંદની ને શાંતિની પરાકાષ્ઠા તેજ મોક્ષ છે.

* તમારું હૃદય ભક્તિભાવવાળું હોવાથી તમારો શુભભાવ સફલ કરવા પરમાત્મા અવશ્ય કૃપા કરશે. તમારા જેવાં પ્રેમાળ હૃદય શુભ ને સુખદ સમાચાર જાણી અત્યંત હર્ષાનુભવ કરે તે સ્વાભાવિક છે.

* અંતઃકરણમાં સચ્ચિદાનંદાદિરૂપે સ્ફુરતા આત્મસ્વરૂપમાં જીવને અભેદભાવે વિશ્રાંતિ આપી તથા દૃશ્યનું વિસ્મરણ કરતાં રહી પ્રસન્ન રહેશો.

શ્રીમંત રાજા દેવને, જે સુખ અગમ જણાય;
તે શાશ્વત સુખ મેળવી, રે'જો સુખી સદાય. ૧

૫૬ × પ્રલયકાલમાં વેદો માયામાં લીન થાય છે. પછી સર્ગના આરંભમાં જીવોના કર્માનુસાર પરમાત્મા પૂર્વની પેઠે નવું જગત્ રચે છે. તે કાલે પૂર્વસમયમાં જેવા વેદો હતા તેવા વેદો પૂર્વકલ્પના નામવાળા નવા ઋષિઓના પવિત્ર હૃદયમાં સમય આવે પ્રતીત થાય છે. વેદોના તે તે ભાગો તે તે ઋષિઓના પ્રાકટ્યપૂર્વે અવ્યક્તદશામાં હોય છે. આમ માનવાથી વેદનું અપૌરુષેયપણું નિવૃત્ત થતું નથી, ને ઋષિઓ મંત્રોના પ્રણેતા થતા નથી, એટલે સર્વ નિર્દોષ છે.

* નિત્યધર્મ ને આપત્કાલનો ધર્મ ભિન્ન હોય છે, તેમજ સાધ્યા-સાધ્યનો વિચાર પણ કર્તવ્ય છે. સ્પૃશ્યાસ્પૃશ્યના વિષયનો નિર્ણય કરતા-પહેલાં એ બંને વાત વિચારવી જોઇએ.

૫૭ × પૂર્વાચાર્યોની આજ્ઞા હોવાથી ને આપણા શરીરમાં રહેલા

આવહ આદિ સાત વાયુઓને સ્થિર કરવામાં તે ઉપકારક હોવાથી પ્રાણાયામના મંત્રમાં ગાયત્રીની પૂર્વે સાત વ્યાહૃતિઓનો માનસ ઉચ્ચાર કરવાની આવશ્યકતા મનાય છે.

ગાયત્રીનો જપ કરતી વેલા કાં તો સૂર્યમંડલના અધિષ્ઠાતા સૂર્યદેવમાં, વા સૂર્યદેવમાં રહેલા અંતર્યામીમાં, વા સૂર્યમંડલે રોકેલા શુદ્ધચેતનમાં પોતાનું મન જાપકે ( જપ કરનારે ) પોતાના મનની યોગ્યતા વિચારીને જોડવું જોઇએ.

સંધ્યાવેલા વા ગાયત્રીનો જપ કરતી વેલા ચોવીશ મુદ્રાઓ કરવાની અગત્ય વૈદિકરીતે નથી. તંત્રને મતે તે વિધાન છે. એ મુદ્રાથી પ્રાણના બલની કાંઇક અંશે વૃદ્ધિ થતી હશે એમ જણાય છે.

ગાયત્રીનું આવાહન તાંત્રિક છે. તે (ગાયત્રી) સૂર્યની શક્તિ છે એમ સમજીને તેનું આવાહન કરાય તો ધ્યાનની સાથે તેનો વિરોધ આવતો નથી. જપકાલે આવાહન કરવાનું હોતું નથી તેથી તેનો ધ્યાનની સાથે વિરોધ આવતો નથી.

જો રાજગરના પુત્રને ગાયત્રીમંત્રથી જનોઈ થતું હોય તો તેમને સંધ્યાદિ નિત્યકર્મ કરવાનો અધિકાર છે.

૫૮ * શ્રદ્ધા, ઉમંગ, વ્યવસ્થા ને સદાગ્રહમાં વધારો કરી અભ્યાસ કરતા રહેવાથી પરમાર્થનાં સાધનોનું સારી રીતે અનુષ્ઠાન કરી શકાશે, અને તેમાં આગળ વધી શકાશે. સામાન્ય ઇચ્છાથી નિયમિત અભ્યાસ કરી શકાતો નથી, પણ ઘણીજ દૃઢ ઇચ્છાથી અભ્યાસ નિયમિતરીતે કરી શકાય છે.

બ્રહ્મવિચારમાં પરમાદર રાખવાથીજ તે વિચાર હૃદયમાં સ્થિર થવા લાગશે.

પરમાત્મા, સત્શાસ્ત્ર ને સદ્ગુરુ એમની અભિમુખ મનોવૃત્તિ

રાખી તેમની આજ્ઞાનું ઉમંગથી પરિપાલન કરવાથી મનની યોગ્યતા ઉત્તરોત્તર વધવા લાગશે.

૫૯ * ઉપરાઉપર પૂરક કરવાનો સ્વભાવ રાખી, તથા પ્રીતિ-પૂર્વક પરમાત્માનું ધ્યાન કરતા રહી, મનની વ્યાકુલતા દૂર કરી તેને સુપ્રસન્ન રાખશો. એ તપ વિઘ્નોને દૂર કરશે.

ઉદ્યોગી, પ્રામાણિક ને આવડવાળા મનુષ્યને તેના યોગ્ય ધંધામાં પ્રભુ અવશ્ય સાહાય્ય કરે છે. મુંઝાવાથી તનમનનું બલ ક્ષીણ થાય છે માટે મુંઝવણનો ત્યાગ કરી પરમાત્મા જે કર્તવ્ય સૂચવે તેમાં પ્ર-વૃત્ત થશો.

શુભાશા રાખીને યોગ્ય પ્રવૃત્તિ કરવી.

ભવિષ્યના પ્રતિકૂલ વિચારો બહુ ન કરતાં વર્તમાન પરિસ્થિતિનો વિચાર કરી જે યોગ્ય હોય તે કરવાનું છે.

૬૦ × અવારનવાર બંને નાકથી પૂરક કરતા રહીને તથા અવ-કાશાનુસાર થોડી થોડી મિનિટો કે સેકંડો મનને પરમાત્મામાં જોડવાનો પ્રયત્ન કરીને મનની ચંચલતા નિવૃત્ત કરી તેની શાંતિમાં વધારો કરશો.

પરમાત્માનું શ્રેષ્ઠપણું ને તેમની પ્રાપ્તિ કરવાનાં સાધનોનું ઉપ-કારકપણું મનને વારંવાર સમજાવતા રહેશો, અને સંસારના પદાર્થોનું તુચ્છપણું પણ તેને સમજાવતા રહેશો. આહાર સાત્વિક ને પરિમિત રાખશો.

દૃઢ શ્રદ્ધા, ઉત્તમ ઉમંગ ને સદાગ્રહ રાખી સાધનાભ્યાસ ચાલુ રાખવાથી પરમાત્માની ને સદ્‍ગુરુની કૃપાથી મુમુક્ષુ પરમાર્થમાં આગળ વધતો જાય છે.

પરમાત્માનું સ્મરણધ્યાન ચાલુ રહેવાથીજ તે ગૂઢ દિવ્ય જ્યોતિનો મુમુક્ષુના હૃદયપર પ્રકાશ પડવા લાગે છે. મનને ખેદવાળું નહિ થવા દેતાં પ્રસન્ન રાખી સ્વકર્તવ્ય કરતા રહેશો.

મનની શાંતિ વધારતા રહેશો.

## પત્ર ૬૧-૭૪

× દૈવીસંપત્તિનું બલ ઉત્તરોત્તર વધારવા વિશેષ પ્રયત્નશીલ રહેશો. આસુરીસંપત્તિનો હૃદયમાં જે અંશ જણાય તેને દૂર કરવા પણ સતત ઉદ્યમી રહેશો.

સર્વ પ્રાણીઓમાં પરમાત્મા સર્વદા સમભાવે રહ્યા છે એ શાસ્ત્ર-નિર્ણયને સ્મરણમાં રાખી સર્વત્ર સમભાવ રાખવા સુદૃઢ સંકલ્પ કર્યો હશે તો ભક્તોદ્ધારક પ્રભુ તે નભાવવા સમર્થ છે. × × ×

સુસંકલ્પ ને સ્મરણથી, શુભવર્તન જો થાય;
તો ઇચ્છિતની પ્રાપ્તિ થઈ, સર્વે તાપ વિલાય. ૧

૬૨ * નવા વર્ષમાં અંતઃકરણની સૂક્ષ્મતા, સ્થિરતા, શાંતિ ને અનન્યભક્તિ શ્રદ્ધા, સદાગ્રહ ને સાવધાનતા રાખી વધારશો.

પરદોષ જોવામાં પાપ છે, ને સ્વદોષ જોવામાં પુણ્ય છે એમ સમજી પરદોષની ઉપેક્ષા કરશો, ને સ્વદોષ જોઈ તેનો પરિત્યાગ કરવા પ્રયત્નશીલ રહેશો.

બ્રહ્મથી અભિન્ન આત્મસ્વરૂપના વિચારવડે અહંતામમતાને ક્ષીણ કરવા યત્નશીલ રહેશો.

સહનશીલતામાં ને પ્રસન્નતામાં વધારો કરશો, ને સ્વધર્મપાલન ચાલુ રાખશો.

૬૩ × નવા વર્ષમાં સ્વધર્મમાં શ્રદ્ધાપ્રીતિ વધારી તેનું (સ્વધર્મનું) વધારે આદરથી પરિપાલન કરશો.

ક્ષમા, દયા ને ગુણગ્રાહકતાવડે ક્રોધનો વિનાશ કરવા સર્વદા ઉદ્યોગી રહેશો, સંગમાં પણ અસંગી રહેતાં શીખશો.

બુદ્ધિની સાત્ત્વિકતા ને સૂક્ષ્મતા વધારી સર્વ વિકારોને વશ વર્તાવતાં રહેશો.

× અંતઃકરણની નિર્મલતામાં ને શાંતિમાં વધારો કરી પ્રસન્ન રહેશો. ×

૬૪ × અહંતામમતા બની શકે તેટલી શિથિલ કરવા યત્નશીલ રહેશો.

અંતઃકરણને બની શકે તેટલું નિર્મલ કરવા ને વાણીનો બની શકે તેટલો નિગ્રહ કરવા પ્રયત્નશીલ રહેશો.

અંતઃકરણના શુભ ગુણોને બલવાન્ કરવા ને તેના સ્વાભાવિક દોષોને દૂર કરવા પણ સદાગ્રહવાળો પ્રયત્ન ચાલુ રાખશો.

૬૫ * પરમાત્માનું માહાત્મ્ય સમજી તેમનું વિશુદ્ધભાવથી સ્મરણ તથા ધ્યાન સતત ચાલુ રાખવાથી ભવસાગરમાં નહિ ડુબાય. એવો શુભ પ્રયત્ન ભવસાગરના સામા કાંઠારૂપ પરમાત્માને પ્રાપ્ત કરે છે. જે પ્રદેશમાં સાચી શાંતિ ને સાચું સુખ રહેલું છે.

વ્યવહારપરમાર્થમાં અધિક દક્ષતા સેવી પ્રસન્ન રહેશો.

૬૬ × પરમાર્થનાં સાધનોનું સેવન અને મોક્ષશાસ્ત્રનું વાચન પ્રીતિપૂર્વક ચાલુ રાખશો. સાત્ત્વિક મનોબલમાં ઉત્તરોત્તર વધારો કરી પ્રતિબંધકોને દૂર કરતા રહેશો. પ્રતિબંધક સંસ્કારો બલહીન થવાથી સંતોષકારક અભ્યાસ થઈ શકશે.

જેમ જેમ તમારો શુભ ભાવ પરિપાક પામતો જશે તેમ તેમ તમારી શુભભાવનાનુસાર તમને અનુકૂલતા પ્રાપ્ત થયા કરશે, માટે શુભ-ભાવનાનું તીવ્રપણું વધારતા રહેશો.

તમને જે ધ્યેયના ધ્યાનવડે સંતોષ થાય છે, ને જે ધ્યેયમાં તમારા ચિત્તની શીઘ્ર એકાગ્રતા થઈજાય છે તેજ ધ્યેયમાં ચિત્તને સ્થિર સ્થાપવા પ્રયત્ન ચાલુ રાખશો. એમ કરવાથી પરિણામે ધ્યેયના વાસ્ત-વિક સ્વરૂપનો આવિર્ભાવ તમારા ચિત્તમાં થશે. બ્રહ્મવિચારકાલે ધ્યેયનું

વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે એમ જાગૃતિ રાખી તે સ્વરૂપને મતિમાં આરૂઢ કર્યા કરશો.

સગાંવહાલાંઓનો સમાગમ પ્રવાસીઓના સમાગમજેવો છે. × ×

૬૭ * સંસાર અનેક પ્રકારની વિચિત્રતાવાળો છે. જીવો કર્મના વહનમાં તણાયા જાય છે. સંસારમાં જે વેલા જે કર્તવ્ય પ્રાપ્ત થાય તે વેલા તે કર્તવ્ય શોકમોહ પામ્યા વિના ધૈર્ય ને સાવધાનતાથી કરવું એજ કર્તવ્ય કર્યું ગણાય છે.

૬૮ × નવા વર્ષમાં વાણીનો નિગ્રહ વધારે કરશો. મનને તથા વાણીને લગારે તપવા ન દેશો, પણ તેને શાંત રાખવા પ્રયત્ન કરશો.

મનની સ્થિરતામાં, વિવેકનિષ્ઠામાં ને અનન્યભક્તિમાં વધારો કરવા પ્રયત્નશીલ રહેશો.

૬૯ × નવા વર્ષમાં દૈવી સંપત્તિ આદિ જે જે શુભ છે તે સર્વ તમારું કરી લેવા ઉત્કટ પુરુષપ્રયત્ન સતત કર્યા કરશો.

ટીપું સાગરમાં મળે, સાગર ટીપામાંય;
ઉભયરીતે સાગર રહે, ટીપું ન રહે ત્યાંય. ૧
જીવ બ્રહ્મમાં જઇ મળે, જીવમાં બ્રહ્મ જણાય;
ભેદ ટળે બંને રીતે, એક અદ્વૈત દર્શાય. ૨

મુમુક્ષુને શાશ્વતી શાંતિ ને નિરંકુશ તૃપ્તિની પ્રાપ્તિ શુભ પ્રયત્નથી ને ઈશકૃપાથી સુલભ છે. *

જીવની શુભેચ્છાઓ ભક્તપ્રિય ભગવાન્ સફલ કરવા સર્વદા સમર્થ છે.

૭૦ × "યહ મન ભૂતસમાન હૈ, દોરૈ દાંત પસારી;
બાંસગાંઠ ઊતરત ચઢત, સબ બલ જાવત હારી." ૧
"શ્રદ્ધાસંબલરહિત નર, નહિ સંતનકર સાથ;
તીનકહં માનસ અગમ અતિ, જીનહીં ન પ્રિય રઘુનાથ." ૨

"ગુરુકે બચન પ્રતીતિ ન જેહી, સ્વપ્નેહુ સુગમ ન સુખસિદ્ધિ તેહી."
"રતિઆલકે અંતરે કછુ ન પલટે રંગ."

એ શુભ વચનોનો વિચાર કરી યોગ્ય વિચારનું ને યોગ્ય પ્રવૃત્તિનું સેવન કરતા રહેશો.

શાસ્ત્રોક્ત શુભ પુરુષાર્થ શ્રદ્ધાભક્તિ ને સદાગ્રહથી કરતા રહેશો. ×

૭૧ × પરમાત્માના તીવ્ર સ્મરણધ્યાનવડે મનને શાંત રાખવા પ્રયત્ન કરશો. મનને શોકમોહને વશ ન થવા દેવામાં જીવનું હિત સમાયેલું છે. હમેશાં શુભનું ચિંતન કરવું, મનમાં અશુભનું ચિંતન ન થવા દેવું. પ્રમાદથી જો એવું ચિંતન થઇ જાય તો તેને રોકવાનો દૃઢ પ્રયત્ન કરવો.

મનને બની શકે તેટલું સમભાવવાળું રાખી મનુષ્યે આ ભવના પ્રવાસમાં વિચરવું જોઇએ. વિષમભાવ મનને વ્યાકુલ કરે છે.

પરમાત્મા અંતરબહાર ભરપૂર છે. તેમના પરમશાંતસ્વરૂપના વિચારવડે મનને શાંત કરશો.

મનુષ્યને પ્રથમ બહારના કોઇ પણ પ્રાણિપદાર્થનું પ્રત્યક્ષજ્ઞાન પોતાના અંતઃકરણમાં થાય તે બાહ્યઅભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા. મનુષ્યને પોતાના અંતઃકરણમાં કોઇ પણ સૂક્ષ્મ વસ્તુનું પ્રથમ પ્રત્યક્ષજ્ઞાન થાય તે આંતરઅભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા. એ બંને અભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા કહેવાય છે. અંતઃકરણમાં આગળ જાણેલા સૂક્ષ્મ પ્રાણિપદાર્થનું પુનઃ પ્રત્યક્ષજ્ઞાન થાય તે આંતરપ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા, ને પૂર્વે જોયેલા બાહ્યપદાર્થનું પુનઃ પ્રત્યક્ષજ્ઞાન થાય તે બાહ્યપ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા, તે બંને પ્રમાઓ પ્રત્યભિજ્ઞાપ્રત્યક્ષપ્રમા કહેવાય છે.

પરમાત્મામાં વિશુદ્ધ પ્રીતિ વધારવાથી જપ ને ધારણા સારાં થઇ શકશે.

ભસ્ત્રિકાપ્રાણાયામમાં પૂરકરેચક મધ્યમ પ્રકારની ધીરજથી કરવા, બહુ ધીમાશથી કે બહુ ઊતાવળે ન કરવા.

૭૨ * વિરાટ્, હિરણ્યગર્ભ, અંતર્યામી–માયાસહિત ચેતન–અને બ્રહ્મ–વિશુદ્ધચેતન–એ બ્રહ્મના ચાર પાદો છે.

* જેઓનું મન દૃશ્ય પ્રાણિપદાર્થમાં અનુરાગવાળું થાય છે, ને સ્વશરીરમાં વધારે અહંતાવાળું થાય છે તેઓ અંતઃકરણના ઉંડાણમાં સ્ફુરતા આત્માને જાણવાની ઇચ્છા પણ કરતા નથી તો તેઓ તેને જાણવાની પ્રવૃત્તિ તો ક્યાંથીજ કરે ?

જે જિજ્ઞાસુઓ પોતાનું મન પરમાત્માભિમુખ રાખે છે તેમને પરમાત્મા સત્યાસત્યનું સ્ફુરણ કરાવે છે. ×

"નારાયન દો બાતકોં, દીજે સદા બિસાર;
કરી બુરાઇ ઔરકી, આપ કિયા ઉપકાર."

સવારસાંજ આત્મોદ્ધારનાં સાધનોનું સેવન જેમ પ્રીતિથી કરો છો તેમ કરતા રહેશો, અને મનની સાત્ત્વિકતા વધારતા રહેશો.

૭૩ * શ્રદ્ધા, ઉમંગ, વ્યવસ્થા ને દૃશ્યવિરતિ રાખી નિત્યકર્મ, શાસ્ત્રવાચન ને આત્મસ્વરૂપનો વિચાર કરતા રહેશો.

જીવ ને કર્મ અનાદિ છે. જીવના અંતઃકરણમાં પડેલા સંસ્કારો જ્યારે જાગ્રત્ થાય છે ત્યારે જે સંસ્કાર જાગ્રત્ થયો હોય તે સંસ્કારાનુસાર જીવ અભિમાનપૂર્વક કોઇ પણ કર્મમાં પ્રવૃત્તિ કરે છે, અને શ્રીઇશ્વર તેને તે પ્રવૃત્તિમાં જોઇતી અનુકૂલતા કરી આપે છે. જો સંસ્કારનિરપેક્ષ ઇશ્વર પ્રેરક થાય તો તેમનામાં વિષમતાનો ને ક્રૂરતાનો દોષ આવે, ને જીવના ઉપર કર્મની જવાબદારી ન રહે. કર્મના શુભાશુભપણાનો વિચાર કરવામાં ને કર્તાપણાનું અભિમાન તથા ફલની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મ કરવામાં જીવ ઘણે અંશે સ્વતંત્ર છે, એટલે તેટલે અંશે તેની કર્મમાં સ્વતંત્રતા છે.

× જો જીવ નિરભિમાનપણે કર્મ કરે તો તેની જવાબદારી ન રહે, પણ આત્મજ્ઞાનવિના મનુષ્ય નિરભિમાનપણું પ્રાપ્ત કરી શકતો નથી.

૭૪ * અંતઃકરણની જાગૃતિ વધારી, પુણ્યકર્મમાં આદર રાખી, દૃશ્ય અસત્, તુચ્છ ને દુઃખદ છે એ ભાવનાને ઉત્તરોત્તર પરિપક્વ કરતા રહી, તથા તમારા આત્માને મન ને અન્ય દૃશ્યથી સંગરહિત રાખી, જો આત્મવિચાર ને આત્મધ્યાન ચાલુ રાખશો તો તમારા મનની શુદ્ધિમાં, સૂક્ષ્મતામાં, શાંતિમાં ને સુખાનુભવમાં વધારો થશે.

પરમાત્માનો મહિમા સમજી તમે તમારા મનને પરમાત્માભિમુખ રાખવા પ્રયત્નશીલ રહેશો, ને દોષદર્શનવડે જગત્પરના મોહને શિથિલ કરતા રહેશો.

## પત્ર ૭૫-૮૬

* નિર્ગુણબ્રહ્મનું ભાન સર્વ બ્રહ્મજ્ઞાનીને સમાનજ થાય. સગુણ-બ્રહ્મની પ્રતીતિ ઉપાસકોને તેમની ભાવનાપ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારની થાય છે.

જે કાલે ઉંઘ ન આવતી હોય, મનોરાજ્યો વા વિચારો ન થતા હોય, બહારના પદાર્થોને આકારે અંતઃકરણ ને ઇંદ્રિયો ન થતાં હોય, અને ઇંદ્રિયો તથા મનોબુદ્ધિ ચેષ્ટારહિત થયાં હોય તે કાલે જે અનુભવ થાય તે બ્રહ્મ છે.

પોતાના સચ્ચિદાનંદસ્વભાવવાળા બ્રહ્મથી ભિન્ન અહીં કાંઇ પણ નથી એમ અનુભવી મૌનભાવે રહેવું એ બ્રહ્મમાં અભેદ છે.

આત્માનું, બ્રહ્મનું ને જીવનું સ્વરૂપ તમે જણાવ્યું તે સાચું છે. જેઓ એકજ અદ્વિતીય બ્રહ્મને અનુભવે છે તેમની દૃષ્ટિએ દ્વૈત ન હોવાથી માયા ને તેમાં બ્રહ્મનું પ્રતિબિંબ વા આભાસ માનવાની અગત્ય રહેતી નથી. જેઓને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો નથી તેમને ઇશ્વર, જીવ

ને જગત્નું સ્વરૂપ સમજાવવામાટે બિંબપ્રતિબિંબવાદની ને આભાસવાદની પ્રક્રિયા છે.

વિક્ષેપથી ને કષાયથી વા જડતાથી મનને મોકળું રાખી બ્રહ્મ-ધ્યાન કરવું. નેત્રને બંધ રાખીને પણ બ્રહ્મધ્યાન થઇ શકે. બ્રહ્મવિચાર સર્વદા થઇ શકે એવું સુલભ સાધન છે.

* સગુણબ્રહ્મરૂપ ગણપતિનું સ્વરૂપ શ્વેત છે, ને આધારચક્રના અધિષ્ઠાતા રાજસગણપતિનું સ્વરૂપ રક્ત છે.

આહ્નિકસૂત્રાવલિમાં ભોજનવિધિમાં ભોજનવેલા ઉત્તરભણી મુખ રાખવાથી ઋણ વધે છે એવું કથન **મ**નુસ્મૃતિમાંથી લીધું છે તે ખોટું છે. ત્યાં બીજા અધ્યાયનો બાવનમો શ્લોક આ પ્રમાણે છે:—“**आयुष्यं प्राङ्मुखो भुंक्ते यशस्य दक्षिणामुखः । श्रियं प्रत्यङ्मुखो भुंक्ते ऋतं भुंक्ते ह्युदंमुखः ॥५२॥**” (આયુષ્યની કામનાવાળો પૂર્વભણી મુખ રાખીને જમે છે, યશની ઇચ્છાવાળો દક્ષિણભણી મુખ રાખીને જમે છે, લક્ષ્મીની ઇચ્છાવાળો પશ્ચિમભણી મુખ રાખીને જમે છે, અને સત્યની કામના-વાળો ઉત્તરભણી મુખ રાખીને જમે છે.) ચારમાંની કોઇ પણ દિશા-ભણી મુખ રાખીને જમતાં વિરોધ નથી, માત્ર ચાર ખૂણાઓભણી મુખ રાખીને ન જમવું. દક્ષિણભણી યમની પુરી હોવાથી તે ભણી મુખ રાખીને ન જમવું તે રૂઢિથી છે. **क्षणं दत्वा**નો અર્થ થોડો સમય રહીને એવો થાય છે. ક્ષત્રિયવૈશ્યને વિકલ્પે દશ દિવસનું સૂતક પાળવાની પણ શાસ્ત્રમાં અનુમતિ છે તેથી તેઓ ૧૧ મા ૧૨ મા ને ૧૩ માની શ્રાદ્ધક્રિયા કરી શકે છે, ને અન્યને ભોજન કરાવી શકે છે. દશ દિવસના સૂતકની અંતર સોનીને ત્યાં બ્રાહ્મણ ન જમી શકે. તેના નામનાં નોતરાંથી પણ આપત્કાલવિના ન જમી શકે. મનસ્શબ્દ વ્યાકરણમાં નપુંસક હોવાથી મનને નપુંસક કહ્યું છે. પાંચ વેશ્યાઓ તે પાંચ જ્ઞાનેંદ્રિયો. પરપ્રત્યય-નેય એટલે બીજાના નિશ્ચયને અનુસરીને વર્તનારા. ખલયજ્ઞ–ખેડુતો ખળામાં

બ્રાહ્મણાદિને અન્ન આપવાનું જે કર્મ કરે છે તે. સંપર્ક–સંસર્ગ–સંબંધ. પાળો–પગે ચાલનાર. પ્રકાશ ને આનંદસ્વભાવવાળા બ્રહ્મમાં મનની વૃત્તિઓની ધારા ચલાવવી તે બ્રહ્મધ્યાન કહેવાય છે. દૃક્–દ્રષ્ટા–સાક્ષી. આત્મા–વસ્તુનું વાસ્તવિક સ્વરૂપ. શુદ્ધાત્મા ને આત્મા એક અર્થમાં વપરાય છે. પદાર્થનો નાશ થયા પછી છેવટ જે અસ્તિત્વ રહે તે ચિત્ ને આનંદાદિ સ્વભાવવાળું રહે. આત્માને આશરે રહેલી વાસનાના બલથી જીવાત્મરૂપે પ્રતીત થયેલા તે આત્મામાં સ્ફુરણ થાય છે. સર્વદા એકરૂપે રહેવું તે બ્રહ્મનો સત્સ્વભાવ છે, ને સ્ફુરણવાળા જણાવું તે તેનો મિથ્યાસ્વભાવ છે. બ્રહ્મ આદિ શબ્દોનો પ્રયોગ મુમુક્ષુઓને નિત્યવસ્તુ ઓળખાવવામાટે છે. સર્વ દૃશ્ય તમારા સાક્ષીનોજ વિલાસ છે,–તમારા આત્માનોજ વિવર્ત છે. નાસિકાદ્વારા પ્રવેશ કરી હૃદયભણી જનારા બહારના વાયુને ત્યાં અપાન કહેલ છે તેથી ત્યાં તેને ઓકિસજનપ્રધાન કહેલ છે. જેઓ પ્રાણવાયુને ઓકિસજન કહે છે તેઓ પણ એજ અર્થમાં એમ કહે છે.

સંનિપત્યોપકારક–પરંપરાવડે ઉપયોગી થનારું કર્મ. આરાદુપકારક–સાક્ષાત્ ઉપયોગી થનારું કર્મ. પૂર્વમીમાંસાના જે ભાગમાં અગ્નિહોત્રના અગ્નિઓ એકત્ર કરવાનું જણાવ્યું છે તે ભાગને ચયનપ્રકરણ કહેવામાં આવે છે. ચયન–અગ્નિહોત્રના અગ્નિઓને એકત્ર કરવા તે. *

હૃદયને તથા શરીરને નિરામય રાખવા સર્વદા ઉદ્યુક્ત રહેશો. વિવેકનું બલ વધવાથી હૃદયની નિરામયતા સ્થાયી રહેવા લાગશે. શુભ મહાયુદ્ધ ધૈર્ય ને સાવધાનતાથી ચાલુ રાખી મનનામના રાક્ષસનો નાશ કરશો.

અંતરાયવિના આદરપૂર્વક બ્રહ્મભાવના કર્યા કરવાથી દૃશ્યની વાસના ઉત્તરોત્તર શાંત થતી જશે.

અંતઃકરણની ને ઇંદ્રિયોની વૃત્તિ વિષયોભણી વેગથી દોડે તેમાં

વધારે દોષ છે, ને સૂક્ષ્મવાસનાને લીધે અંતઃકરણ વિષયોનું ચિંતન કરે તેમાં ન્યૂન દોષ છે, પરંતુ તેવું વિષયાચિંતન પણ બ્રહ્મભાવનાવડે મુમુક્ષુએ શમાવ્યા કરવું જોઇએ.

સદાગ્રહથી શુભપ્રયત્ન કરનારા ઇચ્છિતને મેળવવા સુભાગી થાય છે. ઇષ્ટની પ્રાપ્તિમાટે અધિક અધિક ઉમંગથી પ્રયત્ન કરવો, પણ મુંઝાવું નહિ. *

અંતઃકરણને આત્મામાં સુસ્થિર રાખવાના પ્રયત્નવડે તેમાં દૃશ્યના નિરર્થક સૂક્ષ્મસ્થૂલવેગ ન પ્રકટવા દેશો. ×

૭૬ * વાણીનો નિગ્રહ રાખવાથી, કર્તવ્યનિષ્ઠા રાખવાથી ને ક્રોધને વશ વર્તાવવાથી વ્યવહારમાં સુખી રહેવાય છે, ને પરમાર્થમાં આગળ વધાય છે.

મોક્ષપ્રતિપાદક પુસ્તકોનું વાચનમનન ચાલુ રાખી અંતઃકરણની યોગ્યતામાં વધારો કરતા રહેશો.

૭૭ * સ્વદોષ જોવાનો ને પ્રતીત થતા સ્વદોષોનો પરિત્યાગ કરવાનો પ્રયત્ન કરવાથી અંતઃકરણ નિર્મલ થાય છે. પરદોષ જોવાથી અંતઃકરણ તપે છે, ને મલિન થાય છે, માટે સમજુ માણસ પરદોષ જોતા નથી.

શ્રદ્ધા ને ઉમંગ રાખી વ્યવસ્થાપૂર્વક સદાગ્રહથી શુભ પ્રયત્ન ચાલુ રહેશે તો હૃદય પવિત્ર ને શાંત થશે.

વિવેક, વૈરાગ્ય ને સહનશક્તિ વધારતા રહેશો, અને હું ને મારું એ ભાવ શિથિલ કરતા રહેશો.

શુભવિચારવડે ને શુભકર્મવડે મનને નિર્મલ કરો, પરમાનંદરૂપ પરમાત્માના ધ્યાનવડે તેને સ્થિર ને પ્રસન્ન રાખો. ×

૭૮ * વિશુદ્ધભાવના મનુષ્યના હૃદયનું અંધારું દૂર કરે છે માટે તે વિશુદ્ધભાવનામાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો.

તમારો વિચાર યોગ્ય છે. મનની અંતર્મુખવૃત્તિમાં ઉત્તરોત્તર વધારો કરી તેનું બહિર્મુખપણું પ્રયોજનજેટલું ને વિશુદ્ધ રાખવું. અન્ય વ્યક્તિઓની વિરોધી ક્રિયાથી તમારા મનમાં ક્ષોભ થઈ તેનો સમભાવ દૂર થવાનો પ્રસંગ આવે ત્યારે મનનું વધારે અંતર્મુખપણું કરવાથી તેનો સમભાવ ને શાંતિ દૂર નહિ થાય.

૭૯ * અનિરુદ્ધને વશ રાખવાથી મન વધારે શાંત રહેશે.

વ્યવહારપરમાર્થનો નિર્વાહ વિવેકથી ને વ્યવસ્થાથી કરતા રહેશો.

અસંસ્કારી વ્યક્તિને સુધારવાનો પ્રયત્ન કરનારને પુણ્યનો લાભ થાય, દોષ ન લાગે.

જીવનું જીવત્વ પ્રયત્નથી ને પ્રભુકૃપાથી શમશે.

૮૦ * જેમ જેમ તમારા મનની શુભભાવના દૃઢ થતી જશે તેમ તેમ તમારા અભ્યાસમાં આવતાં વિઘ્નો દૂર થતાં જશે, મનની શાંતિ વધશે, ને મનનો આનંદ પણ વધશે.

પરમાત્માના સ્મરણમાં, તેમના ધ્યાનમાં, અગત્યના વાચનમાં ને પ્રાણાયામમાં મનને વધારે રોકશો. ચિત્તની શુદ્ધિ ને ધીરજ વધારવા પ્રયત્ન ચાલુ રાખશો, અને પરમાત્માની અનન્યભક્તિ વધારશો.

મનની અવ્યવસ્થા દૂર કરી બની શકે તેટલી એકનિષ્ઠા ને શ્રદ્ધા રાખી ખૂબ ઉમંગથી અભ્યાસ કર્યા કરશો.

૮૧ * જેમ ભ્રાંતિના, મનોરાજ્યના ને સ્વપ્નના પદાર્થો તે તે કાલે જોનારને દેખાય છે, છતાં તે પદાર્થો સાચા નથી તેમ જાગ્રત્‌કાલમાં પ્રતીત થતા પદાર્થો પણ તે અવસ્થામાં પ્રતીત થાય છે, છતાં તે સાચા નથી એવો નિશ્ચય મુમુક્ષુએ પોતાના મનમાં વારંવાર કર્યા કરવો જોઇએ. દૃશ્યમાં મિથ્યાપણાની ભાવના રાખ્યા વિના પ્રતિકૂલ પ્રસંગમાં મન ખેદાદિને વશ થઈ સ્વકર્તવ્યપરાયણ રહી શકે નહિ. **"स तु दीर्घकाल-नैरंतर्यसत्कारासेवितो दृढभूमिः"** (તે અભ્યાસ લાંબો સમય, અંતરાય-

વિના, આદરપૂર્વક કરવામાં આવે તો તે પાકો થાય છે,) એ સૂત્રમાં કહેલી રીતે વર્તવાથી અભ્યાસમાં આગળ વધાશે. ×

શ્રદ્ધા, પ્રીતિ, દૃઢતા ને સાવધાનતા રાખી નિત્ય એક પ્રહર પરમાર્થનાં સાધનોના સેવનમાં લેતા રહેશો.

મન સમભાવવાળું રાખીને નિર્દોષ વ્યવહાર કરવો.

જેમ ખાવાનો ને સૂવાનો સ્વભાવ છે તેમ સાધન કરવાનો સ્વભાવ પાડવો જોઇએ.

૮૨ * મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ ને ખર્વ એ કુબેરના નવનિધિનાં નામો છે. તેમાં રત્નો, સુવર્ણ ને વસ્ત્રાદિ ન ખુટે તેટલાં હોય છે.

દશ પ્રકારના સ્વરૂપના બે અર્થ છે, વિષ્ણુના દશ પ્રકારના અવતારનાં સ્વરૂપ વા દશ પ્રકારની દિશાનાં સ્વરૂપ.

હઠયોગીના આહ્નિકમાં જે મૂલમંત્ર કહ્યો છે તે બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યને માટે **ॐ नमः सद्गुरवे** ને સ્ત્રીશૂદ્રાદિમાટે **श्रीसद्गुरवे नमः** છે. અનંત એ પોતાનાં હજાર કિરણોરૂપ ફણાવડે પૃથિવીને ધારણ કરનાર સૂર્ય છે. મણિભ્રાજત ઇત્યાદિ મંત્રનો અર્થ આ પ્રમાણે થાય છેઃ-જેમણે મણિઓવડે શોભતા હજાર ફણાવડે પૃથિવીના મંડલને સારી રીતે ધારણ કર્યું છે તે અનંતરૂપ (સૂર્યરૂપ) નાગોના (પર્વતોના) રાજાને પ્રણામ. અત્રાદ્ય આદિનો અર્થ આ પ્રમાણે થાય છેઃ—અહીં, આજ, ચાલતા માસમાં, ચાલતા પખવાડીઆમાં, ચાલતી તિથિમાં ને ચાલતા વારમાં શ્રીમહેશ્વરની કૃપાવડે સમાધિ તથા તેના ફલની સિદ્ધિમાટે આસનપૂર્વક પ્રાણાયામાદિ હું કરીશ. અનેન ઇત્યાદિનો અર્થ આ પ્રમાણે જાણવોઃ—આ યોગાભ્યાસવડે શ્રીમહેશ્વર પ્રસન્ન થાઓ, હું તે કર્મના બીજા ફલને ઇચ્છતો નથી.

ચિણી—તમરાં. એ એક ઊડતા જીવડાનું નામ છે. તે વિશેષે વન-

જેવા ભાગમાં રહે છે. ચોમાસાની રાત્રિમાં તે ઘણો તીક્ષ્ણ સ્વર કાઢે છે. પરા એ ચોથી વાણીનું નામ છે. જે યોગીને આઠમા નાદનું શ્રવણ થાય છે તેને પરાનામની ચોથી વાણીનો અનુભવ થાય છે. પરાવાણીએ જપ કરવો એટલે પરાનામની ચોથી વાણીએ જપ કરવો.

ભૂર્લોક, ભુવર્લોક (અંતરિક્ષલોક) ને સ્વર્લોક (સ્વર્ગલોક) એ ત્રણ લોકનાં નામો છે. એ ત્રણ લોક બ્રહ્મા જ્યારે જાગતા હોય ત્યારે હોય છે, ને બ્રહ્મા જ્યારે પોતાનો દિવસ પૂરો થયે શયન કરે છે ત્યારે નાશ પામે છે.

યજન એટલે પોતે યજ્ઞ કરવો, ને યાજન એટલે અન્યને યજ્ઞ કરાવવો. ઉપલક્ષક એટલે જેનું કથન કર્યું હોય તે કથનવડે તેના જેવા બીજા વિષયને જણાવનાર.

શીતલીપ્રાણાયામમાં ડાબે નસકોરેથી રેચક કરવો તે આરંભના અભ્યાસીને માટે છે, ને બંને નાસાપુટથી રેચક કરવો તે આગળ વધેલા અભ્યાસીમાટે છે.

**શ્રી**પરમપદબોધિનીમાં તથા **શ્રી**યોગકૌસ્તુભમાં પૂરકકાલે તથા કુંભકકાલે જે દેવના ધ્યાનમાં ભેદ જણાવ્યો છે તે ઐચ્છિક છે, છતાં **શ્રી**પરમપદબોધિનીમાં જણાવેલાં ધ્યાનો વધારે યોગ્ય છે.

ત્રિવલ્લી એટલે વૃદ્ધાવસ્થામાં લોહી તથા માંસ ઘટવાથી ચામડીમાં પડતી કરચલીઓ.

શ્વાસોચ્છ્વાસના લયનું ને ઉદ્ભવનું સ્થાન સામાન્ય અભ્યાસીને માટે શરીરની અંતર હૃદયમાં ને શરીરની બહાર નાસિકાની બહાર બાર આંગળપર ગણાય છે.

આત્મામાં બુદ્ધિને સુસ્થિર કરવી તે સ્વાર્થસંયમ વા નિદિધ્યાસન વા આત્મધ્યાન કહેવાય છે, અને આત્માથી ભિન્ન બીજા જે જે વિષયમાં બુદ્ધિ સ્થિર કરાય તે પરાર્થસંયમ વા અન્યપદાર્થનું ધ્યાન

કહેવાય છે. ભૂતજયાદિને માટે થતા સંયમ પરાર્થસંયમ ગણાય છે, ને સંપ્રજ્ઞાતયોગ એ સ્વાર્થસંયમ ગણાય છે.

નમઃ શિવાય ઇત્યાદિ મંત્રો નમસ્કારરૂપ ને જયં દેહિ ઇત્યાદિ મંત્રો પ્રાર્થનારૂપ કહેવાય.

કીટભ્રમરન્યાય એટલે કીડો ભ્રમર થઈ જાય છે તે દાખલો. કીડાને ભમરી ડંખ મારે છે તો તે કીડો ભયથી ભમરીનુંજ ધ્યાન કર્યા કરે છે તેથી તે કીટ મટી ભમરી થઈ જાય છે.

આત્માશ્રયાદિ દોષોનું ને વદતોવ્યાઘાતદોષનું સ્વરૂપ ભિન્ન હોવાથી તેની પૃથક્ ગણના કરી છે. ×

૮૩ * નાટકના પાત્રની પેઠે ઉદાસીનવત્ પોતાનો પ્રાપ્તવ્યવહાર સમજપૂર્વક ચલાવવો, ને અંતરબહાર પરમાત્માનું દર્શન રાખી મનને પરમ પ્રસન્ન રાખવું.

સાત્ત્વિકી શ્રદ્ધાવાળાનું ને પ્રભુમાં અનન્ય પ્રેમ રાખનારાનું પ્રભુ ભલુંજ કરે છે.

પરમાર્થનાં સાધનોનો અભ્યાસ ને વાચન ચાલુ રાખશો. ×

શ્રદ્ધાભક્તિવડે પરમાત્માનું સ્મરણધ્યાન કરતા છતા તથા આત્મ-સ્વરૂપનો વિચાર કરતા છતા પ્રસન્ન રહેશો.

## પત્ર ૮૪-૯૭

* સંચિતકર્મો એટલે કર્મોના અપક્વ સંસ્કારો. તે સંસ્કારોનું ફલ વર્તમાનજન્મમાં ન થાય. જો બ્રહ્મજ્ઞાન ન થાય તો જન્માંતરમાં તે સંસ્કારો જ્યારે પક્વ થાય ત્યારે તે પોતાની યોગ્યતાપ્રમાણે ફલ આપે, વા જ્ઞાનથી નાશ પામે. જે કર્મથી વર્તમાનજન્મ, વર્તમાન-શરીરનું આયુષ્ ને વર્તમાનશરીરમાં થનારાં સુખદુઃખો નક્કી થયેલાં હોય છે તે પ્રારબ્ધકર્મ. પ્રારબ્ધકર્મના ફલનો ઉપભોગ કરતાં જે જે કર્મ અભિમાનપૂર્વક કરાય તે ક્રિયમાણકર્મ, ને તેના સંસ્કારો પડે તે ક્રિયમાણ-

કર્મના સંસ્કારો. જે ક્રિયમાણકર્મો તીવ્ર અભિમાનથી થાય તેના સંસ્કારો પ્રારબ્ધકર્મમાં ભળે, ને તે કર્તાને વર્તમાનજન્મમાં ફલ આપે, અને જે ક્રિયમાણકર્મો મંદમધ્યમ અભિમાનથી થાય તેના સંસ્કારો સંચિતસંસ્કારોમાં ભળે, ને તે જન્માંતરે પોતાનું ફલ આપે, વા જ્ઞાનાદિથી તે નાશ પામે.

૮૫ × મનુષ્ય જો શુભકર્મના સ્વરૂપને તથા અશુભકર્મના સ્વરૂપને થોડા પ્રમાણમાં જાણતો હોય, ને અશુભસંસ્કારોથી તેની શુભકર્મના કરતાં અશુભકર્મમાં વધારે લાગણી હોય તો તે અશુભકર્મમાં અભિમાનપૂર્વક પ્રવૃત્ત થાય, ને ઈશ્વિર તેને તેવું કર્મ કરવાની તક આપે, અને તેથી તે અશુભકર્મ કરી તેના સંસ્કાર પોતાના અંતઃકરણમાં પાડે. તે કર્મ કરનારના અભિમાનના વેગના પ્રમાણમાં તે કર્મના સંસ્કાર પ્રારબ્ધકર્મના આગળના સંસ્કારોમાં ભળે, વા સંચિતકર્મના આગળના સંસ્કારોમાં ભળે. હવે તે મનુષ્ય જો શુભાશુભકર્મના સ્વરૂપને વધારે સમજે, સારા સદ્‌ગુરુનો ને સારા શાસ્ત્રનો આશ્રય ગ્રહણ કરે, અને સારા સંગમાં રહે, તથા શુભકર્મમાં લાગણી રાખી જો મંદવેગથી, મધ્યમવેગથી વા તીવ્રવેગથી શુભકર્મ કરવા લાગે તો તે શુભકર્મના સંસ્કાર તેના અંતઃકરણમાં અભિમાનના વેગને અનુસરી સંચિતમાં કે પ્રારબ્ધમાં ભળે. કદાચ આરંભમાં તે શુભકર્મ કરવામાં જોઇએ તેવા વેગવાળો ન થાય તોપણ જો તે શુભ સામગ્રી સેવતો રહે તો આગળ જતાં તેનું અંતઃકરણ શુભકર્મમાં વધારે વેગવાળું થાય, ને તે શુભકર્મ કરી મોક્ષ-પર્યંત પહોંચી શકે. મનુષ્યે પોતાના મનની ગમે તેવી સ્થિતિ હોય તોપણ સારા પુરુષના ને સારા શાસ્ત્રના આશ્રયથી શુભકર્મનું અનુષ્ઠાન કરવામાં ઘણામાં ઘણો આગ્રહ રાખવો જોઇએ. જો તે એમ વર્તશે તો તે વર્તમાનજન્મમાં કે પછીના જન્મોમાં કૃતાર્થ થઈ શકશે.

૮૬ × મનુષ્ય અશુભકર્મને દુઃખદ જાણી તે કરવા ન ઇચ્છતો

હોય, પણ જો તેના અંતઃકરણમાં અશુભસંસ્કારોનું બલ વધારે હોય તો તુરત તે અશુભકર્મથી નિવૃત્ત ન થઇ શકે, પણ પ્રયત્ન કરતાં કરતાં આગળ જતાં તે અશુભકર્મથી અવશ્ય નિવૃત્ત થઈ શકે.

૮૭ * દૃશ્યમાં વૈરાગ્યનો ને પરમાત્મામાં પ્રીતિનો વધારો કરવાથી જપમાં ને ધારણામાં સુધારો થવા માંડશે. ×

૮૮ * **શ્રીબુદ્ધનો** ઉપદેશ તેમના નિર્વાણપછી આશરે આઠ સો વર્ષે પુસ્તકારૂઢ થયાનું કહેવાય છે, એટલે તેમનાં વાસ્તવિક મંતવ્યો આત્માદિને વિષે કેવાં હતાં તે સ્પષ્ટ કહી શકાય નહિ, પણ તેમનો જે ઉપદેશ વર્તમાનમાં તેમનાં પુસ્તકોમાં દર્શાવવામાં આવ્યો છે તેને અવલંબીને તમારા પ્રશ્નોનાં ઉત્તરો લખાય છે. નિર્ગુણબ્રહ્મનો તથા આત્માનો સ્વીકાર સ્પષ્ટ શબ્દોમાં તેમના ગ્રંથોમાં જણાતો નથી, પણ જીવનું જીવપણું શમે–તેના વિજ્ઞાનાદિ પાંચ સ્કંધો નિવૃત્ત થાય–ત્યારે તે નિર્વાણ પામે છે એમ તેમાં જણાવ્યું છે, તેથી અર્થવડે જીવ પોતાના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મને પામે છે એમ સમજાય છે. તેમણે માનેલું શૂન્ય બ્રહ્મ હોવું જોઇએ, એટલે દૃશ્યની તૃષ્ણાનો નિઃશેષ ઉચ્છેદ થતાં જીવ નિર્વાણકાલે બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે એમ સમજાય છે. તેમને મતે આત્માનું સ્વરૂપ પાંચ સ્કંધોથી રહિત ચેતનરૂપ હશે એમ અનુમાન થાય છે. અવિદ્યામાંથી આ જગતની ઉત્પત્તિ તેઓ માને છે. તેઓ અવિદ્યા અનાદિ માને છે. વ્યષ્ટિઅવિદ્યાના સ્વીકારવડે સમષ્ટિ-અવિદ્યાનો સ્વીકાર અર્થથી થાય છે. તેમના સિદ્ધાંતમાં ક્ષણિકવિજ્ઞાનરૂપ કર્તાભોક્તા જીવ છે. તે જીવ ક્ષણે ક્ષણે વિજ્ઞાનના બદલાવાથી બદલાતો જાય છે, એકરૂપે સ્થાયી રહેતો નથી. તેમને મતે આત્મા સ્થાયી હશે, શૂન્યરૂપ (બ્રહ્મરૂપ) હોવાથી, ને બુદ્ધિ અથવા વિજ્ઞાન ક્ષણભંગુર હશે એમ જણાય છે. જીવાત્મરૂપ વિજ્ઞાન ક્ષણિક છતાં તેમાં સ્થાયી-પણાનું ભ્રાન્ અજ્ઞાનથી થાય છે એમ તેમનું માનવું જણાય છે. તે

વિજ્ઞાન બીજા સ્કંધોને લીધે સુખદુઃખ ભોગવવાનું અભિમાન ધારણ કરે છે. તે જ્યારે સ્કંધોથી છૂટો પડે ત્યારે નિર્વાણ પામે છે. તેમને મતે શૂન્યરૂપ આત્મા અમર હોવો જોઇએ. તેમણે જીવનો–જીવભાવનો-હુંપણાનો ને મારાપણાનો–અભાવ થયે જીવનું નિર્વાણ થાય છે એમ સ્વીકાર્યું હોય એમ જણાય છે.

શ્રીબુદ્ધને તેમના વિરાગમય ને અહિંસાના ઉપદેશને લઇને હિંદુઓ ઇશ્વરના નવમા અવતારતરીકે માને છે. તેમનો મોક્ષ થવો જોઇએ એમ તેમના વિચારોથી જણાય છે.

૮૯ * માયાના પ્રદેશમાં રહ્યા છતાં પણ મતિને પરમાત્માના પવિત્રતમ ને આનંદઘન પ્રદેશમાં સુસ્થિર રાખ્યા કરવી, કે જેથી જીવ માયાના બંધનમાં બંધાય નહિ, ને નિર્લેપ રહે.

શરીરાદિના પ્રારબ્ધકર્મના દ્રષ્ટા રહી પ્રાપ્તવ્યવહારનો સમભાવે નિર્વાહ કરવો.

જે પોતાના જીવાત્માને પરમાત્મામાં સુસ્થિર રાખે છે તે કીટ-ભ્રમરન્યાયે પરમાત્મરૂપજ થાય છે. *

ઉત્કટ શ્રદ્ધાભક્તિથી, મનને સ્થિર કરાય;
તો સુખઘનના અનુભવે, સર્વે દુઃખ વિલાય. ૧

૯૦ * મનની સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો કરવા જાગૃતિ સેવાતી હશે, અને અગત્યના કામમાં બોલવામાં નિરર્થક શરમ નહિ રખાતી હોય.

૯૧ * નવા વર્ષમાં તીવ્રશ્રદ્ધા ને અસ્ખલિત ઉમંગથી સ્વધર્મ પાળી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો.

પરમાત્માની પવિત્ર અનન્યભક્તિમાં, હૃદયની નિર્મલતામાં, હૃદય-ની સ્થિરતામાં, દુર્વાસનાઓ નિર્મૂલ કરવામાં અને સુવાસનાની, એક-

નિષ્ઠાની, શ્રદ્ધાની, ઉત્સાહની, દૃઢતાની ને બંને પ્રકારની કર્તવ્યનિષ્ઠાની વૃદ્ધિ કરવામાં તીવ્ર લાગણીથી સતત પ્રયત્ન કરશો. ×

૯૨ * ૐબીજવડે સગુણબ્રહ્મનું ને નિર્ગુણબ્રહ્મનું નામ સમજવું. હ્રૌંબીજવડે આશ્ચર્ય ઉપજે એવાં કર્મો કરનારી માયાનું સ્વરૂપ સમજવું. જૂંબીજવડે વિદ્યાનાં અધિષ્ઠાત્રી સરસ્વતી સમજવાં. સઃબીજવડે કલ્યાણ-સ્વરૂપ મહેશ્વર સમજવા. ત્રણ વ્યાહૃતિનો અર્થ આહ્નિકપ્રકાશમાં છે તે જોશો. મૃત્યુંજયમંત્રમાં શ્રીમહેશ્વરનો કોઇ ભક્ત પોતાને વિષયતૃષ્ણાઓથી ને દુઃખથી મોકળો કરવાની ને અમૃતરૂપ મોક્ષમાં સ્થિર રાખવાની પોતાના ઇષ્ટદેવ શ્રીમહેશ્વરપ્રતિ પ્રાર્થના કરે છે. એ મંત્રનું તત્ત્વ લોકોત્તરસ્થિતિ, એનું ભુવન ચતુર્થ, ને તેની કલા પરા કહી શકાય.

મનને બની શકે તેટલું વિવેકપૂર્વક કર્તવ્યપરાયણ રાખતા રહેશો, અને તેની એકાગ્રતા ને શાંતિ વધારતા રહેશો.

૯૩ * પૂર્વે જ્યારે ચાલુ કલ્પનું આ જગત્ ઉત્પન્ન થયું ત્યારે બ્રહ્માની ઉત્પત્તિની સાથે પરમાત્માની ઇચ્છાથી ઉપવીતની ઉત્પત્તિ થઈ. તે ઉપવીત કોઇએ બ્રહ્માને આપ્યું નથી, પણ પરમાત્માની ઇચ્છાથી બ્રહ્માની સાથે તે ઉત્પન્ન થયું છે. હમણાં જેવી રીતે દ્વિજો ઉપવીત પહેરે છે તેવી રીતે તે બ્રહ્માએ પહેરેલું પ્રતીત થયું હતું. પછી દ્વિજ-પિતાઓ પોતાના પુત્રોને ઉપવીત આપવા લાગ્યા. આગળ જતાં દ્વિજો પોતાના પુત્રોને પોતપોતાના ગૃહ્યસૂત્રપ્રમાણે ઉપવીત આપવા લાગ્યા. યજુર્વેદીય આહ્નિકપ્રકાશ વાંચવાથી તમને ઉપવીતવિષે કેટલુંક વધારે જાણવામાં આવશે.

રુદ્ર એટલે બ્રહ્મ ને અક્ષ એટલે તેની પ્રાપ્તિનું સાધન, એવી રીતે રુદ્રાક્ષનો અર્થ બ્રહ્મવિદ્યા થાય છે. તે રુદ્રાક્ષ ધારણ કરનારે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

૯૪ * નવા વર્ષમાં તમારે નીચે જણાવ્યા પ્રમાણે સુકર્તવ્ય કરવું જોઇએ:—

અહંતામમતાનો કરી, ચિદાકાશમાં બાધ;
ત્રિવિધતાપને દૂર કરી, પામો સુખ અગાધ. ૧
મનની વૃત્તિ રાખવી, અનાધાર અવિકાર;
એ ઉન્મનીમાં સ્થિર રહે, આવે ભવનો પાર. ૨

૯૫ * શું તમને સમજાતું નથી કે જીવને મનુષ્યશરીરની પ્રાપ્તિ તેનાં પૂર્વજન્મોનાં શુભકર્મોથી થાય છે, ને તેથી તેની પ્રાપ્તિ દુર્લભ ગણાય છે. વળી તે ક્ષણભંગુર છે. આમ હોવાથી પ્રત્યેક સમજુ મનુષ્યે પોતાના જીવાત્માનો ઉદ્ધાર કરવામાટે ઘણામાં ઘણો શાસ્ત્રોક્ત શુભ પ્રયત્ન કરવો જોઇએ. તેણે માત્ર વ્યાપારને કે નોકરી આદિનેજ શરણ માની તેનીજ ઉપાસનામાં મનુષ્યજીવનનો સર્વ મૂલ્યવાન્ સમય વ્યતીત ન કર્યા કરવો જોઇએ.

આવા તમોગુણપ્રધાન વા કલહપ્રધાન કલિયુગમાં તમારે તમારા જીવાત્માના ઉદ્ધારમાટે શુભભાવપૂર્વક પુષ્કલ પ્રયત્ન કરવો જોઇએ. સર્પના પ્રાણહરવિષજેવા આળસથી દૂર રહો, મૃત્યુના જેવા ભયંકર પ્રમાદથી–અવશ્યનું કર્તવ્ય ભૂલી જવારૂપ દોષથી—ઘણા વેગળા રહો, પરલોકથી ને મોક્ષથી દૂર લઇ જનારી અશ્રદ્ધારૂપ વિરૂપ રાક્ષસીથી તમારા મનને ઘણામાં ઘણું મોકળું રાખો, વ્યવહારપરમાર્થનાં કામોની વ્યવસ્થા રાખી તેવડે અવ્યવસ્થાનામની મનનું સત્ત્વ ચૂસી લેનારી પિશાચિણીનું હનન કરો, અગત્યના શુભકર્મને લંબાવવારૂપ દીર્ઘસૂત્રતાને કાળી નાગણીસમાન સમજી તેનાથી પણ બચો, સંસારાનુરાગનું તથા પ્રાપ્ત-વ્યવહારનું ઔષધની પેઠે પરિમિતજ સેવન કરો, નાસ્તિક તથા કેવલ વ્યવહારપરાયણ મનુષ્યોનો સંગ નજ ચાલે તેટલો જાગૃતિપૂર્વક રાખો, અને ચિત્તશુદ્ધિનાં તથા ચિત્તસ્થિરતાનાં સાધનોને અમૃતરૂપ ગણી તેનું પરમાદરથી સેવન કરતા રહો.

૯૬ * આત્માથી અભિન્ન બ્રહ્મના ધ્યાનમાં શ્રદ્ધાપ્રીતિથી સવાર-

સાંજ બની શકે તેટલો વધારે સમય બેસવું, ને તે અંતર્મુખવૃત્તિવડે કાંઇક કાંઇક શરીરનું ને જગત્‌નું ભાન ભૂલાય એવો પ્રયત્ન રાખવો. લય, વિક્ષેપ ને કષાયથી મનને પરાભવ ન પામવા દેવું. અન્યવેલા પણ નામ-રૂપનો બાધ કરતા રહી અધિષ્ઠાનને જોવાનો પ્રયત્ન ચાલુ રાખવો.

આહાર પથ્ય ને પરિમિત રાખવો.

અભ્યાસમાં ક્રમથી વધવું, સાહસ ન કરવું.

૯૭ * સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું ધ્યાન વા વિચાર ઘણામાં ઘણા પ્રેમથી કરવાં, કે જેથી એ સ્વરૂપનો અંતઃકરણમાં આવિર્ભાવ થતાં આરંભમાં સર્વ દૃશ્ય બાધ પામ્યાજેવું થઇ પછી બાધ પામે.

"**अथातो ब्रह्मजिज्ञासा**" એ સૂત્રમાંનો **अथ**શબ્દ પછી એ અર્થને જણાવે છે. વિવેકાદિ ચાર સાધનો સંપાદન કર્યા પછી એવો એ **अथ**નો વિસ્તૃત અર્થ થાય છે. **अथ**ના મંગલ ને આરંભ એવા અર્થ થાય છે, પણ તે અર્થ ત્યાં બંધબેસતા થતા નથી. ગ્રંથારંભનું મંગલ તો **अथ**ના ઉચ્ચારણમાત્રથી થઇ જાય છે. બ્રહ્મજ્ઞાનમાં મુમુક્ષુનોજ મુખ્ય અધિકાર છે. બીજાઓ તેવો અધિકાર મેળવ્યા વિના બ્રહ્મજ્ઞાન મેળવવા કુતૂહલમાત્રથી પ્રયત્ન કરતા હોય તો તેઓ ગૌણ અધિકારી ગણાય.

અર્થ અને કામનામના પુરુષાર્થમાં વિરતિ ઉપજ્યા વિના મનુષ્ય મોક્ષનામના પુરુષાર્થને સિદ્ધ કરવામાટે જોઇએ તેવો પુરુષપ્રયત્ન કરી શકે નહિ, માટે અર્થનામના પુરુષાર્થને સિદ્ધ કરવાની તૃષ્ણાવાળા મુમુક્ષુ ગણાતા નથી. સંસારતૃષ્ણાવાળા મનુષ્યો જો પ્રેમથી મોક્ષ મેળવવાનાં સાધનો કરતા હોય તો તેમને પ્રથમ સંસારનું ઇચ્છિત સુખ મળે છે, પછી વિવેકવૈરાગ્યવડે તેમની સંસારની તૃષ્ણા છૂટે છે, અને પશ્ચાત્ તેઓ વિષયવિતૃષ્ણ થઇ મોક્ષ મેળવવામાટે યથાયોગ્ય પ્રયત્ન કરે છે, ને મોક્ષ મેળવે છે.

કેટલાક વિદ્વાનો ઉપર જણાવેલા સૂત્રમાંના **अथ**શબ્દનો અર્થ

પછી સ્વીકારીને પશ્ચાત્ ધર્મની જિજ્ઞાસા કર્યા પછી એવો તેનો વિસ્તૃત અર્થ કરે છે, પણ ધર્મજિજ્ઞાસા ધર્મના અનુષ્ઠાનમાટે હોય છે, ને ધર્મનું અનુષ્ઠાન ચિત્તશુદ્ધિમાટે હોય છે, તેથી તેમનો કરેલો તે અર્થ સંગતિવાળો જણાતો નથી. શાસ્ત્રોક્ત નિષ્કામધર્મનું યથાવિધિ પરિપાલન કરવાથી ચિત્તશુદ્ધિ થાય છે, ચિત્તશુદ્ધિ થવાથી તે ચિત્તમાં વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે, ને ત્યારપછી એવા ચિત્તવાળો પુરુષ બ્રહ્મનો વિચાર કરવાની યોગ્યતાવાળો થાય છે, તેથી પૂર્વે કરેલો અર્થ પ્રકરણને વધારે બંધબેસતો થાય છે. ×

## પત્ર ૯૮-૧૦૪

* શાસ્ત્રનું વાચનમનન કરો છો તે યોગ્ય કરો છો. નવા, ગંભીર ને અનુભવગમ્ય સૂક્ષ્મ વિષયમાં નવા અભ્યાસીની બુદ્ધિ યોગ્ય સામર્થ્યને અભાવે ભૂલભરેલું સમજે તે સ્વાભાવિક છે. એમ થાય તેમાં અભ્યાસીએ ખેદ કરવાનો નથી. મનુષ્યે વસ્તુસ્થિતિ સમજવાનો સ્વભાવ રાખવો તે હિતકર છે.

આ લોકથી માંડીને તપોલોકસુધીના ભોગથી ઉપરામ પામેલો ને પોતાના ઇષ્ટદેવની સાથે અભેદભાવ રાખી તેનું ઉપાસન કરનારો તથા સત્યલોકના નિરુપમ ભોગો ભોગવવાની ઇચ્છા રાખનારો પોતાના ઇષ્ટદેવના જે લોકને પામે છે તેજ લોક વા ધામ સત્યલોક-બ્રહ્મલોક-બહેસ્ત-હેવન-સિદ્ધશિલા-વૈકુંઠ-ગોલોક-શ્વેતદ્વીપ-કૈલાસ-છે. સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાયુજ્ય એ ચારમાંનો કોઇ પણ પ્રકારનો ક્રમમોક્ષ પામેલા તે લોકમાં જાય છે. પોતાના સદ્ગુરુની સમીપ જે ઉત્તમ પ્રેમવાળો નિર્વિકારી શિષ્ય રહે તે આ લોકમાં રહેલો ને દેહવાળો જણાતાં છતાં સત્યલોકમાં ગયેલા ઉપાસકના જેવું સુખ ને શાંતિ ભોગવવા ભાગ્યશાલી થાય છે.

જો સત્યલોકના ભોગોની વાસના રહી હોય તો ઉપાસક જીવ

સત્યલોકમાં જાય, ને તેમને ત્યાં સાત્ત્વિક દિવ્યશરીર, સાત્ત્વિક મન, સાત્ત્વિક ઇંદ્રિયો ને સાત્ત્વિક દિવ્યભોગ ભોગવવામાટે પ્રાપ્ત થાય છે. જેમની સર્વ વાસનાઓ નાશ પામી હોય તેઓ બ્રહ્માનુભવવડે અહીંજ શરીરનો પાત થયા પછી સદ્યોમોક્ષને-વિદેહકૈવલ્યને-પામે છે.

નૈમિત્તિકપ્રલયમાં પૃથિવી, અંતરિક્ષ ને સ્વર્ગ એ ત્રણ લોકો નાશ પામે છે, ને મહાપ્રલયમાં-પ્રાકૃતપ્રલયમાં-પૃથિવીથી માંડી સત્યલોક-સુધીના સર્વ લોકો તે લોકોમાંના પ્રાણિપદાર્થોની સાથે કારણાકાર થઇને માયામાં-પ્રકૃતિમાં-અતિસૂક્ષ્મરૂપે-બીજરૂપે-રહે છે. સૃષ્ટિકાલમાં પુનઃ તે સર્વે પોતપોતાની યોગ્યતાપ્રમાણે ઉત્પન્ન થાય છે. બ્રહ્મજ્ઞાન જેને પ્રાપ્ત થાય તેને આત્યંતિકપ્રલય થાય છે. તેમનો દેહ બીજાને પ્રતીત થાય, તથા આકાશાદિ જગત્ વિદ્યમાન હોય, છતાં તેમની જ્ઞાન-દૃષ્ટિવડે સર્વ જગત્ મિથ્યા જણાઇ સર્વત્ર અખંડ એકરસ બ્રહ્મજ તેમને જણાય છે. આત્યંતિકપ્રલયનો દૃઢ અનુભવ કરનારા પુનઃ કોઇ પણ પ્રકારના શરીરભાવને પામતા નથી.

ક્યામત-ઈ-કબીર તે મહાપ્રલયનો અંત ગણી શકાય, ને તમે જેને મહાપ્રલય સમજો છો તે આત્યંતિકપ્રલય છે. તે આત્યંતિકપ્રલય માત્ર બ્રહ્મજ્ઞાનીને કે બ્રહ્મજ્ઞાનીઓનેજ થાય.

અનન્યભક્તો અખંડ અદ્વૈત બ્રહ્મને જોઈ તે બ્રહ્મમાં પોતાના જીવભાવને શમાવે છે, અને આત્મજ્ઞાની વા બ્રહ્મજ્ઞાની પોતાના જીવભાવનો આત્મામાં બાધ કરી તે આત્માનેજ બ્રહ્મરૂપે જુએ છે. બંનેની ભાવના ભિન્ન ભિન્ન છતાં પોતપોતાની ભાવનાને પરિણામે તેમને ફલનો લાભ સરખો થાય છે. બંને બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે.

આત્માને વા બ્રહ્મને વાસ્તવિકદૃષ્ટિએ દ્રષ્ટા કહી શકાય નહિ, કેમકે દ્રષ્ટા એવો શબ્દ દૃશ્યની અપેક્ષાએ વપરાય છે. દ્રષ્ટા વા સાક્ષી એવો શબ્દ આત્માને કે બ્રહ્મને માટે વપરાય છે તે બીજો કોઇ સારો શબ્દ

મળવાનો સંભવ નહિ હોવાથી સર્વ જડથી ભિન્ન ને સર્વ જડને પ્રકાશનાર એવી વસ્તુને સમજાવવામાટે વપરાય છે. વિદ્વાનો બ્રહ્મને વાણીનો વિષય માનતા નથી. સર્વ દૃશ્ય દ્રષ્ટામાં કલ્પિત સમજાવાથી એક દ્રષ્ટ્રરૂપ અદ્વૈતજ રહે છે. દ્રષ્ટા ને દૃશ્ય એવો ભેદ જ્ઞાનકાલે હોયજ નહિ.

જ્ઞાની ને જીવન્મુક્ત તેમના શરીરનો સદ્ભાવ હોય ત્યારે વ્યુત્થાન-કાલે દ્રષ્ટા હોય, પણ ચિત્તનિરોધકાલે તે દ્રષ્ટા ન રહેતાં બ્રહ્મરૂપેજ રહે. વિદેહમુક્તિકાલે સર્વ ઉપાધિઓની નિવૃત્તિ થઈ જવાથી તેમની બ્રહ્મરૂપેજ સ્થિતિ થાય, તેમનું પૃથક્ વ્યક્તિપણું ન રહે.

ધૈર્ય, સાવધાનતા, શ્રદ્ધા, ઉમંગ ને વ્યવસ્થામાં વધારો કરી પરમાર્થનાં સાધનોનું સેવન કરી પ્રસન્ન રહેશો.

૯૯ * મનને વધારે શ્રદ્ધાવાળું, વધારે ઉમંગવાળું, વધારે વિવેક-વાળું ને વધારે વૈરાગ્યવાળું કરી કર્તવ્યપરાયણ રહેવાથી મનની સ્થિતિ સુધરશે, ને પરમાર્થમાં આગળ વધાશે. પ્રતિબંધકસંસ્કારો દૂર કરવાથીજ વૃત્તિ અંતર્મુખ થશે. પૂર્વાપરનો પૂરો વિચાર કરી શુભ નિશ્ચય કરવો, ને પછી તે નિશ્ચયને અનુસરીને વિચાર ને વર્તન રાખવા પ્રયત્ન કરવો.

થયેલી ભૂલોમાટે તીવ્ર પશ્ચાત્તાપ, જપાદિરૂપ પ્રાયશ્ચિત્ત ને ભવિષ્યમાં ઘણાજ પવિત્ર વિચાર ને પવિત્ર આચારનું સેવન કરવાનો સુદૃઢ નિશ્ચય કરવાથી અંતઃકરણમાં પડેલા પાપસંસ્કારો દૂર થઈ તે શાંતિનો ને સુખનો અનુભવ કરવા સમર્થ થશે.

તમારા તનમનની સ્થિતિનો ને બાહ્યપરિસ્થિતિનો પૂરો વિચાર કરી તમારે તમારા અભ્યાસના સમયનો નિર્ણય કરવો. સવારસાંજ ભસ્ત્રિકાપ્રાણાયામ જેટલા વધારે કરી શકાય તેટલા કરવા.

પરિચાલન એટલે કુંડલિનીને જગાડવામાટે તેને સર્વબાજુથી ચલાયમાન કરવાની ક્રિયા.

કુંડલિની બ્રહ્મરંધ્રભણી જાય ત્યારે તે બ્રહ્મગ્રંથિનો, વિષ્ણુગ્રંથિનો ને રુદ્રગ્રંથિનો ભેદ કરીનેજ બ્રહ્મરંધ્રમાં જાય છે. જડચેતનની ગ્રંથિનો ભેદ અહંકારનો ને આત્માનો વિવેક કરી તેનો સાક્ષાત્કાર કરવાથી થાય છે.

જીભને તાળુની સમીપ આશરે દોઢ કલાક રાખવી. મોઢામાં ભેળો થતો જાડો મલિન રસ કાઢી નાંખવો, અને શુદ્ધ ને પાતળો રસ ગળામાં ઊતરવા દેવો. આ અભ્યાસ સવારસાંજ કરવો.

કુંડલિનીને જગાડી તેનું ઊર્ધ્વાકર્ષણ જપ કર્યા પછી કરવું. નાભિથી કુંડલિની આદિને ઉપર ખેંચી બ્રહ્મરંધ્રમાં લઈ જઇ ત્યાં સ્થિર થવાનું છે.

વધારાનો અપાનવાયુ યોગ્ય આસનાદિવડે દૂર કરતાં અડચણ નથી.

હૃદયની શુદ્ધિ ને મનની સ્થિરતા કરવામાં તમારે ધૈર્ય ને સાવધાનતાપૂર્વક મુખ્ય પ્રયત્ન કરવાનો છે.

તમારા શરીરને અનુકૂલ આવે ને મન પ્રસન્ન રહે તે પવિત્ર ને પરિમિત આહાર તમારે લેવો.

નિદ્રા પૂરતી લેવી, કે જેથી લય ન થાય, વા ન્યૂન થાય. મનઉપર ઘણામાં ઘણો કાબુ રાખતાં શીખો.

૧૦૦ * હૃદયને પરમાત્માના સ્મરણધ્યાનથી ભરપૂર રાખી તેને શાંત ને સુખાનુભવવાળું રાખશો.

પ્રતિકૂલ પ્રારબ્ધકર્મથી મનને મુંઝાવા દેવું નહિ. મન મુંઝાય ત્યારે પ્રભુની કીર્તનભક્તિવડે મનને પરમાત્મામાં વિશ્રાંતિ આપવી.

× શ્રદ્ધા, ભક્તિ, મનની સૂક્ષ્મતા ને શાંતિ વધારી સુપ્રસન્ન રહેશો.

જ્યાં આ પ્રતીત થતા જગત્‌નો ગંધ પણ નથી, માત્ર એકલા પરમાત્માજ વિરાજે છે ત્યાં મનને જેટલું બની શકે તેટલું સ્થિર રાખી દિવ્યાનંદનો અનુભવ કરતા રહેશો.

૧૦૧ * પ્રતિકૂલ પ્રસંગોની પ્રાપ્તિથી ને પ્રિયજનોના વિયોગથી મનુષ્યને ખેદનો અનુભવ થવો સાહજિક છે, પણ તે હિતકર ગણાતો નથી, કિંતુ અહિતકર ગણાય છે. એવે પ્રસંગે પ્રારબ્ધકર્મના બલનો તથા શરીરના ક્ષણભંગુરપણાનો વિચાર કરી મનુષ્યે પોતાના મનને શાંત રાખવું જોઇએ. અહીં કોઈ કોઈનું નથી. જેને સગાંવહાલાંઓ કહેવામાં આવે છે તે પ્રારબ્ધકર્મથી એકત્ર થાય છે, ને પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે વિખુટાં પડી જાય છે એમ સમજી મનને શાંત રાખશો. પ્રારબ્ધકર્મ ભોગવે છૂટકો છે એમ સમજી ધૈર્ય ને સાવધાનતા રાખી પ્રાપ્તવ્યવહાર મનને શાંત રાખીને નભાવશો. × ×

ભૂતભવિષ્યની મનની ઊર્મિઓને શાંત રાખી વર્તમાનને સંભાળવા જાગૃતિ સેવશો.

પુનઃ સૂચવવાનું કે મનનો ખેદ ઇંદ્રિયોને તથા શરીરને હાનિ કરે છે માટે તેને દૂર કરશો.

૧૦૨ * પરમપ્રકાશરૂપ, પરમશાંતસ્વરૂપ ને પરમાનંદરૂપ પરમાત્માનું પરમાદરથી સ્મરણધ્યાન કરતા રહી શરીરાદિના દ્રષ્ટા રહેવા પ્રયત્ન કરશો.

વિવેકરૂપ દિવાકરવડે હૃદયમંદિરમાં રહેલા અજ્ઞાનરૂપ તિમિરને નિવૃત્ત કરતા રહેશો.

૧૦૩ × પૂર્વજન્મમાં જેમનાં કર્મો ને જેમની ઉપાસના ઉત્તમ પ્રકારનાં હોય, તથા જેમણે તે જન્મમાં શ્રવણમનનાદિ કરેલ હોય, તેમને નાની વયમાં જ્ઞાનની સાતમી ભૂમિકાની પ્રાપ્તિ થઈ શકે. વામદેવ, શુકદેવ ને સનત્કુમારાદિ તેનાં ઉદાહરણ છે. વર્તમાનકાલમાં જેઓ બ્રહ્મવેત્તા કે જીવન્મુક્ત હોય તેમને જીવનના પાછલ્યા ભાગમાં વા શરીરત્યાગકાલે જ્ઞાનની સાતમી ભૂમિકા પ્રાપ્ત થાય છે.

શ્રદ્ધાપ્રીતિથી સાધનોનું સેવન કરી મનની સૂક્ષ્મતા, સ્થિરતા ને શાંતિ વધારતા રહેશો.

૧૦૪ * તમે યોગકૌસ્તુભમાંથી ધૈર્ય ને સાવધાનતા રાખી શક્તિચાલનમુદ્રાનો વિભાગ વાંચશો. તે વાંચવાથી તમને કુંડલિનીની જાગૃતિને લગતું ઘણું જાણવામાં આવશે.

યમ, નિયમ ને આસનનો પરિપાક કરી પ્રથમ ભસ્ત્રિકાપ્રાણાયામનો અભ્યાસ સારી રીતે કરવો જોઇએ.

કુંડલિનીનું ચલાયમાન થવું એટલે તેનું ત્યાંથી અડખેપડખે ખસવું એમ નહિ, કિંતુ કંદમાં રહેલો કફ દૂર થવાથી તે જાગ્રત્ થઈ સુષુમ્ણાના મુખને ત્યજી દે છે તે તેનું ચલાયમાનપણું કહેવાય છે. પછી તે સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. તાડનમાં કે પરિધાનપૂર્વક પરિચાલનમાં દોષ થવાથી જો ઇડા કે પિંગલાની તરફ તે ચલાયમાન થાય છે તો તેથી તે બહુવિધ અનર્થકર થઈ પડે છે.

સર્વ કર્મની નાભિના મધ્યભાગપરજ મુખ્ય અસર થવી જોઇએ.

આવી ક્રિયા તે ક્રિયા જાણનાર કોઈ યોગાભ્યાસીપાસેથી પૂરતી રીતે સમજ્યા વિના કરવાથી લાભ નહિ થતાં ઘણી વેલા હાનિ થવાનો સંભવ છે.

## પત્ર ૧૦૫-૧૧૨

× જાગ્રત્‌માં જ્યારે જ્યારે સ્મરણ થાય ત્યારે ત્યારે ભાવપૂર્વક બંને નાસાપુટથી બહારના શુદ્ધવાયુનું હૃદયભણી આકર્ષણ કરતા રહેશો. આથી શુદ્ધ મનોબલ ને શરીરબલ વધવા લાગશે, ને બહારના પ્રતિકૂલ સંયોગો ક્રમથી અનુકૂલ થવા લાગશે.

કુટુંબીઓને માટે યોગ્ય પ્રયત્ન યથાશક્તિ કરવો, પણ તેને લગતા નિરર્થક વિચારોને મનમાં બહુ અવકાશ ન આપવો. મનમાં હમેશાં શુભપરિણામની આશા રાખવી, અશુભપરિણામની ભાવના નજ થવા

દેવી. મનનું સાત્ત્વિકબલ વધારી જ્યારે જ્યારે મન નકામા દુઃખદ વિચારોમાં જાય ત્યારે ત્યારે તમે તમારા મનને ઘણામાં ઘણા પ્રેમથી ધ્યેયમાં ( પરમાત્મામાં ) જોડવાનો પ્રયત્ન કરશો. ભવિષ્યના વિચારોમાં મનને ભમવા નજ દેવું. પરમકૃપાલુ ભક્તવત્સલ પ્રભુ ભક્તનું ભલુંજ કરશે, ને તેને દુઃખથી ઊગારશે એવા શુભભાવવડે તમારે તમારા મનને પ્રસન્ન રાખવું.

મનુષ્યના હૃદયની પવિત્રતા, તીવ્રશ્રદ્ધા ને તીવ્રભક્તિ પરમાત્માની કૃપામાં હેતુભૂત થાય છે, ને પરમાત્માની કૃપા તે મનુષ્યને ભયંકર અંધારાવાળા આ સંસારકૂપમાંથી બહાર કાઢે છે.

પ્રતિકૂલતાની પ્રાપ્તિમાં પોતાના મનનું યોગ્ય શાસ્ત્રીય વિચારવડે સારી રીતે સમાધાન કરવું, પણ તેને મુંઝાવા નજ દેવું.

× કોઈ પણ પ્રતિકૂલ પ્રસંગની પ્રાપ્તિથી વા ભાવીના અનિષ્ટ વિચારોથી મનને ભયખેદાદિને વશ નજ થવા દેવું, પણ પ્રભુ જે કરે છે, ને કરશે તે જીવના ભલામાટેજ છે, ને હશે, એવા વિચારથી મનને નિર્ભય ને શાંત રાખવું.

પરમપ્રીતિ ને સાવધાનતાથી પરમાર્થનાં સાધનોનું સેવન કરતા રહેશો.

૧૦૬ * સાત્ત્વિકી શ્રદ્ધામાં, પરમાર્થનાં સાધનોની પ્રીતિમાં ને કર્તવ્યનિષ્ઠામાં વધારો કરતા રહી મનની શાંતિમાં વૃદ્ધિ કરશો.

પ્રથમ શાંતતેજોમય ગોલ મંડલમાં મનને સ્થિર કરવાનો પ્રયત્ન કરી પછી તેના અધિષ્ઠાનરૂપ નિર્ગુણ નિરાકાર બ્રહ્મમાં મનને સુસ્થિર કરવાનો પ્રયત્ન કરશો.

વ્યવહારપક્ષે પોતાનું સ્વરૂપ વિરાટ્ના અંશરૂપ માનવું, ને પરમાર્થપક્ષે સર્વ દૃશ્યથી ભિન્ન સચ્ચિદાનંદસ્વરૂપ પોતાનું છે એમ માનવું.

× વિવેકનિષ્ઠાવાળી જેટલી સદ્ગુરુભક્તિ વધશે તેટલું પરમાર્થમાં

આગળ વધારો. તેમની ભક્તિથી, ધૈર્યથી ને જાગૃતિથી વાણીનો નિગ્રહ કરી શકાશે, ને મનોબલ પણ વધશે.

**ગણાનાં** ઇત્યાદિ મંત્રોનો જે અર્થ ભાષ્યકારોએ કર્યો છે તે રાજાઓના અશ્વમેધને લગતો છે. તે વેલા તે રાજસપ્રકૃતિવાળાને બંધબેસતો હશે. મુમુક્ષુમાટે તેનો મનોરૂપ અશ્વના ઉપર આધ્યાત્મિક અર્થ થાય છે. ×

૧૦૭ * બે પ્રકારના જીવો બ્રહ્મલોકમાં જાય છે. તેમાં જે જીવો અશ્વમેધયજ્ઞ, પંચાગ્નિવિદ્યાનું ઉપાસન, નૈષ્ઠિકબ્રહ્મચર્યનું પરિપાલન ને યાવજ્જીવન સત્યભાષણાદિ કરીને બ્રહ્મલોકમાં જાય છે તેઓ તે કલ્પમાં બ્રહ્માના તે દિવસપર્યંત બ્રહ્મલોકમાં રહે છે, ને બીજે કલ્પે ( બ્રહ્માને બીજે દિવસે ) પાછા આ લોકમાં પોતાના કર્માનુસાર સારે ઠેકાણે જન્મે છે. જેઓ અહંગ્રહોપાસના કરીને બ્રહ્મલોકમાં ગયા હોય તેઓ ત્યાં મહાપ્રલયપર્યંત એટલે બ્રહ્માનું જીવન પૂરું થાય ત્યાંસુધી રહે છે, ને ત્યાં જે સર્વોત્તમ દિવ્યભોગો છે તેને ભોગવે છે, ને ચિત્તના નિરોધને પણ સેવે છે. પછી જ્યારે બ્રહ્માનું આયુષ્ પૂરું થાય છે ત્યારે બ્રહ્મા ને તે સર્વ ઉપાસકો વિદેહકૈવલ્યને પામે છે. સૃષ્ટિના આરંભપછી ને મહાપ્રલયનો આરંભ થતાપૂર્વે જે જે ઉપાસકો ત્યાં ગયા હોય છે તે સર્વ ઉપાસકો મહાપ્રલયપર્યંત ઉપર કહેલી રીતે પોતાનું જીવન વ્યતીત કરે છે. તેઓ ત્યાં રહે ત્યાંસુધી બ્રહ્માનંદનો અનુભવ લે છે, ને સર્વોત્તમ ભોગોને પણ ભોગવે છે. તેમના પ્રારબ્ધકર્મને લઇને તેમની તેવા પ્રકારની સ્થિતિ થાય છે. જેઓ અહંગ્રહોપાસનાવડે બ્રહ્મલોકમાં જાય છે તેઓ કારણબ્રહ્મને તથા નિર્ગુણબ્રહ્મને પણ પોતાના પૂર્વજન્મના શુભપ્રયત્નથી ને બ્રહ્મલોકના મહિમાથી જાણે છે, એટલે ત્યાં પોતાના પ્રારબ્ધકર્મને સમાપ્ત કરવા વિના બીજું કાંઇ કર્તવ્ય તેમને હોતું નથી. તમે કરેલી કલ્પના પ્રસંગને અનુકૂલ નથી. તેના સંબંધી કાંઇ પૃચ્છા કરવાજેવું રહેતું હોય તો તે સમીપમાં પૂછશો.

હિરણ્યગર્ભનું શરીર મહત્તત્ત્વ છે. મહત્તત્ત્વને, તે પ્રકૃતિમાં લીન થવાના સ્વભાવવાળું હોવાથી, વિનાશ વા સંભૂતિ પણ કહેવામાં આવે છે. એ મહત્તત્ત્વને બ્રહ્મ વા આત્મા માની તેની જેઓ અભેદભાવે ઉપાસના કરે છે તેઓ પોતાની ઉપાસનાનો પરિપાક થયે પોતાના શરીરપાતપછી મહત્તત્ત્વમાં ઘણો કાલ અભેદભાવ પામીને રહે છે. જેઓ ઇશ્વરના શરીરરૂપ માયાને–પ્રકૃતિને–અસંભૂતિને–આત્મા વા બ્રહ્મ માની તેની ઉપાસના કરે છે તેઓ પોતાની તે ઉપાસનાનો પરિપાક થયે શરીર પડ્યા પછી પ્રકૃતિમાં અભેદભાવે લીન થાય છે, ને બહુ કાલસુધી તેઓ તેવી સ્થિતિમાં રહે છે. એ બંને પ્રકારના ઉપાસકોને તે વેલા લેશ પણ દુઃખાનુભવ થતો નથી.

શ્રદ્ધા, ઉમંગ, ધૈર્ય ને સાવધાનતા રાખી સત્યજ્ઞાન મેળવવા તીવ્ર આતુરતા રાખતા રહેશો.

× અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું સ્મરણચિંતન કરતા છતા પ્રસન્ન રહેશો.

૧૦૮ * પરમાત્માની પરમપ્રેમવાળી અનન્યભક્તિ કરતા રહી મનની પ્રસન્નતામાં વધારો કરતા રહેશો.

× મનની પ્રસન્નતા જાળવવાથી, ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ રાખવાથી તથા આહારવિહારમાં જાગૃતિ રાખવાથી શરીર સારું રહેશે.

જપ, ધારણા, ભસ્ત્રિકાપ્રાણાયામ ને શાસ્ત્રવાચન ચાલુ રાખશો.

અંતઃકરણને સુસંગ, સુવિચાર, સુવાચન ને શુભકર્મથી પવિત્ર પાકો રંગ લગાડતા રહેશો.

૧૦૯ * તમારે માથે આવી પડેલું ખેદકારક મોટું દુઃખ જાણ્યું. આવે સમયે મુંઝાવાથી લાભ નથી, માટે પરમાત્માના સ્મરણવડે તથા ધ્યાનવડે તમે તમારા મનને શાંત રાખવા પ્રયત્ન કરશો.

× સંસાર ક્ષણભંગુર છે, અહીં કોઇ કોઇનું નથી. પ્રારબ્ધકર્મ-

પ્રમાણે સગાંઓનો સંયોગ તથા વિયોગ થાય છે એમ સમજી તમે તમારા જીવાત્માનો ઉદ્ધાર કરવા સર્વદા શુભ પ્રયત્ન કરતા રહેશો.

૧૧૦ * નિરામય ને પરમાનંદરૂપ બ્રહ્મના સ્મરણ, દર્શન ને ધ્યાનથી અંતઃકરણને નિરામય ને પરમાનંદપ્રપૂર્ણ રાખશો. નિત્યનૈમિત્તિક-કર્મ ને મોક્ષશાસ્ત્રોનું વાચન ચાલુ રાખશો.

૧૧૧ * શ્રદ્ધા, વિવેક ને વિરતિની સાથે અભ્યાસ ચાલુ રહેવાથી મનની એકાગ્રતા વધવા માંડશે.

સૂક્ષ્મભૂતરૂપ અર્થોમાં એટલે પ્રતીત થતાં પંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ સ્થૂલપદાર્થોમાં–સ્થૂલવિષયોમાં–કારણરૂપે રહેલાં અપંચીકૃતભૂત-રૂપ અર્થોમાં. ઇંદ્રિયો, સૂક્ષ્મવિષયો ને મન એ ત્રણે અપંચીકૃતભૂતોમાંથી ઉપજ્યા છતાં તેઓ ક્રમથી વધારે સૂક્ષ્મ છે. તે અધ્યાસથી પ્રત્યગાત્મ-રૂપ છે, એટલે ભ્રાંતિથી અજ્ઞાનકાલમાં અજ્ઞાનીઓ તેને અંતરાત્મ-રૂપ માને છે. પ્રત્યગાત્મરૂપ–અંતરાત્મરૂપ. સ્થૂલ, સૂક્ષ્મ ને કારણશરીરની અથવા અન્નમયાદિ પાંચ કોશોની અંતર રહેલ જે શુદ્ધાત્મા તે પ્રત્યગાત્મા કહેવાય છે, પણ ભ્રાંતિકાલે કોઈ ઇન્દ્રિયોને, કોઈ સૂક્ષ્મવિષયોને અને કોઈ મનને પણ પ્રત્યગાત્મા માને છે.

પ્રત્યગાત્મા–પ્રત્યક્ એટલે સૌની અંતર ને આત્મા એટલે સ્વરૂપ–સૌની અંતર રહેલું પોતાનું સ્વરૂપ–પ્રત્યક્તત્ત્વ–સૌની અંતર રહેલી વાસ્ત-વિક વસ્તુ. પ્રત્યગભિન્ન બ્રહ્મ–અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ. પ્રત્યગભિન્ન બ્રહ્મ તેજ પ્રત્યક્અભિન્ન બ્રહ્મ.

અર્થોથી મનને ઉપજાવનાર સૂક્ષ્મભૂતો પર છે,—સૂક્ષ્મભૂતરૂપ અર્થોથી–વિષયોથી–મનના ઉપાદાનકારણરૂપ સૂક્ષ્મ પાંચ ભૂતો પર છે. પંચીકૃતભૂતો–સ્થૂલભૂતો. અપંચીકૃતભૂતો–સૂક્ષ્મભૂતો. ×

૧૧૨ * મંત્રજપના પુરશ્ચરણનિમિત્તે કરવામાં આવતા એક-ટાણામાં ભાત ખાઇ શકાય.

ઇષ્ટમંત્રનું કે ગાયત્રીમંત્રનું પુરશ્ચરણ કરવું હોય ત્યારે પ્રથમ ક્ષૌર કરાવી, સ્નાનસંધ્યાદિ કરી, તે મંત્રના પુરશ્ચરણનો સંકલ્પ કરવો. પછી પુરશ્ચરણ પૂરું થતાસુધી નિયમપૂર્વક નિત્ય થઈ શકે તેટલો જપ કરવો, પવિત્ર વિચાર ને પવિત્ર વર્તન રાખવાં, સાત્ત્વિક આહાર પરિમિત લેવો, તાંબૂલ ન ખાવું, વ્યસનોથી દૂર રહેવું, બ્રહ્મચર્ય પાળવું, ને ખાટલાપર ન સૂવું.

શુભવિચાર સેવો છો તેમ પ્રીતિથી ને જાગૃતિથી સેવતા રહેશો. સર્વ જીવો ને સર્વ જડ જગત્ બ્રહ્મમાં કલ્પિત હોવાથી વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે આવો વિચાર મનમાં સ્થિર કરતા રહેશો.

ઇષ્ટમંત્રનો જપ કરવા માંડતા પહેલાં સંસારમાંથી પોતાનું મન પાછું વાળી, ઇષ્ટદેવના મહિમાના વિચારવડે ઇષ્ટદેવમાં પ્રેમ વધારી, ઇષ્ટદેવમાં મનને જોડવું. એવા પ્રયત્નથી મનની એકાગ્રતા વધવા માંડશે. જપ કરતાં લય કે વિક્ષેપ થાય તો તેને દૂર કર્યા કરવા.

× અવિકારી પરિણામવાદ એટલે ઉપાદાનકારણ વિકાર પામ્યા વિના કાર્યરૂપ પરિણામને પામે છે એવો વાદ, જેમ સોનું વિકાર પામ્યા વિના ઘરેણારૂપ થાય છે.

તમારું સમયપત્રક યોગ્ય જણાય છે. પ્રીતિ ને સાવધાનતા રાખી તે પ્રમાણે વર્તી મનની શુદ્ધિમાં, સાવધાનતામાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો કરતા રહેશો. *

## પત્ર ૧૧૩-૧૨૩

* તીવ્ર વૈરાગ્યવડે અને બ્રહ્માકારવૃત્તિ કરવાના ઉત્સાહવાળા પ્રયત્નવડે કષાયદોષ દૂર થવાથી પ્રકાશ, શાંતિ ને સુખનું ભાન થવા લાગશે.

સત્ત્વગુણનો સામાન્ય વધારો થઈ રજોગુણ તથા તમોગુણ કેટલેક અંશે દબાય ત્યારે જે સત્ત્વગુણના વધારાવાળો મનનો સ્વભાવ થાય તે

દેવસ્વભાવ, અને જ્યારે સત્ત્વગુણનો વધારે વધારો થઈ રજોગુણ તથા તમોગુણ અત્યંત બલહીન થઈ જાય ત્યારે મનનો જે શુદ્ધસત્ત્વગુણવાળો સ્વભાવ થાય તે ઈશ્વિરસ્વભાવ સમજવો. સત્ત્વગુણનો વધારો થવાથી ક્ષમા, દયા, સ્થૈર્ય, શાંતિ, દાંતિ, વૈરાગ્ય ને પ્રસન્નતાદિ મનના શુભ-ગુણો વધતા જાય છે.

શાસ્ત્રની આજ્ઞા માનવી તથા ઈશ્વિરનું સ્મરણધ્યાન કરવું તે ઈશ્વિરપ્રતિનું કર્તવ્ય, સદ્દગુરુની આજ્ઞાપ્રમાણે વર્તવું તથા તેમની સેવા કરવી તે સદ્દગુરુપ્રતિનું કર્તવ્ય, બંધુઓને યથાશક્તિ આશ્રય આપવો તે તેમના પ્રતિનું કર્તવ્ય, ને મનુષ્યોને પ્રસંગને અનુસરી યથાશક્તિ આશ્રય આપવો ને તેમના ઉપર દયા તથા પ્રેમ રાખવાં તે તેમના પ્રતિનું કર્તવ્ય ગણાય છે.

રજોગુણના તથા તમોગુણના ધર્મો જે પોતાના અંતઃકરણમાં રહ્યા હોય તેને સારી રીતે ઓળખી તેમને બલહીન કરી દૂર કરવાનો પ્રયત્ન ધૈર્ય ને સાવધાનતા રાખીને કરવાથી, ભસ્ત્રિકાપ્રાણાયામ કરવા-થી, ઈશ્વિરની ને સદ્દગુરુની ભક્તિથી, મનને સમભાવવડે પ્રસન્ન રાખવાથી, સાત્ત્વિક પુરુષોના સંગથી, બ્રહ્મધારણાથી, સાત્ત્વિક આહારથી ને સાત્ત્વિક પ્રવૃત્તિથી મનના સત્ત્વગુણમાં વધારો કરી શકાય છે.

ચિત્તને પ્રસન્ન રાખવાથી રજોગુણ તથા તમોગુણ ક્ષીણ થઈ ચિત્ત તપે છે–નિર્મલ થાય છે–તેથી તે ઉત્તમ પ્રકારનું તપ ગણાય છે. ચિત્તની પ્રસન્નતા મનુષ્યનાં સર્વ દુઃખોને દૂર કરવામાં સમર્થ મનાય છે.

શોક–ખેદ–ચિંતા–વિષાદ–એ તમોગુણનો ધર્મ કહેવાય છે.

બ્રહ્મવિચાર, બ્રહ્મધ્યાન ને સંસારના વિષયોની તૃષ્ણાના પરિત્યાગથી ચિત્તની સૂક્ષ્મતા વધે છે.

× × મંદપ્રારબ્ધથી અભ્યાસીને તેના પરમાર્થના અભ્યાસમાં વિઘ્નો આવે છે. તે વિઘ્નો દૂર કરવા તેણે શુભવિચાર ને શુભપ્રવૃત્તિ

આદિ ઉપાયો કરવા જોઇએ, તથા ઈશ્વરની ને સદ્‌ગુરુની સેવા કરવી જોઇએ.

× મનની શુદ્ધિમાં, કર્તવ્યનિષ્ઠામાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં પ્રયત્નપૂર્વક વધારો કરતા રહેશો.

૧૧૪ * નવા એટલે ચાલુ થયેલા વર્ષમાં અંતઃકરણની શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને પારમાર્થિક કર્તવ્યપરાયણતામાં ઉત્તરોત્તર વિશેષ વધારો કરતા રહેશો.

અંતઃકરણની વ્યવહારાભિમુખતા શનૈઃ શનૈઃ ન્યૂન કરી તેની પરમાર્થાભિમુખતા સદાગ્રહવાળા પ્રયત્નથી થઈ શકશે.

વેદાંતસિદ્ધાંતને હૃદયારૂઢ કરી તેનો અનુભવ કરવા શ્રદ્ધા, ભક્તિ ને વ્યવસ્થાથી પ્રયત્ન કરતા રહેશો.

પત્રમાં જે જે શુભાશાઓ દર્શાવી છે તે તે શુભાશાઓને સફલ કરનારા ઉપાયો સેવતા રહેશો.

૧૧૫ * શુભભાવના, શુભપ્રવૃત્તિ ને શુભવાચનવડે મનની શુદ્ધિમાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં વધારો કર્યા કરવાથી જીવાત્માનું શ્રેયસ્ સધાય છે.

જે મનુષ્ય સુખનાં સાધનોને સેવે છે, ને દુઃખોત્પાદક કારણોથી દૂર રહે છે તે મનુષ્ય સુખી થાય છે, દુઃખી થતો નથી.

અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત કરવાથીજ અંતઃકરણ શાંત, સુખી ને બ્રહ્માનુભવવાળું થાય છે, માટે પોતાનું શ્રેયસ્ ઇચ્છનારે પોતાના ચિત્તને શુદ્ધ કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

૧૧૬ * મનોવૃત્તિનું પરમાત્મામાં સ્થિરીકરણ કરવાથી શરીરની સાથે અભેદ પામી તે વ્યાકુલતાને વશ નહિ થાય.

પરમાત્માની ઇચ્છાને બલવતી સમજી તેઓશ્રી જેમ રાખે તેમ રહી વિવેકીએ સંતોષ માનવો જોઇએ.

નવા વર્ષમાં પ્રભુદત્ત શરીર, વાણી ને મનનો સદુપયોગ કરી પ્રસન્ન રહેશો. *

૧૧૭ × વર્તમાનકાલમાં સર્વ ઉદીચ્યબ્રાહ્મણોએ શુભેચ્છા ને શુભ પ્રવૃત્તિ રાખી પોતાના બ્રાહ્મણનામને સાર્થક કરવા ઘણી શ્રદ્ધા, ઘણો ઉમંગ, ઘણું ધૈર્ય ને ઘણી સાવધાનતા રાખી ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને જાણવાથીજ બ્રાહ્મણ પોતાના બ્રાહ્મણ એવા પવિત્ર શુભનામને સાર્થક કરવા સમર્થ થઇ શકે છે માટે પ્રત્યેક ઉદીચ્ય-બ્રાહ્મણે પરમપવિત્ર સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા બ્રહ્મને જાણવાનો પ્રયત્ન વિવેકાદિ ને શ્રવણાદિ સાધનોવડે કરવો જોઇએ. વિવેકાદિ ચાર સાધનોવડે મનુષ્યના અંતઃકરણના દોષો દૂર થઈ તેની પવિત્રતા થાય છે, અને અંતઃકરણ પવિત્ર થવાથી તે મનુષ્ય વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવા સમર્થ થાય છે. શ્રવણપછી મનન ને મનનપછી નિદિધ્યાસનની યોગ્યતા આવે છે. નિદિધ્યાસનનો પરિપાક થયે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનવડે તે મનુષ્ય કૃતાર્થ થાય છે.

સત્પુરુષોના સમાગમવિના ને સત્શાસ્ત્રોના શ્રવણઅધ્યયનવિના મનુષ્ય વિવેકાદિની પ્રાપ્તિ કરવા સમર્થ થતો નથી, માટે પ્રત્યેક મનુષ્યે તેમાં પણ વિશેષે પ્રત્યેક બ્રાહ્મણે પોતપોતાની અનુકૂલતાપ્રમાણે સત્પુરુષોનો સમાગમ ને સત્શાસ્ત્રનું શ્રવણઅધ્યયન કરવાં જોઇએ.

બ્રહ્મવિદ્યારૂપ પરાવિદ્યાની અને શાસ્ત્રજ્ઞાનરૂપ અપરાવિદ્યાની પ્રાપ્તિ-વિના બ્રાહ્મણનું બ્રાહ્મણપણું શોભતું નથી, માટે એક પણ ઉદીચ્ય-બ્રાહ્મણે નિરક્ષર નહિ રહેતાં ન્યૂનાધિક અંશે પ્રથમ અપરાવિદ્યાની ને પછી પરાવિદ્યાની પ્રાપ્તિ કરવી જોઇએ. અપરાવિદ્યાની પ્રાપ્તિથી મનુષ્ય શુભાશુભ સમજવા ને અશુભના પરિત્યાગપૂર્વક શુભનું ગ્રહણ કરવા સમર્થ થાય છે. પછી પરાવિદ્યાવડે બ્રહ્મને જાણી શકે છે. શાસ્ત્રોક્તકર્મ કર્યા વિના

અંતઃકરણની શુદ્ધિ થઈ શકે નહિ માટે પ્રત્યેક ઉદીચ્યબ્રાહ્મણે સંધ્યાદિ નિત્યકર્મ સમજપૂર્વક આદરથી કરવાં જોઇએ. શાસ્ત્રે કહેલાં તે શુભકર્મો કરવાથી અંતઃકરણની શુદ્ધિ થતાં તે પરમાત્માની નવધા ભક્તિમાંની કોઈ એક ભક્તિ કરવા સમર્થ થાય છે, ને તે ભક્તિવડે તે પોતાના મનની અનાદિકાલની ચંચલતાને દૂર કરવા સમર્થ થાય છે, અને પછી વિવેકાદિની પ્રાપ્તિવડે શ્રવણાદિ કરવાનો અધિકારી થઈ બ્રહ્મસાક્ષાત્કારવડે પોતાના બ્રાહ્મણજન્મને સફલ કરી શકે છે.

પોતાની આજીવિકા નિંદ્યમાર્ગે ચલાવવાથી અંતઃકરણ મલિન થાય છે માટે પ્રત્યેક ઉદીચ્યબ્રાહ્મણે પોતપોતાનો પ્રાપ્તવ્યવહાર ઉદ્યોગી, પ્રામાણિક ને આવડવાળા રહી ચલાવવો જોઇએ. અપરાવિદ્યાની ને શુભ-ગુણોની પ્રાપ્તિ કરી બની શકે તેટલા ઊજળા ધંધાવડે તેણે પોતાનું ને પોતાના પોષ્યવર્ગનું પોષણ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

એવી રીતે પ્રત્યેક ઉદીચ્યબ્રાહ્મણે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને ધ્યેયરૂપે રાખી તેની પ્રાપ્તિમાટે શાસ્ત્રજ્ઞાન, વિવેકાદિ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો, અંતઃકરણની શુદ્ધિના હેતુરૂપ સંધ્યાદિ નિત્યકર્મ અને વિનય, પરમત-સહિષ્ણુતા, સદાચારસેવન, પરિણામદર્શિતા, સંપ તથા પોતાના પ્રાપ્ત-વ્યવહારની શુદ્ધિ એ શુભગુણો પ્રાપ્ત કરવા જોઈએ.

અંતઃકરણની સાચી પવિત્રતાવિના ને અંતઃકરણની સાચી એકાગ્રતા-વિના મનુષ્યને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ મળી શકતું નથી માટે શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ ઇચ્છનાર પ્રત્યેક ઉદીચ્યબ્રાહ્મણે પોતાના ચિત્તને પવિત્ર ને એકાગ્ર કરવા ઘણા ભાવથી સતત પ્રયત્ન કરવો જોઇએ.

ઉદીચ્યબ્રાહ્મણના જે જે વિભાગમાં જે જે દુરાચાર પ્રતીત થતો હોય તે તે દુરાચાર દૂર કરવા તે તે વિભાગના સજ્જનોએ જે જે યોગ્ય ઉપાય થઈ શકે તે તે યોગ્ય ઉપાય ધૈર્ય, ઔદાર્ય ને પ્રીતિ રાખીને કરવા જોઇએ. *

૧૧૮ * અંતઃકરણમાં જ્યારે સત્ત્વગુણ બલવાન્ હોય છે ત્યારે સાધનમાં વિશેષ ઉત્સાહ પ્રકટેલો રહે છે, ને જ્યારે અંતઃકરણમાં રજોગુણનું તથા તમોગુણનું બલ વધ્યું હોય છે ત્યારે સાધનમાં ઉત્સાહ ન્યૂન જણાય છે. તે મનને વિવેકવૈરાગ્યવડે સાત્વિક રાખવાથી ઉત્સાહની મંદતા ન્યૂન થવા લાગે છે. *

લાંબા શ્વાસ લઇને તથા નાભિને બરડાની કરોડભણી થોડી ખેંચી રાખીને જપ કરવા બેસવું. તે વેલા જો મન ચંચલ થાય તો ઊંડા શ્વાસ લઈ નાભિને સહજ વધારે ખેંચવી, ને મંત્રજપમાં મનને વધારે પ્રીતિવાળું કરવું. ×

દલસથનો અર્થ દીલસાથે થાય. પાઠભેદે દલસતનો અર્થ સાચા દીલથી ને દશરતનો અર્થ દશ ઇન્દ્રિયોના બાહ્યવેગથી રહિત થઈ એવો પણ થાય.

મનની એકાગ્રતા, પ્રસન્નતા ને સૂક્ષ્મતા વધારી સ્વકર્તવ્ય કરતા રહેશો.

૧૧૯ * મનુષ્યનું અંતઃકરણ અનાદિકાલથી સાંસારિક વાસનાઓવાળું હોવાથી તે વાસનાઓને નિવૃત્ત કરી તેને સ્થિર કરવા વિરાગપૂર્વક પરમાત્મધ્યાનનો દીર્ઘકાલ, સતત, આદરપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

અંતઃકરણમાં રહેલા દોષોને ઓળખી તેમાં દોષદર્શન કરી, તેને તેનાથી વિપરીત શુભગુણોના સેવનવડે ક્રમપૂર્વક બલહીન કરી દૂર કરવા જોઇએ. કંટાળ્યા વિના ઉમંગ રાખી પ્રયત્ન કરતા રહેશો.

ભૂલ થઈ જાય તેનું જપાદિરૂપ પ્રાયશ્ચિત્ત કરવું. ×

શુભ પ્રયત્ન કરનારના ઉપર પરમાત્મા કૃપા કરે છે.

તમે સ્થૂલશરીર નથી, પણ આત્મા છો આ ભાવના ઉત્તરોત્તર દૃઢ કરતા રહેશો.

જપકાલે નાભિને બરડાની કરોડભણી થોડી ખેંચી રાખવાથી તથા સ્ફુરણોની ઉપેક્ષા કરવાથી તે વેલા વિક્ષેપો ન્યૂન ઉપજશે.

૧૨૦ * નવા વર્ષમાં પ્રસન્નમને અધિક શુભ પ્રયત્ન કરશો. ×

વર્તમાનકાલમાં ઘણા જિજ્ઞાસુઓના અંતઃકરણની યોગ્યતા બહુ ઉંચા પ્રકારની નહિ હોવાથી તેમને જ્ઞાન થયા પછી તુરત પાંચમી ભૂમિકાની પ્રાપ્તિ પણ શ્રમસાધ્ય છે, તો તેઓ છઠ્ઠી ને સાતમી ભૂમિકામાં નાની વયમાં ક્યાંથી જઇ શકે ? જેમનાં અંતઃકરણ બહુ ઉત્તમ પ્રકારનાં હોય તેમને તેમ થવા સંભવ છે, ને તેવા અપ્રસિદ્ધ પુરુષનાં ઉદાહરણ બહુ શોધ કરવાથી મળી શકે. વામદેવાદિનાં ઉદાહરણો કલ્પી કાઢેલાં ન કહેવાય, પણ પ્રાચીનકાલનાં કહેવાય.

વિવેકખ્યાતિ એ યોગશાસ્ત્રની પરિભાષાનો શબ્દ છે. તેનો અર્થ વિવેકજ્ઞાન થાય છે. તેનો આ ખ્યાતિઓની સાથે સંબંધ નથી, છતાં જો કાંઇક અંશે સંબંધ મેળવવો હોય તો અનિર્વચનીયખ્યાતિની સાથે તેનો સંબંધ મેળવી શકાય. × ×

૧૨૧ * નવા વર્ષમાં સાત્ત્વિકી શ્રદ્ધા, કર્તવ્યમાં ઉત્સાહ ને પરમાત્માની અનન્યભક્તિમાં થઈ શકે તેટલો વધારો કરશો.

અંતઃકરણમાં સત્ત્વગુણનો વધારો કરવા સર્વદા પ્રયત્નશીલ રહેવું.

તનમનના દ્રષ્ટા રહી, રે'વું શાંત સદાય;
આતમધર્મ ન માનવા, તન–મન–ધર્મ કદાય.

૧૨૨ * તમારા એકના એક પુત્રનું યુવાવસ્થામાં મરણ થવાથી તમને બહુ ખેદ થાય તે સ્વાભાવિક છે, પણ આત્માના અમરપણાના વિચારથી ને શરીરના ક્ષણભંગુરપણાના વિચારથી મનને શાંત રાખવામાં તમારું હિત સમાયેલું છે, માટે વિવેકવૈરાગ્યવડે ને પરમાત્માના સ્મરણ-ધ્યાનવડે તમે તમારા મનને શાંત રાખવા પ્રયત્ન કરશો.

મનને બલવાન્ કરી ગઈ વાતનું વિસ્મરણ કરવા પ્રયત્નશીલ રહેશો. વાણીનિગ્રહ ને મનોનિગ્રહમાં વૃદ્ધિ કરશો.

શુભયત્ન સદાગ્રહથી કરનારને પ્રભુ સાહાય્ય કરે છે. × ×

૧૨૩ * પરમશુચિ સાક્ષિપદે, સુસ્થિર રહો સદાય;
સર્વદૃશ્યને બ્રહ્મથી, ભિન્ન ન જુઓ જરાય. ૧

**"येषां गुणेष्वसंतोषो रागो येषां श्रुतं प्रति ।**
**सत्यव्यसनिनो ये च ते नराः पशवोऽपरे"** ॥ १ ॥

**"परमं पौरुषं यत्नमास्थायादाय सूद्यमम् ।**
**यथाशास्त्रम-द्वेगमाचरन्का न सिद्धिभाक्"** ॥ २ ॥

(જેમને શુભગુણો મેળવવામાં સંતોષ થતો નથી, જેમને સત્‌શાસ્ત્રોના શ્રવણમાં પ્રીતિ છે, અને જેઓ સત્યભાષણમાં અતિપ્રીતિવાળા છે તેઓજ પુરુષો છે, બીજાઓ તો પશુઓ છે. ૧

જે ઉદ્વેગ પામ્યા વિના પરમસામર્થ્યરૂપ યત્નમાં સ્થિર રહીને, તથા શાસ્ત્રમાં કહેલી રીતે સારા ઉદ્યમને સેવીને વર્તે છે તેવો કયો પુરુષ સિદ્ધિને પામતો નથી? ૨)

## પત્ર ૧૨૪-૧૨૮

* ભક્તના હૃદયમાં દૃઢ અનન્યભક્તિ ઉપજાવવામાટે પ્રભુનું દર્શન અને અદર્શન પ્રભુની ઇચ્છાથી ભક્તના હૃદયમાં થયા કરે છે. જ્યારે ભક્તના હૃદયના કષાયનો પરિપાક થાય છે ત્યારે તેને પરમાત્માનું દર્શન નિરંતર રહ્યા કરે છે.

જ્યારે પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરમાત્મામાં કોઇ પણ નિમિત્તે લેશ પણ ચલાયમાન નહિ થનારી વિશુદ્ધ પ્રીતિ પ્રકટે છે ત્યારે તે ઐકાંતિકભક્તને પોતાના અંતઃકરણના ઊંડાણમાં અને નામરૂપના મૂલમાં સર્વસૌંદર્યસારનિધિ ચેતોહર પ્રભુનું અલૌકિક દર્શન નિરંતર થયા કરે છે. એવા ભક્તને પ્રભુ પરોક્ષ નથી, અને પ્રભુને એવા અનન્યભક્ત પણ પરોક્ષ નથી. આ સ્થિતિએ દેહ ને અન્યજગત્ બાધ પામી જાય છે, અને તે નિરંતર સ્વયંપ્રકાશ સચ્ચિદાનંદૈકરસ બ્રહ્મનોજ અનુભવ કરે છે. પછી તે દેહ, દેહની સકલવિકલ સ્થિતિ અને અનુકૂલપ્રતિકૂલ

પ્રાણીને સત્યરૂપે કેમ જોઇ શકે? નજ જોઇ શકે. તે તો વારંવાર નીચે પ્રમાણે વિચારી અભેદભાવે પ્રભુને પરમપ્રીતિથી વંદન કર્યા કરે છેઃ—

"सत्यं ज्ञानमनंतमेकमजरं नित्यं विभुं शाश्वतम्,
प्रत्यग्ब्रह्मरसायनं सुखघनं पूर्णं परं पावनम्।
स्वात्मज्योतिरनादिमध्यनिधनं मायाविलासैर्मुहुर्,
विश्वाकारमपास्तमायमभयं वंदे विशुद्धं पदम्॥[1]"

અનાદિકાલથી બહિર્મુખ થયેલું મન અભ્યાસની અને વૈરાગ્યની વૃદ્ધિથી વિશેષ અંતર્મુખ થતાં તે બાહ્યદૃશ્યને મિથ્યા ગણી તેનાથી ઉપજતા રાગદ્વેષને વશ નહિ થતાં પોતાના મૂલસ્વરૂપમાં નિર્વિકારરૂપે રહેવા લાગે છે. આવું સુખજનક દૃઢ સ્થૈર્ય વૈરાગ્યથી ને અભ્યાસથી પ્રાપ્ત થાય છે. તમારો શુભભાવ તમારા શુભ પ્રયત્નથી સફલ કરવા પરમકારુણિક પ્રભુ સર્વદા સર્વથા સમર્થ છે.

અનન્યભક્તના હૃદયના ઊંડાણમાં જેમ જેમ પરમાત્મામાં અડગ વિશુદ્ધભાવ વધતો જાય છે તેમ તેમ જાગ્રત્‌માં તેને પરમાત્માનું વારંવાર સ્મરણ અને ઝાંખું દર્શન થયાં કરે છે, અને તેને સ્વપ્નમાં સ્પષ્ટ દર્શનાદિ પણ થયા કરે છે.

સ્વનિષ્ઠ સુખને ઇચ્છવું, પરનિષ્ઠને ન લગાર;
સ્વનિષ્ઠ સુખમાં સ્થિર થતાં, પમાય ભવનો પાર. ૧

નાટકના પાત્રની પેઠે કૃત્રિમ આસ્થા રાખીને બહારના વ્યવહારનો નિર્વાહ કરશો, કે જેથી મન અચ્યુતપદેથી ચલાયમાન ન થાય.

---

૧ સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંતરૂપ, એકરૂપ, અજર, અવિનાશી, વ્યાપક, શાશ્વત, અંતરાત્માથી અભિન્ન બ્રહ્મરૂપ, આનંદના સ્થાનરૂપ, ઘાટા સુખરૂપ, પરિપૂર્ણ, શ્રેષ્ઠ, પવિત્રરૂપ, પોતાના આત્મરૂપ પ્રકાશસ્વભાવવાળા, આદિરહિત, મધ્યરહિત, નાશરહિત, માયાના વિલાસોવડે વારંવાર વિશ્વરૂપે પ્રતીત થનારા, માયાથી રહિત, નિર્ભય ને અત્યંતપવિત્ર સ્વરૂપને હું પ્રણામ કરું છું.

૧૨૫ * તમારું અંતઃકરણ વિશેષ પડતી અશાસ્ત્રીય દયાની લાગણીવાળું હોવાથી તે સ્પૃશ્યાસ્પૃશ્યના શાસ્ત્રીય વિવેકનું પરિપાલન કરી શકે છે કે કેમ તે શાંત ચિત્તે વિચારશો.

કર્મના નિયમાનુસાર જીવોની બાહ્યાભ્યંતરની ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકારની સ્થિતિ હોય છે. ઉત્તમ સ્થિતિવાળા પુરુષે મધ્યમ ને કનિષ્ઠ સ્થિતિવાળા મનુષ્યોની સ્થિતિ સુધારવામાટે શાસ્ત્રીય માર્ગે પોતાના વર્ણધર્મની મર્યાદામાં રહી વિહિત પ્રયત્ન કરવો જોઇએ. તેમને સુધારવાની અશાસ્ત્રીય પ્રવૃત્તિ તેમને સુધારવાની ઇચ્છા રાખનારને પોતાને ને જેમને સુધારવાના છે તેમને એમ બંનેને પરિણામે અપકારક થાય છે આ શાસ્ત્રીય સિદ્ધાંતને પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે પોતાના અંતઃકરણમાં સર્વદા જાગ્રત્ રાખવો જોઇએ, અને તે પ્રમાણે વર્તવું જોઇએ. એ શાસ્ત્રસિદ્ધાંતને ભૂલી જે બ્રાહ્મણશરીર અસ્પૃશ્યનો સ્વેચ્છાપૂર્વક એકવાર સ્પર્શ કરે તોપણ શાસ્ત્ર તેને દોષયુક્ત ગણી પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરે છે ત્યારે જેઓ સ્વેચ્છાપૂર્વક અસ્પૃશ્યનો સ્પર્શ કર્યા કરતા હોય તેમને શાસ્ત્ર વિશેષ દોષયુક્ત ગણી વિશેષ પ્રાયશ્ચિત્ત કરવાની આજ્ઞા કરે તે સાહજિક છે. જેઓ શાસ્ત્રનું ને શિષ્ટાચારનું મહત્ત્વ સમજતા હોય તેમણે પોતાનો ને પરનો ઉદ્ધાર શાસ્ત્રીય માર્ગે ચાલવાથી થશે એવો વિવેક રાખી શાસ્ત્રને અને શિષ્ટાચારને માન આપી અનુચિત પ્રવૃત્તિથી ઉપરામ પામવું જોઇએ, અને વિહિત પ્રવૃત્તિનું સેવન કરવું જોઇએ.

સમજુએ અંધગોલાંગુલન્યાયે વર્તી પોતાના હિતને તિલાંજલિ ન આપવો જોઇએ. "જાગ્યા ત્યાંથી સવાર" એ કહેવતને અનુસરી "ભૂલ્યા ત્યાંથી ફરી ગણો" એમ વર્તવું જોઇએ.

× સ્પૃશ્યાસ્પૃશ્યના વિવેકમાટે શાસ્ત્રપ્રમાણો અને યુક્તિઓ જોવાં હોય તો સદુપદેશદિવાકરના ચોથા કિરણનાં અમુક પત્રો મધ્યસ્થભાવે વાંચશો.

મનુષ્યે આવેશને બદલે શાસ્ત્રસિદ્ધાંતને અનુસરીને વર્તવાનો સ્વભાવ પાડવો હિતકર છે.

× અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા વધારવા વિશેષ પ્રયત્ન ચાલુ રાખવા વિચાર હશે.

૧૨૬ * પરમાત્માના ભક્તના હૃદયરૂપ માનસસરમાં વિરાજતા અંતર્યામિરૂપ રાજહંસ નિજભક્તના હૃદયના વ્યક્તાવ્યક્ત સર્વ ભાવોને જાણતા છતા તથા તેના વ્યક્તાવ્યક્ત શુભ ભાવોને અદૃશ્ય રહીને જાગ્રદાદિ ત્રણે અવસ્થામાં પોષતા છતા જાણે પોતે કાંઇજ જાણતા ન હોય, તથા જાણે પોતે કાંઇજ કરતા ન હોય, એવી પ્રતીતિ કરાવે છે તે તેમનો અદ્‌ભુત મહિમા છે. તેમાં ભક્તને ખેદ પામવાનું કાંઇ કારણ નથી.

મનોરૂપ નૌકાના સુબુદ્ધિરૂપ કર્ણધારે મનોરૂપ નૌકાને એવી રીતે ચલાવવી કે જેથી નૌકાના સ્વામિરૂપ જીવને ભવસાગરના પરતીરરૂપ સચ્ચિદાનંદઘનની પ્રાપ્તિ નિર્વિઘ્ને થાય.

અવિચલ સાત્ત્વિકી શ્રદ્ધા, વિમલ વિરાગ ને અસ્ખલિત ઉત્સાહ રાખી પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા શાસ્ત્રોક્ત પ્રયત્નના સતત સેવનથી મોક્ષસાધક સ્થૂલભૂમિકાનું, સૂક્ષ્મભૂમિકાનું ને કારણભૂમિકાનું વિવેક-વિરાગના બલવડે અતિક્રમણ કરી અધિષ્ઠાનની અભેદભાવે પ્રાપ્તિ કરી પોતાના અંતઃકરણને સુશીતલ, પ્રકાશમય ને આનંદમય અનુભવવા સુભાગી થાય છે. આવી સ્થિતિની પ્રાપ્તિ થયે જીવભાવ ને જગદ્ભાવ બ્રહ્મમાં ગળી ગયાજેવાં થઈ જાય છે.

બ્રહ્માભિમાનવડે દેહાભિમાન શિથિલ કરી તથા આત્માના નિરામય-સ્વભાવના સુદૃઢ અનુસંધાનવડે દેહની સાથે સંબંધ રાખનારા રોગનું વિસ્મરણ કરી "હે પ્રભો!" "હે ગુરો!" "હે અંતર્યામિન્!" "હે ત્રાતા!" એવાં ઉચ્ચારણ કરવાનો સ્વભાવ પાડી "ઓય મા!" કે "ઓય બાપ!" એવાં પ્રાકૃત ઉચ્ચારણોને વિવેકી મોક્ષસાધક નિવૃત્ત કરે છે.

જેમનું વિશુદ્ધ પ્રીતિથી માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વદા સ્મરણ કર્યું હોય એવા ભવારણ્યના સાર્થવાહ પરમાત્મા અવશ્ય એવા નિજભક્તનું અંતકાલે રક્ષણ કરી પોતાના પવિત્ર ને પરમાનંદમય ધામનું પ્રીતિપૂર્વક પ્રદાન કરે છે, તથા તે ભક્તને તેના શુભ નિશ્ચયથી તેઓ ચલિત થવા દેતા નથી.

× જે ભક્ત પરમાત્માનું શુદ્ધભાવથી સતત સ્મરણ કર્યા કરતો હોય તે ભક્તને પરમાત્મા પણ સતત સંભારે એ સ્વાભાવિક છે. તેઓ પોતાના ઉદાર ને નિજ ભક્તોને ઇચ્છિત શુભ આપવાના સ્વભાવવાળા હોવાથી પોતાના ભક્તોની જે જે શુભેચ્છાઓ હોય છે તે તે શુભેચ્છાઓને અવશ્ય પરિપૂર્ણ કરે છે.

અંતઃકરણને હૃદયસ્થ પરમાત્માની અત્યંત અભિમુખ રાખી તેમના ભણીથી આવતી પરમ શીતલ લહરીઓને તથા અલૌકિક આનંદનાં કિરણોને ઝીલતા રહેશો.

લૌકિક વિષયો સ્થૂલ ને મલિન છે, સૂક્ષ્મ (દિવ્ય-તન્માત્રાના કાર્યરૂપ) વિષયો સૂક્ષ્મ ને શુચિ છે, માયાના સાક્ષાત્ પરિણામરૂપ વિષયો વધારે સૂક્ષ્મ ને શુચિતર છે, અને બ્રહ્મરૂપ વિષય અતિસૂક્ષ્મ ને શુચિતમ છે. લૌકિકાદિ વિષયોનો ત્યાગ કરી ચોથા વિષયરૂપ બ્રહ્મના સાક્ષાત્કારમાટે મુમુક્ષુઓ પ્રયત્ન કરે છે, અને શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, સદાચારસંપન્ન ને કરુણાલુ સદ્‌ગુરુઓ તેમને તેનો ઉપદેશ કરે છે. એવો ઉપદેશ સાંભળીને સ્વરૂપમાં જાગેલા પુરુષો પછી આવા ઉદ્ગારો કાઢવા લાગે છેઃ—

"દેશ દેખાડ્યો, ગુરુએ સૂતો જગાડ્યો, અલખ પુરુષ ઓળખાવ્યો રે."

પરમ સમર્થ સદ્‌ગુરુ પણ પોતાના અનન્ય શિષ્યને પોતાના વાસ્તવિક સ્વરૂપની પ્રાપ્તિ કરવામાટે નીચે પ્રમાણે ઉપદેશ કરે છેઃ—

"मत्कर्म-न्मत्परमा मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥"

(હે અર્જુન! જે મારે માટે કર્મ કરનારો, મને શ્રેષ્ઠ માનનારો, મારામાં વિશુદ્ધપ્રીતિ રાખનારો, દૃશ્યની આસક્તિથી રહિત ને કોઈ પણ પ્રાણીપર વેર નહિ રાખનારો પુરુષ છે તે પુરુષ મને પામે છે.)

જ્યાં વિયોગ, ભેદભાવ, રોગ ને અન્ય દુઃખો નથી તેવા સર્વોત્તમ ધામમાં નિરવધિકાલપર્યંત સ્થિતિ કરવા સર્વદા પ્રયત્નશીલ રહી સુપ્રસન્ન રહેશો.

૧૨૭ * ઉત્તમ મુમુક્ષુ મનુષ્યની પવિત્ર થયેલી બુદ્ધિ પૂજ્યભાવ, સ્થૈર્ય, ગાંભીર્ય, પ્રીતિ ને એકનિષ્ઠા રાખી આમ વિચાર કર્યા કરે છેઃ—

જે કન્યા નવવધૂ થઇને પોતાના પતિના ગૃહમાં જાય છે તે પોતાના પિતાના ગોત્રનો તથા ગૃહનો પરિત્યાગ કરી પતિના ગોત્રને તથા પતિના ગૃહને પોતાનું ગોત્ર તથા પોતાનું ગૃહ ગણે છે, અને પોતાના પિતાના ઘરના વિચાર ને આચારમાંથી પ્રીતિ ત્યજી પોતાના પતિના ઘરના વિચાર ને આચારમાં પ્રીતિવાળી થઈ તેમની આજ્ઞાપ્રમાણે વર્તી પોતાના પતિની પ્રીતિ સંપાદન કરવા તેમને ગમે તેવાં વસ્ત્રાલંકાર ધારણ કરે છે, તેવીજ રીતે મારે પણ જો પરમાત્માના પરમપવિત્ર ને પરમાનંદરૂપ ધામમાં જવું હોય તો મારે આ નામરૂપાત્મક સંસારરૂપ ઘરના પ્રેમનો ત્યાગ કરી, પરમાત્મામાંજ પરમપ્રેમ રાખી, તેમની કૃપા સંપાદન કરવા તેમણે ઉપદેશેલા વિચારનું ને આચારનું શુદ્ધભાવથી સતત સેવન કરવું જોઇએ, ને શુદ્ધભાવે તેમનેજ મારા સર્વસ્વરૂપ માનવા જોઇએ.

"दुर्लभं त्रयमेवैतद्देवा-ग्रहहेतुकम् ।
म-ष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥ १ ॥"

૧૨૮ * મનને, વાણીને ને જીભને પરમાત્માની અભિમુખ રાખવા બહુ પ્રયત્નશીલ રહો.

ગુરુશાસ્ત્રની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવું એ ભયંકર કાળા ઝેરી નાગના મોઢામાં હાથ આપ્યાસમાન છે એ નજ ભૂલશો.

પાપસંસ્કારો ને અજ્ઞાન મનુષ્યના મનના ઊંડાણુમાં ખિન્નતા રખાવે છે.

અંતર્યામીની અભિમુખ વૃત્તિ રાખશો કે જેથી તમને શુભમાર્ગે દોરવાની તેઓ કૃપા કર્યા કરે.

પાછળથી પસ્તાવું પડે એવો કોઇ પણ વિચાર કે એવું કોઇ પણ કર્મ નજ કરશો.

## પત્ર ૧૨૯-૧૩૫

* અંતઃકરણને ઉત્તરોત્તર વધારે જાગૃતિવાળું તથા સહનશીલ રાખી તેને પરમાત્માની વિશેષ અભિમુખતા સેવનારું કરતા રહેશો.

શુભભાવથી પરમાત્માનો પરમાનુગ્રહ મેળવવા યથાવિધિ પ્રયત્ન કરનારપર પરમાત્મા પોતાનો અપૂર્વ પરમાનુગ્રહ દર્શાવવા સર્વદા સર્વથા સમર્થ મનાય છે.

"**तत्पादुके सेव्यताम्**" એ ભગવાન્ ભાષ્યકારના વચનાનુસાર પરમાત્માની વા બ્રહ્મોપદેષ્ટા સદ્ગુરુની પાદુકાનું સેવન મુમુક્ષુએ કરવું જોઇએ,–તેમણે ઉપદેશેલા સદ્વિચારનું ને સદાચારનું મુમુક્ષુએ શ્રદ્ધાપ્રીતિથી સેવન કરવું જોઇએ. તેમના પવિત્ર ચરણકમલની રજથી પવિત્ર થયેલી પાદુકાનું પૂજન કરવાથી વા તેનો સ્પર્શ કરવાથી કર્તાને ન્યૂન ફલનો લાભ થાય છે, ને તેમણે ઉપદેશેલા સદ્વિચારના ને સદાચારના સેવનથી કર્તાને અધિક ફલનો લાભ થાય છે. "**विना महत्पादरजोऽभिषेकम्**" એ શ્રીભાગવતના વચનનો ભાવ પણ ઉપર પ્રમાણેજ સમજવો જોઇએ, અર્થાત્ મહાપુરુષના ચરણારવિંદની રજનો મનુષ્યના મસ્તકપર અભિષેક થાય તે પુણ્યના કરતાં એમની શુભાજ્ઞાઓના પરિપાલનરૂપ ચરણરજનો મનુષ્યના મસ્તકપર અભિષેક થાય તે પુણ્ય મોટું ગણાય છે.

× સેવ્યની ઇચ્છાને વશ વર્તનાર સેવક જેટલો લાભ મેળવી શકે છે તેટલો લાભ પોતાની ઇચ્છાને વશ વર્તનાર સેવક મેળવી શકતો નથી. જે વ્રજબાલાઓને તેમના પતિઓએ તેઓ શ્રીકૃષ્ણપાસે ન જાય તે માટે પોતપોતાના ગૃહમાં પૂરી મૂકી હતી તેઓ જે વ્રજબાલાઓ સ્થૂલશરીરથી શ્રીકૃષ્ણની પાસે જવા નીકળી હતી તેના કરતાં શ્રીકૃષ્ણની પાસે પ્રથમ પહોંચી ગઇ હતી. આવા ભાવનાં વચનો પણ હૃદયના તીવ્ર શુભભાવનેજ ફલસિદ્ધિમાં વિશેષ હેતુભૂત માને છે. ×

૧૩૦ * અંતઃકરણ, નયન ને વાણી શુભભાવપૂર્વક પરમાત્માભિમુખ રાખવાથી અંતઃકરણપર ને શરીરપર બહુ સારી અસર થાય છે.

બ્રહ્મના સ્મરણથી, બ્રહ્મના ધ્યાનથી ને બ્રહ્મમાં મનને વિલીન કરવાથી શુભાદૃષ્ટ બંધાઈ અશુભાદષ્ટ દૂર થાય છે. તમારા પ્રત્યગભિન્ન બ્રહ્મસ્વરૂપમાં શરીર, ચરણ ને ચરણની નિર્બલતા નથી એ તમે ક્યાં જાણતાં નથી ? આવા વિવેકથી મનને સમાધાનવાળું રાખવા પ્રયત્નશીલ રહેશો.

શ્રદ્ધામાં ને ઉત્સાહમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરતાં રહેશો.

૧૩૧ * શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, શાસ્ત્રાનુકૂલ યોગ્ય યુક્તિઓ અને શિષ્ટાચારવડે જે પ્રામાણિક નિર્ણય થતો હોય તેજ સિદ્ધાંત કહેવાય. સિદ્ધાંત એકજ હોય. આરંભમાં મતભેદ હોય, પણ અંતે સિદ્ધાંતભેદ નજ હોય. તમને વર્તમાનમાં જે સિદ્ધાંતરૂપે પ્રતીત થાય છે તે સિદ્ધાંત છે કે સિદ્ધાંતાભાસ છે તે સ્વસ્થમને પ્રામાણિકરીતે વિચારશો. અંત્યજનો સ્પર્શ કરનાર બ્રાહ્મણશરીર પ્રાયશ્ચિત્તાર્હ છે એમ શ્રુતિ, સ્મૃતિ ને શિષ્ટાચારથી સિદ્ધ છે. યુક્તિથી વિચારીએ તોપણ અંત્યજના સ્પર્શથીજ બ્રાહ્મણ અંત્યજને સુધારી શકશે એમ કહી શકાય નહિ, પણ ઊલટું તે બ્રાહ્મણનું સૂક્ષ્મશરીર તેને ન સમજાય એવી રીતે ક્રમથી મલિન થઇ તેના આચારમાં ઉત્તરોત્તર

શિથિલતા થતી જશે, ને તેનું મન તામસ આગ્રહવાળું ( હઠીલું ) થતું જશે. તમે જો તમને જિજ્ઞાસુ માનતા હો તો તમારે અંત્યજોના ભલા-માટે સ્પર્શથી ભિન્ન એવા શક્ય ને યોગ્ય–પરિણામે બંને પક્ષને હિતકર–હોય એવા ઉપાયો યોજવા જોઇએ, પણ પરિણામે પોતાનું અહિત થાય, ને સામાનું હિત ન સધાય એવા ઉપાય ન યોજવા જોઇએ. "असाधनानुचिंतनं बंधाय भरतवत् ॥" ( પોતાના સાધનથી વિપરીતનું વારંવાર ચિંતન રાજર્ષિ ભરતની પેઠે બંધન કરનાર થાય છે, ) એ સાંખ્યસૂત્ર વિવેકીએ ન ભૂલવું જોઇએ. તમારું એ અશાસ્ત્રીય વર્તન જોઇ તમને પ્રમાણભૂત માનનારા તમારી પેઠે વર્તે, ને તે પોતાનું અહિત સાધે, તેનો દોષ પણ અંશતઃ તમને પ્રાપ્ત થાય, માટે તે પ્રવૃત્તિ સેવવાયોગ્ય નથી. હવે જો તમે પોતાને બ્રહ્મજ્ઞ માનતા હો તોપણ લોકસંગ્રહનો વિચાર કરી પૂર્વોક્ત પ્રવૃત્તિ સેવવાયોગ્ય નથી. સેવાધર્મ સ્વપરને અપકારક ન થવો જોઈએ. અંત્યજસ્પર્શથી દ્વિજોના આચારની શિથિલતા ને વર્ણનો વિનાશ થવાનો પ્રબલ સંભવ છે. ઋષિ-મુનિઓ અને અન્ય મહાત્માઓ પણ એવી વર્ણવિઘાતક પ્રેરણા કોઇના હૃદયમાં કરે નહિ. પછી કોઈ મનુષ્ય પોતાના અંતઃકરણની વાસનાને ઋષિમુનિઓની પ્રેરણા માને તેમાં ઋષિમુનિઓનો દોષ નથી.

મુમુક્ષુનું અંતિમ પ્રાપ્તવ્ય અસંગાદિ સ્વભાવવાળું બ્રહ્મ છે માટે મુમુક્ષુએ શનૈઃ શનૈઃ શૌચાદિની સિદ્ધિમાટે અન્ય પ્રાણિપદાર્થના રાગાદિ-વડે થતા સ્પર્શથી ઉપરામ થતા જઇ અંતે પ્રકૃતિના માનસસ્પર્શથી પણ વિરામ પામવાનું છે.

વિમલવિવેકની તથા વિષયવૈરાગ્યની વૃદ્ધિ કરી પરમાર્થમાં આગળ વધશો.

ઉપરના લખાણનો શાંતચિત્તે મધ્યસ્થભાવે વિચાર કરી જો ઉપરોક્ત અશાસ્ત્રીય પ્રવૃત્તિથી ઉપરામ પામી શકો તો ઉપરામ પામશો.

અશાસ્ત્રીય પ્રવૃત્તિ ન કરવી તે જેમ ડહાપણનું કામ છે તેમ અશાસ્ત્રીય પ્રવૃત્તિ થઈ ગઈ હોય તે અશાસ્ત્રીય પ્રવૃત્તિને અશાસ્ત્રીય પ્રવૃત્તિ જાણી તે પ્રવૃત્તિથી ઉપરામ થવું તે પણ ડહાપણનું કામ છે. સાચા જિજ્ઞાસુને કોઈપણ શુભ કામ અશક્ય જણાતું નથી. ભૂલ તે ભૂલજ છે, પછી ભલે તે શુદ્ધબુદ્ધિની હોય, તોપણ શું થયું? × ×

ત્રિપદાનો જપ તેનો અર્થ ને તાત્પર્ય સમજીને સ્વાધિકારપ્રમાણે કરતા હશો, ને પ્રાણવિશુદ્ધિમાં વધારો કરવા યત્નશીલ રહેતા હશો.

સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર એ લેખ વાંચી જો ત્રિકાલસંધ્યા વિધિવત્ થઈ શકે તો તે કરવાયોગ્ય છે.

પૂર્વપશ્ચિમના આધ્યાત્મિક વિચારોમાં બહુ મતભેદ ન હોય, પણ પૂર્વપશ્ચિમના બાહ્યાચારમાં મતભેદ હોય, ને તે મતભેદ તે તે દેશના લોકને અનુસરણીય હોય, અન્યને અનુસરણીય ન હોય.

૧૩૨ * જીવ પોતાનાં પૂર્વનાં કર્મોનાં ફલો પોતે ભોગવે છે. પુણ્યકર્મનું ફલ સુખ છે, ને પાપકર્મનું ફલ દુઃખ છે. દુઃખમાં પણ મનુષ્યે ધીરજ રાખી નિત્યકર્મ તથા પરમાત્માનું સ્મરણધ્યાન કરતા રહેવું જોઇએ, અને બની શકે તેટલું પુણ્યકર્મ પણ કરતા રહેવું જોઇએ. પુણ્યે પાપ ઠેલાય છે. વળી પરમાત્માના સ્મરણધ્યાનથી ચિત્તને દુઃખમાં પણ શાંતિ મળે છે.

બીજાની પનોતીનું દુઃખ તમને સાક્ષાત્ ન થઈ શકે. તમારાં પૂર્વકર્માનુસાર તેની સાથેના સંબંધને લઈ તેની અસર તમને થાય તે જૂદી વાત છે. પરમાત્માના સ્મરણ, કીર્તન ને ધ્યાનવડે—જો તે બહુ આદરપૂર્વક કરવામાં આવે તો—સાડસતી પનોતી પ્રતિકૂલ ફલ ઉપજાવી શકતી નથી, માટે સાડસતી પનોતીજન્ય દુઃખની નિવૃત્તિ કરવામાટે આ સાત્ત્વિક ને સહેલો ઉપાય કરવો.

પુણ્યકર્મનું ફલ સુખ ને પાપકર્મનું ફલ દુઃખ થાય એ પરમા-

ત્માનો અબાધિત નિયમ છે. વર્તમાનમાં પાપી જણાતા માણસ બહારથી સુખી જણાય ત્યાં તે તેના પૂર્વના પુણ્યનું ફલ સમજવું, અને વર્તમાનમાં પુણ્ય કરનાર મનુષ્ય દુઃખી જણાય ત્યાં તે તેના પૂર્વના પાપકર્મનું ફલ સમજવું. જો પાપનું ફલ સુખ થાય તો પછી પુણ્યનું ફલ શું થાય ? માટે પાપનું ફલ સુખ થતું હશે આ શંકા કરવાયોગ્ય નથી. વર્તમાનમાં જે પુણ્યકર્મ કરતો હોય તેને તેના તે કર્મનું શુભ ફલ જ્યારે તે કર્મનો વિપાક થશે ત્યારે મળશે, અને વર્તમાનમાં જે પાપકર્મ કરતો હોય તેનું તેને અશુભ ફલ જ્યારે તેના તે પાપકર્મનો વિપાક થશે ત્યારે મળશે. પુણ્ય કે પાપ તુરતજ પોતાના શુભ કે અશુભ ફલ આપવાનું સામર્થ્ય ધરાવતાં નથી, પણ જ્યારે તેનો વિપાક થાય છે ત્યારેજ તે તેનું ફલ આપે છે.

૧૩૩ * પોતાના સર્વસ્વરૂપ પ્રભુમાં અભેદભાવે લીન થવું એમાંજ પ્રભુના ભક્તની શોભા ને મહત્તા છે. ભેદબુદ્ધિ પ્રભુભક્તિની વિરોધી છે.

પૂર્વના કે વર્તમાનના પુણ્યકર્મના ફલરૂપે મનુષ્યને પ્રાપ્ત થયેલું ધન લૌકિકજનોમાં માનના હેતુભૂત થાય તે સ્વાભાવિક છે, પણ મહાપુરુષોની પાસે ને પરમાત્માની પાસે તો જેના હૃદયમાં પરમાત્માવિષે વિશુદ્ધ પ્રીતિ ભરેલી છે, ને જે પરમાત્માની આજ્ઞાપાલકતા એજ પોતાનું કર્તવ્ય માને છે તેઓજ શ્રેષ્ઠ ગણાય છે.

પરમકારુણિક પ્રભુમાં સર્વદા પોતાના મનને સુસ્થિર રાખી સુપ્રસન્ન રહેશો.

૧૩૪ * અનન્યભક્તના હૃદયના વિશુદ્ધભાવમાં સર્વદા વિરાજી રહેલા પ્રભુ ભક્તની પ્રાર્થનાથી તેના હૃદયમાં આવિર્ભાવ પામ્યાજેવા થઈ પોતાના ભક્તની માનસપૂજાદિ સ્વીકારે એ સ્વાભાવિક છે.

તમે તમારા હૃદયને અનતે પ્રયત્ને પરમપ્રીતિથી પરમાત્માભિમુખ

રાખ્યા કરશો, કે જેથી તમારા શરીરનો વ્યાધિ અને રાગદ્વેષાદિ મનોવિકારો તમારા હૃદયને વ્યથિત ન કરે.

તમે તમારા અંતઃકરણને સર્વદા પરમમંગલ, પરમપવિત્ર, પરમશીતલ ને પરમસુખરૂપ પરમપદમાં સુસ્થિર રાખી તમારા જીવાત્માને અભેદભાવે પરમાનંદનું આસ્વાદન કરાવતા રહેશો.

× × મહાપદમાં અનન્યભાવે વિરામ લેતા રહી, તથા અહંતામમતા ગલિત કરતા રહી, સુપ્રસન્ન રહેશો. જ્યાં અમૃત, પ્રકાશ ને આનંદ છે ત્યાં મરણ, તિમિર ને દુઃખ ક્યાંથી હોય?

પોતાના સર્વસ્વરૂપ પ્રભુમાંજ જીવનયાત્રા વ્યતીત કરવાની ને અંતે તેમાંજ સ્થિતિ કરવાની તીવ્ર શુભેચ્છા હશે. ×

સત્‌શાસ્ત્રનું વાચનમનન કરી પરમાત્માનો અનુગ્રહ મેળવવા તથા દૈવીસંપત્તિ પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહે એમ તમે તેમને કહેશો.

૧૩૫ * વ્યસનભક્તિવડે મનને ઉન્મત્ત રાખવું.

પ્રાપ્તવ્યવહાર નિર્મોહપણે દક્ષતાથી યથાયોગ્ય કરવો.

પરમાત્માની વિશાલ ને અમોઘ કૃપાનું વારંવાર આદરપૂર્વક સ્મરણ કરી પરમાત્મામાંજ અભેદભાવ પામવા પ્રયત્નશીલ રહેવું.

હૃદયની વિશુદ્ધિ, વિશાલતા, ભક્તિ ને સૂક્ષ્મતા વધવાથી તમારું હૃદય બોધામૃતની દિવ્યધારા સુખપૂર્વક ઝીલી શકશે.

નિત્યકર્મ, જપ, ધ્યાન ને શાસ્ત્રવાચન ચાલુ રાખવું. મનની પ્રસન્નતા દૂર નજ થવા દેવી.

* સ્થૂલદૃશ્યનું, સૂક્ષ્મદૃશ્યનું ને માયાનું પ્રયત્નપૂર્વક વિશુદ્ધ મનવડે અતિક્રમણ કરી, તે મનને પરમપદમાં સુસ્થિર કરવું, અને તે સ્થિતિમાં પ્રાપ્ત થતા પરમાનંદનું આસ્વાદન કર્યા કરવું. ×

જ્યારે ભક્તની વ્યસનભક્તિનો પરિપાક થયો જણાય ત્યારે ભક્તે પોતાનું હૃદય પ્રભુની આગળ સંપૂર્ણ ઊઘાડું કરી, તેને પ્રભુના સ્વરૂપમાં

જોડી, તે હૃદયને પ્રભુના શુભગુણોથી અલંકૃત કરી જીવને પ્રભુમય કરી દેવો. આનું પરિણામ પરમાત્માના સ્વરૂપના યથાર્થ જ્ઞાનવડે ભવસાગરનો પાર.

## પત્ર ૧૩૬-૧૪૪

* જેમ જેમ મનુષ્ય પોતાના હૃદયને શ્રદ્ધાવાળું, વિનયી, એકાગ્ર ને પરમાત્માની અચલ અનન્યભક્તિવાળું કર્યા કરે છે તેમ તેમ પરમકૃપાલુ પ્રભુ તે મનુષ્યના ઉપર અનુગ્રહ કરી તેને સ્વપ્નમાં ને ધ્યાનકાલમાં ન્યૂનાધિક સમય દર્શન આપે છે. જેનું હૃદય જેમાં ઘાટા અનુરાગવાળું થાય છે તેને તે ઘાટા અનુરાગવાળો પદાર્થ સમીપ જણાય છે. તેની સત્યતા નીચેના દૃષ્ટાંતસિદ્ધાંતથી જણાય છે:—

દોહરા

વસે પદ્મિની સરવિષે, ગગને શશીનો વાસ;
જે જેના મનમાં વસે, તે છે તેની પાસ. ૧
કમલ વસે તળાવમાં, રવિનો ગગનનિવાસ;
જેનું મન જેમાં રમે, તે જણાય નિજપાસ. ૨
મોર વસે ભૂમિપરે, ખમાં મેઘનો વાસ;
જેની પ્રીતિ જે વિષે, તે દરશે નિજપાસ. ૩
ચાતક વસે અરણ્યમાં, ગગને જલદ-નિવાસ;
જેને હૃદયે જે વસે, તે છે તેની પાસ. ૪
ભક્ત વસે નિજ ગૃહવિષે, પ્રભુ વસે પરધામ;
અનન્યભક્તિ સુદૃઢ થયે, સિદ્ધ થાય સૌ કામ. ૫

મોહનો અર્થ અવિવેક થાય છે. મનુષ્ય જ્યારે બોલવામાં જોઇએ તેવો વિવેક ન રાખી શકે ત્યારે તે મનુષ્યના મનમાં ન્યૂનાધિક અવિવેક ઉપજ્યો હોય છે. પ્રભુના ભક્તે શુભાભિમાન રાખી સામાન્ય મનુષ્યના કરતાં બહુ વિવેકવાળું, પ્રસંગને અનુસરતું ને મધુર બોલવું જોઇએ.

પરમાત્માના ભાવવાળા સ્મરણધ્યાનવડે જેમ જેમ તમે તમારા હૃદયમાં પરમાત્મસ્વરૂપને સુસ્થિર સ્થાપન કરતા રહેશો તેમ તેમ તમારા અંતઃકરણાદિમાં રહેલા દોષો દૂર થવા લાગશે, ને શુભગુણોનો આવિર્ભાવ થવા લાગશે.

× × પરમાત્માની અનન્યભક્તિવડે આ દુઃખપૂર્ણ ભવસાગરનો પાર પામી પરમાત્માના પરમધામમાં જવાની તીવ્ર શુભેચ્છાવાળાં માણસો લખવામાં, બોલવામાં ને નાનામોટા પ્રત્યેક કામમાં વિવેક, પરમાત્માથી ભિન્ન પ્રાણિપદાર્થમાં વિરાગ, શુભવિદ્યા, પરમાત્મામાં મનની સ્થિરતા, પરમાત્મામાં પરમપ્રેમ, પ્રભુસેવામાં ચાતુર્ય, ગાંભીર્ય, પ્રત્યેક કામમાં જાગૃતિ, હૃદય ઇન્દ્રિયો શરીર ને વસ્ત્રાદિની પવિત્રતા અને પરમાત્મપરાયણતા એ શુભગુણોથી પોતાના હૃદયને ભરેલું રાખવા સર્વદા આદરપૂર્વક યત્ન કરે છે.

૧૩૭ * ધ્યેયમાં પ્રીતિ વધારવાથી અને ધ્યાનકાલે નાભિને બરડાની કરોડભણી સહજસાજ ખેંચી રાખવાથી મનની એકાગ્રતા વધવા લાગશે. વિવેકવૈરાગ્યની દૃઢતા કરતા રહેવાથી અંતઃકરણની યોગ્યતામાં વધારો થશે.

શાસ્ત્રવાચન સમજપૂર્વક કરશો, ને તેમાંનો બહુ અગત્યનો ભાગ સ્મરણમાં રાખવા પ્રયત્નશીલ રહેશો.

દૃશ્યનું અસત્પણું, તુચ્છપણું ને દુઃખદપણું નક્કી નહિ થવાથી તથા પરમાત્માનો મહિમા જોઇએ તેવો નહિ સમજાવાથી મન માયિક પ્રાણિપદાર્થપરની આસક્તિ છોડી શકતું નથી, ને ધ્યેયમાં અનુરાગી થઈ સ્થિર રહી શકતું નથી.

સ્થૂલશરીરને પાંચ સ્થૂલભૂતરૂપ સમજી તેમાંથી અહંતા મૂકવી, સૂક્ષ્મશરીરને પાંચ સૂક્ષ્મભૂતરૂપ સમજી તેમાંથી પણ અહંતા મૂકવી, કારણશરીરને અજ્ઞાનના અંશરૂપ સમજી તેમાંથી પણ અહંતા

મૂકવી. એવી રીતે જડ ત્રણ શરીરમાંથી અહંતાનો પરિત્યાગ કરી મુમુક્ષુએ કૂટસ્થરૂપ ચેતનમાં અહંતાને સુસ્થિર કરવી.

ધૈર્ય, જાગૃતિ, નિઃસ્પૃહતા ને નિર્ભયતા એ શુભગુણો વધારવાથી તમને શુભ નિશ્ચયોનું પરિપાલન કરવાનું બલ પ્રાપ્ત થશે.

સાત્ત્વિકી શ્રદ્ધા ને સદાગ્રહપૂર્વક પ્રયત્ન એ બેની વૃદ્ધિથી અંતઃકરણના દોષો ક્રમપૂર્વક બલહીન થઈ જશે, ને તમને ઇચ્છિત શુભગુણો પ્રાપ્ત થશે. × ×

૧૩૮ * તમે પરમાત્માને તમારા રક્ષક ધારી તેમની પાસે તમારા જીવાત્માની ઘોર અવિદ્યાથી ને તે અવિદ્યાનાં કાર્ય શોકમોહથી રક્ષા કરવાની પ્રાર્થના કરી તે ભક્તના હૃદયને શોભાસ્પદ છે.

શ્રાવણસુદિ પૂનમે સુધાસિંધુરૂપ પરમાત્મામાં પોતાના મનતનને નિમજ્જન કરાવી શાંતિસુખ અનુભવ્યાં હશે, અને તે દિવસે તે સુધાસિંધુને દેહાભિમાનરૂપ શ્રીફળ અર્પણ કરી ચિત્તરૂપ નૌકાને તેમાં વિશેષ વેગથી હંકારી મૂકેલ હશે.

સાત્ત્વિકી શ્રદ્ધા ભક્તના હૃદયને ઘણું નાચિંત કરી તેના તનમનની સ્થિતિમાં બહુ સુધારો કરે છે. એવી શ્રદ્ધાવાળા અનન્યભક્તના પરમાત્માની અભિમુખ રહેલા હૃદયપર અકારણકૃપાલુ પ્રભુની અમોઘ કૃપાનાં કિરણો પડી તેના હૃદયને અપૂર્વ પ્રકાશિત ને આનંદિત કર્યા કરે છે.

૧૩૯ * પરમાત્માનું સ્મરણચિંતન પ્રીતિપૂર્વક ચાલુ રાખશો. સ્મરણભક્તિ, દાસ્યભક્તિ ને આત્મનિવેદનભક્તિવડે પરમાત્માની પ્રેમલક્ષણાભક્તિ સંપાદન કરવા પ્રયત્નશીલ રહો છો તેમ રહેશો.

તમારું અંતઃકરણ અંતર્મુખવૃત્તિવડે જેમ જેમ હૃદયસ્થ પ્રભુમાં વિરામતું જશે તેમ તેમ તેનો દાહ શમી તેમાં અપૂર્વ શાંતિનો આવિર્ભાવ અનુભવાતો જશે.

અંતઃકરણમાં રહેલા સંસારાનુરાગને શિથિલ કરી હૃદયનિવાસી હૃદયાધીશ્વર પ્રિયતમ પ્રભુના તેજોમય સ્વરૂપમાં જેમ જેમ તે અંતઃકરણને સ્થિર કરાતું જશે તેમ તેમ તેની દિવ્યદૃષ્ટિ વિકસિત થતી જશે.

અહંમમભાવને હૃદયસ્થ પ્રભુમાં ગાળી, તેવડે પરમાત્માની અનન્યભક્તિમાં વધારો કરી સુપ્રસન્ન રહેશો.

દૃશ્યની સર્વ પ્રીતિઓનો પ્રભુમાં ઉપસંહાર કરવાથી મન સહજે પ્રભુમાં રહેવા લાગે છે.

૧૪૦ * વારંવાર પ્રભુસ્મરણ કરી પછી કેટલોક સમય પ્રભુધ્યાન કરવું. વળી સ્મરણ કરી પુનઃ ધ્યાન કરવું. આમ વારંવાર પ્રીતિપૂર્વક હૃદયાધાર પરમાત્માનું સ્મરણધ્યાન કર્યા કરવાથી પરમશીતલ પરમાત્મામાં જીવ વિરામ પામવા લાગશે, તેથી તેઓશ્રીનાં અમોઘ ને પરમશીતલ કૃપાનાં કિરણો તમારા હૃદયપર પડવા લાગશે, ને તમારા જીવાત્માને અપૂર્વ શાંતિનો અનુભવ થવા લાગશે.

"તું મારામાં મનવાળો થા, મારામાં પ્રીતિવાળો થા, મારું પૂજન કરનારો થા, ને મને નમસ્કાર કરનારો થા" તથા "સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને તું એક મારેજ શરણે આવ" એ પ્રભુનાં અર્જુનપ્રતિનાં વચનો ભક્તે સમજવાયોગ્ય તથા અનુસરવાયોગ્ય છે.

પરમાત્માનો અનન્યભક્ત જ્યારે ઇચ્છા કરે ત્યારે તે પોતાના હૃદયમાં ને અન્ય પ્રાણિપદાર્થમાં પોતાના પ્રિયતમ ને પરમાનંદરૂપ પ્રભુને જોવાના સામર્થ્યવાળો થાય ત્યારે તે ભક્તને દિવ્યદષ્ટિની પ્રાપ્તિ થઈ કહેવાય.

પોતાના ત્રણ દેહનો તથા તેના ત્રણ અભિમાનીનો બાધ થઈ અને દૃશ્ય પ્રપંચની ત્રણ અવસ્થાનો બાધ થઈ મુમુક્ષુને જ્યારે સર્વત્ર એક સ્વયંપ્રકાશ બ્રહ્મતત્ત્વ જણાય ત્યારે તેને બ્રહ્મસાક્ષાત્કાર થયો કહેવાય.

જીવને શિવ થવામાટે જીવે પલટાઇજ જવું જોઇએ.

હૃદયને પ્રભુભક્તિથી ને અભેદભાવથી છલ્લોછલ ભર્યા કરવું. પ્રભુ-કૃપાના વિચારથી હૃદય ભરાઈ આવે તે પણ હિતકર છે. ભક્તિવડે મનને અધિક આધિક રંગી તેને પ્રભુમાંજ સજ્જડ ચોંટાડી રાખવું. ×

પ્રભુના અનન્યભક્તના હૃદયમાં આવા ત્રણ પ્રકારના નિશ્ચય ક્રમથી ઉદય પામે છે. ૧ હું પ્રભુનોજ છું, ૨ પ્રભુ મારાજ છે, ૩ પ્રભુનું સ્વરૂપ તેજ મારું સ્વરૂપ છે.

પ્રભુનું માહાત્મ્ય જેટલું સમજાય તેટલો પ્રભુમાં પ્રેમ વધે છે, જેટલો પ્રભુમાં પ્રેમ વધે છે તેટલું ભક્તનું મન પ્રભુમાં સ્થિર થાય છે, અને જેટલું ભક્તનું હૃદય પ્રભુમાં સ્થિર થાય છે તેટલો તેના હૃદયમાં આનંદનો અનુભવ થાય છે. ×

૧૪૧ * પ્રભુભક્તના હૃદયમાં જ્યારે સત્ત્વગુણનો વધારો હોય, ને તે વિશેષ પરમાત્માભિમુખ હોય ત્યારે તે ભક્તને પરમાત્માનાં અનાયાસે દર્શન થઈ જાય છે. હૃદયની વિપરીત સ્થિતિમાં તેમનું અદર્શન પણ સ્વાભાવિકજ હોય.

સ્થૂલશરીરના નવા વર્ષના પ્રારંભમાં પરમાત્માનું પૂજનસ્મરણ ને ધ્યાન પરમપ્રીતિથી કર્યું હશે, ને નવા વર્ષમાં તેમની અધિક અમોઘ કૃપા વર્ષાવવામાટે પ્રાર્થના પણ કરી હશે.

નવા વર્ષમાં અંતઃકરણની શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં, પરમાત્માભિમુખતામાં, શાંતિમાં ને આનંદાનુભવમાં વધારો કરવા આદર-પૂર્વક સતત પ્રયત્નશીલ રહેશો.

૧૪૨ * બાલકને જેમ સામાન્યરીતે સર્વ સારાં માણસોમાં મૈત્રીજેવો ભાવ હોય છે તેમ મુમુક્ષુએ શ્રેષ્ઠ જીવોમાં મૈત્રીભાવ રાખવો.

ભારવાહી મનુષ્ય જેમ પોતાના માથાપરનો ભાર ઊતારવાથી પ્રસન્ન થાય છે તેમ શુભકર્મવડે પોતાના હૃદયપરના પાપરૂપ ભારને ઊતારતા મનુષ્યને જોઈ મુમુક્ષુંએ પ્રસન્ન થવું.

ધાત્રી ( ધાવ ) જેમ પરના નાના ને અજ્ઞાની બાલકપર પણ દયા રાખે છે તેમ મુમુક્ષુએ દુઃખી જીવોપર દયા રાખવી.

મનુષ્ય જેમ ત્યાગ કરેલા મલની ઉપેક્ષા કરે છે તેમ મુમુક્ષુએ પાપી માણસોની ઉપેક્ષા કરવી.

૧૪૩ * વર્તમાનજન્મમાં જે પુરુષ હોય તે તેના કર્માનુસાર અન્યજન્મમાં સ્ત્રી પણ થાય, ને આ જન્મમાં સ્ત્રી હોય તે ભાવિજન્મમાં પુરુષ પણ થાય. તેમના સૂક્ષ્મશરીરમાં કાંઈ પણ ભેદ નથી.

ગરમીથી ઉત્પન્ન થનારા સ્વેદજ જીવોનો પણ પૂર્વજન્મ હોય.

પૃથિવીના આકર્ષણથી, વાતાવરણના દબાણથી ને પૃથિવીના ઘણા વેગથી સમુદ્રનું પાણી કોઈ બાજુ ઢળી જતું નથી.

જીવનું પ્રારબ્ધકર્મ પૂરું થઈ જવાથી તેના સ્થૂલશરીરમાંથી સૂક્ષ્મશરીરસહિત જીવાત્મા નીકળી જાય તે મૃત્યુ કહેવાય છે.

ઈશ્વર કોઇના ઉપર કોપ કે ઉપકાર કરતા નથી. જીવોને પોતપોતાનાં અશુભ કે શુભ કર્મપ્રમાણે તેમના કોપની ને તેમની દયાની પ્રતીતિ થાય છે.

સદાવ્રત આપનાર અન્નદાનવડે પુણ્ય સંપાદન કરવા સદાવ્રત આપે છે.

પશુપક્ષી આદિને પણ તેમની ભાષા હોય છે.

ગર્ભવાસમાં જીવાત્માને અવ્યક્ત દુઃખ હોય છે. મોટી ઉમરે ત્યાં કેવું દુઃખ થયેલું હોવું જોઇએ તેનું અનુમાન કરાય છે.

મરતાપહેલાં મરનારને પ્રાયશઃ વ્યક્ત દુઃખ થાય છે.

જે વસ્તુઓ થોડી મળે, જે મનુષ્યના મનને રૂપાળી પ્રતીત થાય, ને મનુષ્યો જેને મેળવવા આતુર થાય તે વસ્તુઓ વ્યવહારમાં મૂલ્યવાન્ ગણાય છે.

મનની નિરર્થક ભ્રમણાઓને વશ રાખી સ્વકર્તવ્યપરાયણ રહેવાથી મનુષ્યનું હિત સધાય છે. ×

૧૪૪ * શ્રાવણમાસના તપના સમાચાર જાણ્યા. સવારે તથા સાંજે સંધ્યાવંદન કર્યા પછી પદ્માસને બેસી નાભિને બરડાની કરોડ-તરફ ખેંચવાની ક્રિયા આશરે ૧૨૫ વાર કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત રહેશે, તજાગરમી ન્યૂન થવા લાગશે, ને બરડાનો તથા કેડનો દુઃખાવો શાંત થશે. એ ક્રિયામાં આશરે ૫ કે ૬ મિનિટ લાગવા સંભવ છે.

ત્રાટક કરતાં જ્યારે આંખમાં જલ આવે ત્યારે થોડો સમય આંખો બંધ કરી પુનઃ એક વાર ત્રાટક કરતાં અડચણ નથી. ત્રાટકવેલા નાભિને બરડાની કરોડભણી થોડી ખેંચેલી રાખવી, ને આંખો બહુ ઉઘાડેલી ન રાખવી.

નાભિને ખેંચવાની ક્રિયા કરવાથી, આહાર પરિમિત લેવાથી, ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ રાખવાથી, ને પ્રાણાયામવેલા નીચેનાં બે દ્વારો સાધારણ સંકોચી રાખવાથી પ્રાણાયામવેલા અપાનવાયુ ન્યૂન છૂટશે, વા નહિ છૂટે. કુંભક ન્યૂન કરવાથી રેચક ઉતાવળે નહિ થાય.

× જો ઢેઢ કે ભંગીનો સાક્ષાત્ સ્પર્શ થાય તો વસ્ત્રસહિત સ્નાન કરી જનોઈ બદલવું. પરંપરા સ્પર્શ થયો હશે એવો નિશ્ચય થાય તો માર્જનસ્નાન કરવું. ઉત્સવોમાં ને મેળામાં જવું થાય તેવા પ્રસંગમાં પણ તેમ કરવું જોઇએ. શુદ્ધિ કર્યા પછી અપૂર્ણ રહેલું નિત્યકર્મ કરાય. ×

## પત્ર ૧૪૫-૧૫૩

* મરણપછી મરનાર મનુષ્યના જીવાત્માની તેના શુભાશુભ-કર્માનુસાર દેવ, મનુષ્ય કે પશુપક્ષી આદિના શરીરની પ્રાપ્તિરૂપ ગતિ થાય છે. કર્મફલપ્રદાતાસત્તાના નિયમાનુસાર તેને એવી ગતિ પ્રાપ્ત થાય છે.

મરણ પામેલના જીવાત્માને તે જ્યાં હોય ત્યાં ઊંચા યોગાભ્યાસ-વડે ઓળખી શકાય, ને તેને મળી શકાય. પ્રેતાવાહનનો વિષય સર્વથા સત્યરૂપ નથી.

મનુષ્યે પોતાના જીવાત્માની સદ્ગતિમાટે શાસ્ત્રોક્ત નિત્યકર્મ, પરમાત્માની ભક્તિ ને આત્મવિચાર એ સાધનો કરવાં જોઇએ. બીજાની સદ્ગતિમાટે તેના સગાએ વા મિત્રે પોતાના મનમાં શુભભાવના કરવી, ને પવિત્રમંત્રનો જપ કરી તેનું ફલ તે જીવાત્માને અર્પણ કર્યાની ભાવના કરવી.

પોતાના મનને ને ઇંદ્રિયોને યોગ્ય પ્રમાણમાં નિયમમાં રાખનાર ગૃહસ્થ યોગાભ્યાસ કરી શકે. ×

૧૪૬ * પરમાત્માના સચ્ચિદાનંદસ્વરૂપમાં મનને સુસ્થિર કરવા પ્રયત્નશીલ રહેવું.

વિવેક, વૈરાગ્ય, શમ ને દમ એ સાધનોને વિશેષ બલવાન્ કર્યાં કરવાં.

પરમાત્માની અનન્યભક્તિવડે મનની શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને પ્રસન્નતામાં વધારો કરવો.

× જાગ્રત્માં બની શકે તેટલો ઇષ્ટમંત્રનો માનસજપ વધારે કરવાનો સ્વભાવ પાડવાથી ને પાંચ જ્ઞાનેંદ્રિયોસહિત મનને પાછું વાળી પરમપ્રીતિપૂર્વક હૃદયમાં રહેલા પરમાત્મામાં જોડવાથી પરમાત્મા પોતાના ભક્તને પોતાનું દર્શન આપવા કૃપા કરે છે.

૧૪૭ * પૃથિવીપરનાં સર્વપ્રકારનાં વૃક્ષાદિનું માત્ર જાતવાર એક એક પાંદડું લઈ તે સર્વને તોળતાં તે જ્યારે ૧૨૦ મણ થાય ત્યારે તે અઢાર ભાર કહેવાય. પૃથિવીપર એવી રીતે ૧૮ ભાર વનસ્પતિ છે એમ કેટલાક માને છે.

એક ભારનું વજન ૬ મણ ૨૬ શેર ને ૨૬કું રૂપીઆભાર થાય છે.

મૃત્યુંજયનો સવા લાખ જપ કરવો હોય તો બની શકે તેટલો જપ પદ્માસને કરવો, ને તે આસને બેસતાં થાક લાગે ત્યારે સિદ્ધાસને, સ્વસ્તિકાસને કે પલોંઠી વાળીને બેસીને જપ કરવો.

ત્રણ કે ચાર કલાક જપ કરવો હોય તો ઉપર જણાવેલાં ચાર આસનોમાંથી કોઈ એક આસને ક્રમપૂર્વક બેસી જપ કરવો. થાક લાગે તો થોડો સમય જપ બંધ રાખવો.

મૃત્યુંજયમંત્રના જપની વેલા શ્રીશંકરમાં દૃષ્ટિ ને મન રાખવાં.

ઉપર જણાવેલાં ત્રણ આસનોમાંથી ગમે તે આસને બેસીને મૃત્યુંજયનો જપ થઈ શકે. થાક લાગે તો પલોંઠી વાળીને પણ જપ થઈ શકે. × ×

ઊતરતી જાતિવાળાનું પાણી તેમણે વાપરેલું હોવાનો ને તેમનાં વાપરેલાં વાસણોમાં તે રાખેલું હોવાથી અપવિત્ર હોવાનો શક હોવાથી ચઢતી જાતિવાળા મનુષ્યો તે વાપરતા નથી. જે કોરા પદાર્થોમાં અપવિત્રતાનો શક ન હોય તે પદાર્થો ચઢતી જ્ઞાતિવાળા વાપરે.

પાણીમાં રાંધેલા અન્નને ઊતરતી જ્ઞાતિવાળો સ્પર્શ કરે તો તે રાંધેલું અન્ન અપવિત્ર થાય એમ માનવાનું કારણ ઊતરતી જ્ઞાતિવાળાનું વાતાવરણ અપવિત્ર હોય તે છે.

૧૪૮ * બહાર પ્રતીત થતા સર્વ દૃશ્યનો ઇંદ્રિયોમાં વિલય કરવો, ઇન્દ્રિયોનો મનમાં વિલય કરવો, મનનો બુદ્ધિમાં વિલય કરવો, ને બુદ્ધિનો પ્રત્યક્‌તત્ત્વમાં વિલય કરી તેનો બ્રહ્મથી અભેદ અનુભવવા પ્રયત્નશીલ રહેવું.

જે જે શુભભાવનાઓ તમે પોતાની પત્રિકામાં દર્શાવી છે તે તે શુભભાવનાઓ સફલ કરવા તમારે સર્વદા શાસ્ત્રીય પ્રયત્ન સેવવો.

જે જે શુભ સ્ફુરણ થાય તે તે શુભ સ્ફુરણને પુષ્ટ કરવા આદરસહિત યત્ન રાખવો જોઇએ.

પરમાત્મા અતિ ઉદાર હોવાથી પોતાના અનન્યભક્ત જે જે હિતકર સામગ્રી માગે છે તે તે સર્વ સામગ્રી તેને આપવા તેઓ કૃપા કરે છે.

જ્યાં માયાનાં કાર્યો ને માયા નથી તે અસંગ ને અખંડાનંદ પદમાં મનને વિશ્રાંતિ આપ્યા કરશો.

૧૪૯ * વર્ણધર્મનો તથા આશ્રમધર્મનો ઉચ્છેદ કરવામાં પ્રવૃત્તિ કરનારાઓથી અને દેશોદ્ધારને નામે ધર્મનાં, શાસ્ત્રનાં ને સત્પુરુષોનાં છિદ્રોનું અન્વેષણ કરી સમાજસામે વિગ્રહ કરી રહેલાઓથી તથા દેશનું અધઃપતન થાય એવા નાસ્તિક વિચારો પ્રસારી રહેલાઓથી આર્યપ્રજાનું રક્ષણ કરવા તથા સ્વદેશના વાસ્તવિક અભ્યુદયના શાસ્ત્રોક્ત ઉપાયો લોકોને જણાવવા દેશહિતેચ્છુએ જે જે કહેવું જોઇએ તે તે સ્પષ્ટ શબ્દોમાં કહેવું, તથા લેખોદ્વારા તે નિર્ભયપણે પ્રકટ કરવું તે ઉચિતજ છે, પણ તે બધું પ્રમાણો ને યુક્તિઓની સાથે સાત્ત્વિક કે શુદ્ધરાજસ ભાષામાં કહેવાય ને લખાય તો શિષ્ટલોકોપર તેની સારી અસર થાય છે. સાત્ત્વિક ને શુદ્ધરાજસ આવેશને આવા કામમાં પૂરતો અવકાશ છે, પણ તામસ આવેશમાં જો કોઈ મનુષ્ય બોલે, વા લખે, તો તેની શિષ્ટોના મનઉપર સારી અસર થવાનો સંભવ ન્યૂન જણાય છે, જે તમારા જાણવાબહાર નજ હોય. આ તમને ઉદ્દેશીને લખાયું નથી, પણ સામાન્ય નિયમ જણાવ્યો છે.

જનસમૂહને વર્તમાન અનુચિત પ્રવૃત્તિથી વ્યક્તિને ને દેશને થનારી સર્વ હાનિઓ પ્રમાણો, યુક્તિઓ ને સ્વાનુભવથી જેટલા સ્પષ્ટ શબ્દોમાં સમજાવી શકાય તેટલા સ્પષ્ટ શબ્દોમાં સમજાવવી, ને સનાતનધર્મના રક્ષણમાટે તથા વર્તમાન અનુચિત પ્રવૃત્તિને બલહીન કરવામાટે જે જે શાસ્ત્રીય ને લૌકિક ઉપાયો દેશકાલને અનુસરતા પ્રતીત થાય તે સર્વ ઉપાયો યોજવા ને લોકોની પાસે યોજાવવા એ સમજુનું કર્તવ્ય છે એ સ્પષ્ટજ છે. હૃદયસ્થ અંતર્યામી જે સૂચવે તે અંતર્મુખવૃત્તિવડે સારી રીતે જાણી, ગ્રહણધારણ કરી, પછી તદનુકૂલ પ્રવૃત્તિ કરવામાં હાનિ નથી.

× સામો પક્ષ ખોટું સમજી ઉશ્કેરાઈ અવળી પ્રવૃત્તિ કરે તેવી પ્રવૃત્તિના કરતાં સામો પક્ષ પોતાની ભૂલો સમજી અવળી પ્રવૃત્તિથી ઉપરામ પામે, વા યોગ્ય પ્રવૃત્તિ કરવા ન્યૂનાધિક અંશે પ્રેરાય, અને જનસમૂહને પોતાનું કર્તવ્ય સમજાય એવી પ્રવૃત્તિ કરવી એ શાસ્ત્રદૃષ્ટિથી વિશેષ ઇચ્છવાયોગ્ય ગણાય છે. ×

૧૫૦ * વૈશ્યોમાટેનો જગતી મંત્ર, તેનાં પદો, અન્વય ને અર્થ નીચે પ્રમાણે છે:—

**विश्वा रूपाणि प्रतिमुंचते कविः प्रासावीद्भद्रं द्विपदे चतुष्पदे ।**
**वि नाकमख्यत् सविता वरेण्योऽनु प्रयाणमुषसो विराजति ॥**

**पदच्छेदः**—विश्वा रूपाणि प्रतिमुंचते कविः प्रासावीत् भद्रं द्विपदे चतुष्पदे वि नाकं अख्यत् सविता वरेण्यः अनु प्रयाणं उषसः विराजति ॥

**अन्वयः**—कविः सविता विश्वा रूपाणि प्रतिमुंचते, भद्रं प्रासावीत्, द्विपदे चतुष्पदे वरेण्यः नाकं व्यख्यत्, उषसः प्रयाणं अनुविराजति ॥

**અર્થ:**—સર્વજ્ઞ સૂર્ય સર્વ રૂપોને [પોતાનામાં] ધારણ કરે છે. [તે જીવોના] કલ્યાણને (આકાશાદિને) પ્રકાશે છે. [તે] મનુષ્યાદિને માટે તથા પશ્વાદિને માટે ઉપકારક થયા છતા [યજમાનને માટે] સ્વર્ગને પ્રકાશે છે. [તે દેવ] ઉષાના ઉદયની પછી ઉદય પામે છે.

તમારે જપવેલા ને અર્ઘ્યવેલા માત્ર જગતીનો ઉપયોગ કરવો, અર્થાત્ પ્રણવ, ત્રણ વ્યાહૃતિ, જગતી ને પ્રણવ બોલવાં. પ્રાણાયામમાં તો નિત્યકર્મમાં જે મંત્ર આપ્યો છે તેનો ઉપયોગ કરવો, અર્થાત્ ત્યાં જગતીને સ્થાને ગાયત્રીનો ઉપયોગ કરવો. ×

૧૫૧ * સંધ્યાવંદન, ગાયત્રીજપ, વૈશ્વદેવ ને વેદાદિના અધ્યયનવડે તથા ધન ને વિદ્યાથી પણ શ્રેષ્ઠ સદાચારના પાલનવડે આપણું બ્રાહ્મણપણું શોભી ઊઠે છે માટે તમે સૌ તે પ્રમાણે વર્તવા તથા અન્ય સંબંધિજનોને વર્તાવવા ઉત્સાહથી પ્રયત્ન કરશો.

**શ્રીવ્યાસભગવાને** મહાભારતમાં કહેલું નીચેનું વચન સર્વ વર્ણોએ અને તેમાં પણ બ્રાહ્મણોએ તો ખાસ કરીને હૃદયમાં અંકિત કરવાજેવું છે:—

**"ऊर्ध्वबाहु विरौम्येष न च कश्चिच्छृणोति मे।**
**धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते॥"**

( હું બે હાથ ઊંચા કરીને પોકારીને કહું છું, પણ મારું કોઈ સાંભળતું નથી. ધર્મથી અર્થ ને કામનો લાભ થાય છે, છતાં તે ધર્મ શામાટે સેવાતો નથી ? )

કુસંપથી વ્યક્તિની ને સમૂહની અધોગતિ થાય છે, ને સંપથી વ્યક્તિની ને સમૂહની ચઢતી ગતિ થાય છે, માટે તમે સૌ મોટું મન રાખી તથા પરવિચારસહિષ્ણુતા રાખી સંપસંપીને વર્તશો. સંપસંપીને વર્તવાથી તમારો તથા આપણી જ્ઞાતિનો અભ્યુદય છે, માટે અયોગ્ય અભિનિવેશને દૂર કરી સંપને અવશ્ય આદર આપશો. "જહાં સંપ તહાં સંપતિ નાના, જહાં કુસંપ તહાં વિપતિ નિદાના" એ **શ્રીતુલસીદાસજીનું** વચન બહુ વિચારવાજેવું ને આચારમાં મૂકવાજેવું છે.

જેઓ પોતાને કુલવાન્ માનતા હોય તેમણે પોતાની શાસ્ત્રોક્ત યોગ્યતા વધારવા પ્રયત્ન કરી સાચા કુલવાન્ થવા પ્રયત્ન કરવો જોઇએ, ને બીજાને અકુલવાન્ ગણી નિંદવા ન જોઇએ, પણ તેમની વર્તમાન યોગ્યતાનો વિચાર કરી તેમની સાથે સારી રીતે વર્તવું જોઇએ, અને કેમ કરવાથી અનુકૂલતાઓ વધશે, ને પ્રતિકૂલતાઓ દૂર થશે તે વિચારવું જોઇએ, તથા યોગ્ય નિર્ણય કરી તે પ્રમાણે વર્તવું જોઇએ.

તમે પરસ્પર વિનય, પ્રેમ ને ઔદાર્ય રાખી વર્તશો, અને આ સમિતિનું કામ યશસ્વી નીવડે એવો શુભ પ્રયત્ન સેવશો. ×

૧૫૨ * પરમાત્માનું સ્મરણ ને પરમાત્માનું ધ્યાન બહુ શ્રદ્ધા-

ભક્તિથી કરતાં રહેશો. નિરામય આત્મામાં સ્થૂલશરીર ને તેના રોગો નથી એમ મનમાં ચિંતન કરતાં રહેશો.

શુભભાવના ને યોગ્ય ઔષધના સેવનવડે શરીરનું આરોગ્ય ને મનની અધિક સ્વસ્થતા પ્રાપ્ત કરશો.

આ નવા વર્ષમાં પરમાદરથી પરમાત્મામાં પોતાના મનને સ્થિર કરતાં રહેશો, ને પરમાત્માની કૃપાનાં કિરણો હૃદયપર આદરપૂર્વક ઝીલી સુપ્રસન્ન રહેશો.

૧૫૩ * પરમાનંદરૂપ પરમાત્માનું પરમ પ્રીતિથી નિરંતર સ્મરણધ્યાન કરતાં રહેશો.

પરમાત્માની કૃપાનું તથા પરમાત્માનાં આનંદવર્ધક ચરિત્રોનું સ્મરણ કરવાથી ભક્તના હૃદયમાં પરમાત્માની ભક્તિ વધે છે.

દૃશ્ય પ્રાણિપદાર્થમાં તમારા મનમાં રહેલી મમતાનો ઘટાડો કર્યા કરવાથી પણ તમારા મનમાં પરમાત્માની ભક્તિ વધશે.

તમારા મનમાં પ્રભુની ભક્તિનો જેમ જેમ વધારો થતો જશે તેમ તેમ તમને પરમાત્માની માયા પીડતી બંધ થશે.

આ સંસારમાં કોઈ કોઇનું નથી, પ્રારબ્ધકર્મના ઉદયથી મનુષ્યાદિનો સંયોગવિયોગ થયા કરે છે એમ સમજી મનને વૈરાગ્યવાળું રાખ્યા કરશો.

## પત્ર ૧૫૪-૧૫૮

* તમારા સદાગ્રહવાળા શુભપ્રયત્નથી ને પરમાત્માની કૃપાથી તમારા હૃદયમાં આવિર્ભાવ પામતા રજોગુણના તથા તમોગુણના ધર્મો શિથિલ થવા લાગશે, અને વિવેકખ્યાતિની પ્રાપ્તિવડે તે દગ્ધબીજ-ભાવને પામશે.

શુદ્ધભાવથી સતત શુભપ્રયત્ન કરો. એક ક્ષણ પણ નિરર્થક વ્યતીત ન થવા દો. સાધનસેવન, શાસ્ત્રવિચાર ને નિત્યકર્મ કરતાં રહો, ને પરમાત્માની અનન્યભક્તિ વધારો.

૧૫૫ * નવા વર્ષમાં અધિક અધિક ઉજ્જવલ પ્રેમથી તમે તમારા મનને પરમાત્માની અભિમુખ કરતા રહી પરમાત્માના સચ્ચિદાનંદાદિ સ્વભાવોને તમારા અંતઃકરણમાં ગ્રહણ કરતા રહેશો, અને અનાદિકાલના તમારા જીવસ્વભાવને શાંત કરતા રહેશો.

પરમાત્માના શ્રદ્ધાભક્તિવાળા સ્મરણધ્યાનથી વ્યવહારમાં પણ અનુકૂલતા રહેવા લાગશે.

૧૫૬ * બધા પદાર્થોની પ્રાપ્તિનું મુખ્ય કારણ અભ્યાસ છે, માટે પ્રાપ્તવ્ય વિષયના અભ્યાસમાં રત રેહેશો.

સૂક્ષ્મદર્શકયંત્રમાં ગોઠવેલા કાચથી જેમ બહુ ઝીણી વસ્તુ પણ મોટા રૂપમાં ને સ્પષ્ટપણે જોઇ શકાય છે તેમ મનુષ્યે પોતાના અંતઃકરણની સાત્ત્વિકીવૃત્તિરૂપ સૂક્ષ્મદર્શકયંત્રવડે પોતાના અંતઃકરણ આદિના ઝીણા ઝીણા દોષોને પણ મોટા રૂપમાં ને સ્પષ્ટપણે અનર્થકર જોઇને તેને દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ.

૧૫૭ * પ્રાચીનકાલમાં ક્ષત્રિયોનો મોટો ભાગ ને કેટલાક રાજસસ્વભાવવાળા બ્રાહ્મણો પણ પ્રસંગોપાત્ત ( વિશેષે યજ્ઞાદિમાં ) અમુક પ્રાણીઓનું માંસ ખાતા હશે, પણ તેથી તેમને શાસ્ત્રીયરીતે માંસ ખાવાની આવશ્યકતા હતી એવું લેશ પણ સિદ્ધ થતું નથી. મુખ્ય સ્મૃતિકાર ભગવાન્ મનુ તો મનુસ્મૃતિના પાંચમા અધ્યાયના શ્લોક ૪૭ થી ૫૫ સુધીમાં માંસ ખાવું એ કોઈ મનુષ્યને હિતકર નથી, પણ તેનો ત્યાગ કરવો એ બહુ હિતકર છે એમ જણાવે છે. તેમાંથી ૪૯ મો ને ૫૫ મો શ્લોક નીચે લખાય છે:—

**"समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ।**
**प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् ॥ ४९ ॥"**
**"मांसभक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् ।**
**एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥ ५५ ॥"**

**ભાવાર્થ:**—માંસની ઉત્પત્તિ પ્રાણીઓના વીર્યજેવા મલિન પદાર્થમાંથી થાય છે તેનો વિચાર કરીને તથા પ્રાણીઓના બંધનનો ને વધનો (તે વેલા તેમને થતી પીડાનો) વિચાર કરીને મનુષ્ય સર્વ જાતના માંસના ભક્ષણથી મોકળો થાય. ૪૯ હું અહીં જેનું માંસ ખાઉં છું તે પ્રાણી પરલોકમાં મારું માંસ ખાનાર થશે એમ માંસનું (**માં**-મને ને **સઃ**-તે આવું) માંસપણું બુદ્ધિમાનો કહે છે માટે માંસ ખાવું નહિ. ૫૫

શતપથબ્રાહ્મણમાં સ્વાદને માટે માંસ ખાવાની આજ્ઞા જણાવી નથી. શતપથબ્રાહ્મણમાં (૩-૧-૨-૨૧ માં) આવો પ્રસંગ છેઃ—યજમાન હજામત કરાવીને, સ્નાન કરી પછી યજ્ઞશાલામાં જાય છે ત્યાં તે વેલાના ભોજનસંબંધી વિચાર થાય છે. ત્યાં કેટલાક કહે છે "આ વેલા ગાયનું દૂધ ને બળદને ખેડમાં લઇને તેવડે ઉપજાવેલું અન્ન ન ખાવું, કેમકે તે આપણા પર ઉપકાર કરનાર છે. ત્યાં છેવટ ભગવાન્ યાજ્ઞવલ્ક્ય આમ કહે છેઃ—"**तदु होवाच याज्ञवल्क्योऽश्राम्येवाहमंसलं चेद् भवति ॥**" (તેના સંબંધમાં ભગવાન્ યાજ્ઞવલ્ક્ય બોલ્યા કેઃ—જો તે ગાયનું દૂધ પુષ્ટિકર હોય, તથા બળદની ખેતીથી ઉપજેલું અન્ન પુષ્ટિકર હોય, તો આવી વેલાએ પણ હું તે ખાઉં છુંજ.) ત્યાં **अंसलं** નો અર્થ પુષ્ટિ કરનાર એવો થાય છે.

"**महोक्षं वा महाजं वा श्रोत्रियायोपकल्पयेत्**" (કોઈ વેદવેત્તા સદાચારી બ્રાહ્મણ પોતાને ઘેર આવે તો દ્વિજે તેમના માનાર્થે પોતાના પશુરૂપ ધનમાંથી એક મોટો બળદ વા મોટો બકરો તેમને માટે ધારવો, અર્થાત્ સંકલ્પ કરીને તેમને આપવો, વા તેટલું દ્રવ્ય તેમને આપવું,) એ સ્મૃતિવચનમાં મોટા બળદને કે મોટા બકરાને મારવાની ને તેનું માંસ ખાવાની આજ્ઞા કે સૂચના જણાતી નથી. તે વેલા માનાર્થે મોટો બળદ કે મોટો બકરો શ્રોત્રિયને આપવાનો રીવાજ હશે.

શતપથબ્રાહ્મણમાં (૩–૪–૧–૨ માં) તથા સાંખ્યાયનગૃહ્યસૂત્રમાં સામાન્ય પરોણાનો પ્રસંગ જણાવ્યો નથી, પણ સોમનો પ્રસંગ જણાવ્યો છે, ને સોમનું મૂલ્ય એક મોટા બળદજેટલું વા મોટા બકરાજેટલું આપવું એમ સમજાય છે. ચક્રવર્તી રાજાને માટે તથા શ્રોત્રિય બ્રાહ્મણને માટે પણ જો તેઓ કોઈ દ્વિજને ઘેર આવે તો તેમ કરે. લગ્નમાં બળદના માંસના ખાણાની વાત પણ યોગ્ય જણાતી નથી. તે વેલા વરને તેના મૂલ્યજેટલું દ્રવ્ય આપવાનો નિયમ હશે એમ અનુમાન કરાય છે.

પ્રાચીનકાલમાં જે રાજસસ્વભાવવાળા ક્ષત્રિયો ને બ્રાહ્મણો સ્વેચ્છાએ માંસનું ભક્ષણ કરતા હશે તેમને માંસનું ભક્ષણ છોડાવવા તથા અહિંસાને માર્ગે વાળવા વિષ્ણુસ્મૃતિ આદિમાં “કોઈ પણ દ્વિજે યજ્ઞમાં વેદના મંત્રોવડે પવિત્ર કર્યા વિનાનું માંસ ખાવું નહિ,” એવા ભાવનાં વચનો જોવામાં આવે છે.

બાબુ રામચંદ્રઘોસનું લખવું પણ રાજસતામસ યજ્ઞ કરનારા માંસાહારી દ્વિજોને ઉદ્દેશીને હોવું જોઇએ એમ શાસ્ત્રનાં વચનોનો પૂર્વાપરનો વિચાર કરતાં જણાય છે. તેમણે જણાવેલાં સ્થલોમાં યજ્ઞોનો પ્રસંગ છે, ને તે પ્રસંગ દેવોને ઉદ્દેશીને છે, મનુષ્યોને માટે નથી. વળી તેનો અર્થ પણ સામાન્ય મનુષ્યો સમજે છે એવો ન પણ હોય, અર્થાત્ તે પશુઓ દેવાદિને ઉદ્દેશે બ્રાહ્મણાદિને આપવામાટે પણ હોય. જે સમયમાં ભક્ષ્યાભક્ષ્યના વિચારના અભાવનો ને પ્રાચીન સમયની આર્યપ્રજાની સ્થિતિનો પૂરેપૂરો વિચાર કર્યા વિના ઇચ્છાનુસાર બોલવાલખવાનો તથા ઉચ્છૃંખલતાનો પવન જોરથી ફુંકાઇ રહ્યો છે એવા સમયમાં શાસ્ત્રોનું તાત્પર્ય સમજ્યા વિના આવો માંસભક્ષણનો વિષય ચર્ચવો તે પ્રજાનું હિત ઇચ્છનાર વિદ્વાન્‌ને ઉચિત નથી.

વેદના અંગ નિરુક્તમાં માંસનો વ્યુત્પત્તિની રીતે અર્થ કરતાં માં

એટલે મને સઃ એટલે જેનું માંસ હું ખાઉં છું તે પશુ મારું માંસ ખાય એવો માંસનો અર્થ કર્યો છે, તે અર્થ પણ માંસ ખાવું ઉચિત નથી એમ જણાવે છે. શ્રુતિ પણ "न हिंस्यात् सर्वा भूतानि" ( સર્વે–કોઈ પણ–પ્રાણીઓની હિંસા ન કરે, ) એ વચનથી પ્રાણીની હિંસાનો નિષેધ કરે છે તેથી પણ માંસ ખાવું ઉચિત નથી. દયા, પવિત્રતા ને આરોગ્યના વિચારે પણ માંસ ખાવું યોગ્ય નથી.

વેદોનાં પ્રાચીન ભાષ્યો મળતાં નથી. વળી પ્રાચીન શાસ્ત્રોના અર્થો ને વિષયો સમજવા પણ સામાન્ય મનુષ્યને કઠણ છે. જેમ ગોમાંસશબ્દવડે ગાયનું માંસ નહિ, પણ તાળવામાં જીભનો પ્રવેશ કરાવવો એમ સમજવું, ને અમરવારુણીવડે દારૂ નહિ, પણ બ્રહ્મરંધ્રમાંથી ટપકતું ચંદ્રજલ એમ સમજવું એમ યોગના હઠયોગપ્રદીપિકાનામના ગ્રંથમાં કહ્યું છે.

પૂરતા અવકાશને અભાવે સંક્ષેપમાં તમારી શંકાના સમાધાનાર્થે ઉપર પ્રમાણે લખાવ્યું છે.

૧૫૮ * આપણા સનાતનધર્મમાં અહિંસાને પરમધર્મ માન્યો છે. પરમાત્મા કે જે પ્રાણિમાત્રમાં અને સકલ જડપદાર્થમાં પણ સદા-સર્વદા બિરાજી રહ્યા છે તેનું દર્શન કરાવનાર–સર્વાત્મભાવનો અનુભવ કરાવનાર–સનાતનધર્મમાં એવી માન્યતા કેમ ન હોય? વિશ્વના અન્ય ધર્મોમાં પણ દયા, દાન, દમ ( ઇંદ્રિયનિગ્રહ ) ને શમ ( મનોનિગ્રહ ) વગેરે ગુણોને મેળવવાયોગ્ય ગણ્યા છે, અને નિર્દયતા, લોભ, ઇંદ્રિયોનું છૂટાપણું ને મનનું છૂટાપણું એ આદિ અવગુણોને ત્યજવાયોગ્ય ગણ્યા છે. આ વાત જેને ધર્મ ( પાપથી બચાવી ઉન્નતિ કરનાર ) કહી શકાય તેવા પ્રત્યેક ધર્મમાં સામાન્ય છે એમ નિઃશંકપણે કહી શકાય તેમ છે.

અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા થયા વિના પરમસુખ-રૂપ પરમાત્માના પદને પમાતું નથી, અને અંતઃકરણની તેવી યોગ્યતા

ઉપર જણાવેલા દયા આદિ સદ્ગુણોને પ્રાપ્ત કર્યા વિના થતી નથી, માટેજ પ્રત્યેક ધર્મમાં તે ધર્મસ્થાપક મૂલપુરુષે મનુષ્યોને તેવા ગુણો પ્રાપ્ત કરાવવામાટે દેશ, કાલ ને સ્થિતિ જોઇને વ્યવસ્થા કરી હોય એમ લાગે છે.

જો ઉપર પ્રમાણે પ્રત્યેક ધર્મમાં પ્રાણિમાત્રપર દયા રાખવાનો ઉપદેશ છે તો પ્રત્યેક ધર્મ અહિંસાનું પાલન કરવાનું કહે છે એમ કહેવામાં અલ્પ પણ વિરોધ નથી.

આમ છતાં એક બે ધર્મવિના વિશ્વના સઘળા ધર્મોના ઘણા અનુયાયીઓ માંસાહારને માટે કૃતા, કારિતા ને અનુમોદિતા એ ત્રણ પ્રકારની હિંસામાંની કોઈ એક પ્રકારની હિંસા કરતા જેવામાં આવે છે. તેનું કેમ? આ પ્રશ્ન થવો સાહજિક છે. એ પ્રશ્નનું સમાધાન આમ વિચારી શકાય કે વ્યવહારપ્રધાન હૃદયવાળા–વિષયલોલુપ સકામપુરુષો–ધર્મને ગૌણ ગણી પૂર્વથી ચાલી આવતી રૂઢિપ્રમાણે તેવી છૂટ લેતા હશે, પણ કેટલાંક ધર્મપુસ્તકોમાં કોઈ કોઈ સ્થલે ધાર્મિક ક્રિયાઓમાં હિંસા કરવાનું કહેવામાં આવ્યું છે તેનું શું કારણ? એ બીજી શંકા થાય છે. આનું સમાધાન એ છે કે પ્રત્યેક જીવતું પ્રાણી પરમાત્માનું બાલક છે તો પછી જેનામાં અહંતા છે, ને જે દુઃખથી ત્રાસ પામે છે તે પ્રાણીનું હનન કરવાથી પરમાત્મા કેમ અપ્રસન્ન ન થાય? થાયજ; તો પછી પરમાત્માને પ્રસન્ન કરી તેમની કૃપા માગવાનો ઉપદેશ કરનાર કોઈ પણ ધર્મનો બોધ કરનાર શાસ્ત્રો મનુષ્યને આહારને માટે હિંસા કરવાની આજ્ઞા ને છૂટ આપેજ નહિ એમ વિચાર કરતાં જણાય છે, છતાં પ્રત્યેક ધર્મમાં અંતઃકરણની ભિન્ન ભિન્ન યોગ્યતાવાળા અનેક પ્રકારના મનુષ્યો હોય છે તેથી તે તે ધર્મનાં શાસ્ત્રો તે સઘળાઓને પરિણામે શુદ્ધ માર્ગે ચઢાવવામાટેનો, પણ આરંભમાં તેમના અધિકારપ્રમાણેનો ભિન્ન ભિન્ન પ્રકારનો ઉપદેશ કરે છે, એટલે ધર્મશાસ્ત્રોમાં કોઈ સ્થલે

ધર્મક્રિયામાં અમુક પશુની હિંસા કરવાનો વિધિ બતાવેલો જોવામાં આવે, તેમજ તે ધર્મક્રિયામાં વપરાતાં શેષ રહેલું માંસ ભક્ષણ કરવાની છૂટ આપેલી જોવામાં આવે, તો તેનો હેતુ પણ ઉપર કહ્યા તેવા સકામ પુરુષોને, આટલી આટલી ધર્મક્રિયા ને દાનપુણ્ય થાય. ત્યારપછી શેષ રહેલું માંસ એક વાર ખવાય એમ ઉપદેશી નિત્યની હિંસાથી રોકવાનો ને પરિણામે હિંસા છોડાવવાનો છે, પણ હિંસા વધારવાનો કે હિંસાની છૂટ આપવાનો નથી એમ વિચારવંત પુરુષોને સહજ જણાય તેમ છે. વળી તે તે ક્રિયાઓમાં આધ્યાત્મિક અર્થ સ્પષ્ટપણે રહેલો છે, ને મુમુક્ષુઓને તો તેજ અર્થ ઉપયોગી છે એમ જ્ઞાતા પુરુષોની સુદૃઢ માન્યતા છે.

આ પ્રમાણે વિવેક કરતાં સર્વ ધર્મોનો ને તેમનાં ધર્મશાસ્ત્રોનો મનુષ્યે અહિંસાનું પાલન કરવું એ સામાન્ય સિદ્ધાંત છે એમ સમજી શકાય છે. મુસલમાની ધર્મમાં પણ હિંસાના ત્યાગનો ને અહિંસાના પાલનનો આગ્રહ દર્શાવવામાં આવ્યો છે તે વાત આવેલા પુરાણકુરાનકી એકતાના પુસ્તકમાં કુરાને શરીફની આયાતોપરથી સિદ્ધ કરવાનો ઘણો સારો યત્ન વિનયયુક્ત મધુર ભાષામાં થયો છે. એ નિશ્ચય વિચારી મધ્યસ્થ પ્રજાને ઘણો ઉપયોગી થશે.

× પ્રાણીઓની હિંસા પાપની વૃદ્ધિ કરવાવડે મનુષ્યની અધોગતિ કરનારી હોવાથી ધર્મની રીતે તે ત્યાગ કરવાયોગ્ય છે. વળી પશુઓની હિંસાવડે દેશમાંથી દૂધાળાં જાનવરોનો ક્ષય થવાથી પશુહિંસા આ દેશની આર્થિકસ્થિતિને હાનિ કરવાઉપરાંત માંસભક્ષણને પરિણામે દેશનાં મનુષ્યોનાં શરીરોનું સાત્વિક બલ, આરોગ્ય તથા બુદ્ધિબલને પણ હાનિ કરનારી છે તેથી પણ તે ત્યજવાયોગ્ય છે. ×

## પત્ર ૧૫૯–૧૭૦

* સર્વોત્તમ શરીરબલવાળા પ્રાણીમાં કે દેવમાં મનને સુસ્થિર કરવાથી તે મનુષ્યને ઉત્તમ પ્રકારના શરીરબલની પ્રાપ્તિ થાય છે.

રજોગુણના ધર્મોને તથા તમોગુણના ધર્મોને દબાવી સત્ત્વગુણના ધર્મોને બલવાન્ કરવાથી મનુષ્યનું માનસબલ વધે છે.

ભસ્ત્રિકાપ્રાણાયામવડે કુંભકનો સમય વધારવાથી જ્યારે હિરણ્યગર્ભની સાથે પ્રાણ જોડાવા લાગે ત્યારે તેના પ્રાણનું બલ ઉત્તમ પ્રકારે વધે છે.

અંતઃકરણની ઊંચા પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કર્યા વિના અયોગ્ય સ્વાર્થને વશ થઈ મનુષ્ય ભૂલભરેલું કામ કરી પોતાને તથા પરને અપકાર કરી બેસે એવો સંભવ હોવાથી પ્રાણિપદાર્થના આકર્ષણાદિમાટે પ્રયત્ન કરવો ઉચિત નથી.

૧૬૦ * મરણનો સમય સમીપ આવે ત્યારે કેટલાક રોગોમાં મનુષ્યના શરીરમાં બલની વૃદ્ધિ થયેલી જણાય છે તેમ આ પ્રસંગમાં પણ બનેલું હોવું જોઇએ. આવી વેલાએ કવચિત્ મનુષ્યને પોતાના મરણના સમયનું ભાન પણ થાય છે. મરનારને તથા તેની સાથે સંબંધ રાખનારને પણ કેટલીક વાર ભાવિસૂચક સ્વપ્ન થાય છે.

૧૬૧ * અંતઃકરણ પરમાત્માભિમુખ કેટલું રહે છે, તથા જગદાકાર કેટલું રહે છે, અને તે મૂઢતાને વશ કેટલું થાય છે તે અવલોકન કરાતું હશે.

પરમાત્મામાં ને જગત્માં કેટલો કેટલો પ્રેમ છે તે પણ વિલોકાતું હશે.

જાગ્રત્ની ભક્તિની સ્વપ્નમાં કેટલી અસર થાય છે, તથા હૃદયની ને નેત્રની આગળ ધ્યેયનું સ્વરૂપ કેટલો સમય ટકી રહે છે તે પણ વિચારાતું હશે.

૧૬૨ * શરીરની ને પ્રાપ્તવ્યવહારની પ્રતિકૂલતાથી મન ઉદ્વેગને વશ થાય છે. એવે પ્રસંગે ઊંડા શ્વાસ લેવાય, અસંગ આત્માનો વિચાર કરાય, ને જ્ઞાન, ભક્તિ કે વિરાગનું પદ બોલવા લગાય તો મનનો ઉદ્વેગ શમે છે.

૧૬૩ * પ્રભુભક્તિવડે મનની ઉદાસીનતા ને જડતા દૂર કરવા

પ્રયત્નશીલ રહેશો. પ્રભુના અગાધ મહિમાનું અને અમોઘ કૃપાનું વારંવાર આદરપૂર્વક સ્મરણ કરી મનને પરમાત્મામાં સ્થિર કરશો તો સૂર્યના ઉદયથી જેમ અંધકાર દૂર થાય છે તેમ તમારા મનની ઉદાસીનતા ને મૂઢતા દૂર થવા લાગશે.

શાસ્ત્રવાચન સમજપૂર્વક ચાલુ રાખવું.

પ્રાપ્તવ્યવહાર બની શકે તેટલો શુદ્ધ ને દ્રષ્ટા રહીને સમભાવે કરવા પ્રયત્નશીલ રહેશો.

સાપની કાંચળી જેમ સાપથી ભિન્ન છે તેમ તમારો આત્મા તમારા શરીરથી ભિન્ન છે એવો વિચાર કર્યા કરવાથી તમારા મનમાં રહેલું દેહાભિમાન શિથિલ થવા લાગશે.

અંતઃકરણને જેમ જેમ પરમાત્માભિમુખ રખાશે તેમ તેમ તેમનું દર્શન વિશેષ સમય થયા કરશે.

૧૬૪ * જ્ઞાનીને જાગ્રત્‌ના પ્રપંચની પેઠે સ્વપ્નનો પ્રપંચ પણ બાધિતાનુવૃત્તિથી અનુભવાય.

કર્મફલનું સ્વાદુ એવું વિશેષણ પુણ્યકર્મના ફલમાટે સમજવું. પાપકર્મનું ફલ દુઃખ પણ એ કથનથી સમજવું.

× જેઓ અહંગ્રહોપાસનાવડે બ્રહ્મલોકમાં ગયા છે તેઓ ત્યાં સમ્યગ્દર્શી થઈ મોક્ષ પામે છે, અને જેઓ અહીં સમ્યગ્દર્શી થયા હોય છે તેઓ અહીં મોક્ષ પામે છે.

જેઓ અહંગ્રહોપાસનાવડે બ્રહ્મલોકમાં જઈ મુક્ત થયા છે તેઓમાં ઈશ્વરના ધર્મોનો આરોપ લોકો કરી શકે. જીવન્મુક્ત પુરુષમાં પણ લોકો ઈશ્વરના ધર્મોનો આરોપ કરી શકે. જીવન્મુક્તમાં સર્વના વાસ્તવિક સ્વરૂપભૂત બ્રહ્મનું જ્ઞાન હોવાથી તેઓ સર્વજ્ઞ છે. લૌકિક સર્વજ્ઞપણું બધા જીવન્મુક્તોમાં પ્રકટ ન હોય, પણ લોકો તેમાં તેવો આરોપ કરી શકે. *

૧૬૫ * સંસારના વિષયોમાં વૈરાગ્ય વધારવાથી ને ધ્યેયમાં પ્રીતિ વધારી નિયમિતરીતે ધ્યાન ચાલુ રાખવાથી મનની ધ્યેયમાં સ્થિરતા વધવા લાગશે.

વિવેકવિરાગવડે મનને શાંત રાખવા પ્રયત્ન કરવો, તેને વ્યાકુલ ન થવા દેવું.

સત્સંગથી ને શાસ્ત્રવિચારથી જે સમજાયું છે તેને આચારમાં મૂકતા રહેશો.

૧૬૬ * બ્રહ્મજ્ઞાનીને પણ પ્રારબ્ધકર્મ શેષ હોવાથી તેમનું અંતઃકરણ ને તે અંતઃકરણમાંના સંસ્કારો બાધ પામીને રહેલાં હોય છે. અંતઃકરણ હોય ત્યાંસુધી તેમાં ત્રણ ગુણો પણ હોય, પરંતુ અજ્ઞાનીના જેવા રજોગુણતમોગુણ તેમના અંતઃકરણમાં ન હોય, શુદ્ધ હોય. રજોગુણથી તેમની પ્રવૃત્તિ આદિ થાય, ને તમોગુણથી તેમને નિદ્રાદિ પ્રાપ્ત થાય. મોહ એટલે અવિવેક કે અજ્ઞાન તેમના અંતઃકરણમાં ન હોય. રજોગુણ ને તમોગુણ તેમના અંતઃકરણમાં નજ હોય એમ ન સમજવું.

× જે કાલે **ભા**રતવર્ષમાં યજ્ઞનિમિત્તે કર્મઠો બહુ હિંસા કરતા હતા તે વેલા બુદ્ધભગવાને એ યજ્ઞોથી મોક્ષ થતો નથી, પણ તૃષ્ણાના ત્યાગથી મોક્ષ થાય છે એમ ઉપદેશ કર્યો. તે ઉપદેશ તે વેલા કર્મઠોને નહિ રુચ્યો હોય, પણ પછીથી તેમનો તૃષ્ણાના ઉચ્છેદનો ને યોગાભ્યાસનો ઉપદેશ લોકોને રુચ્યો હશે, તેથી તેમને વિષ્ણુના નવમા અવતારતરીકે માન્યા હશે.

પરમાત્માના સ્મરણધ્યાનવડે તેમાં અંતઃકરણને વિશ્રાંતિ આપી પ્રસન્ન રહેશો.

૧૬૭ * જો તમે આજ્ઞાપ્રમાણે વર્તી તમારા અપકારક સ્વભાવો છોડી શુભવિચાર ને શુભવર્તન સેવ્યાં હોત તો તમારી આવી કફોડી સ્થિતિ ન થાત, હજી પણ જો શુદ્ધભાવથી આજ્ઞાઓનું પુનઃસ્મરણ કરી

શુભવિચાર ને શુભવર્તનનુંજ એકનિષ્ઠાથી સેવન કર્યા કરશો તો પ્રભુ કૃપા કરવા સમર્થ છે.

૧૬૮ * આલસ્ય, પ્રમાદ ને અવ્યવસ્થા એ દોષો પરિત્યજી ઉદ્યોગી, સાવધાન ને વ્યવસ્થાવાળા રહેશો. હવે સવારસાંજ કલાક કલાક સ્વધર્મ પાળવાનું નક્કી કર્યું છે તે દૃઢતાથી નભાવશો. દૃશ્યની સાથે તમારો કોઈપણ પ્રકારનો વાસ્તવિક સંબંધ નથી એવો નિશ્ચય સુદૃઢ રાખી શીતલમનવાળા રહેશો. જો સુષુપ્તિમાં દૃશ્યની સાથે તમારો લેશ પણ સંબંધ નથી તો પછી તુરીયામાં તમારો દૃશ્યની સાથે સંબંધ કેમ હોઈ શકે? તુરીયાવસ્થામાં તમે કૂટસ્થરૂપ છો, ત્યાં દુકાન, હાનિલાભ, કુટુંબ ને કરાચી આદિ નથીજ.

પ્રાપ્તવ્યવહાર સમભાવ ને જાગૃતિ રાખીને કરવા પ્રયત્ન કરતા હશો.

દૃશ્યમાં મિથ્યાપણાની બુદ્ધિ દૃઢ થઈ નથી તેથી તમારું મન અસંગ ને સમભાવવાળું રહેતું નથી. ×

૧૬૯ * પરમાર્થનાં સાધનોમાટેની તમારી લાગણી વખાણવાયોગ્ય છે. તમારા મંદપ્રારબ્ધથી તમને તેમાટે પૂરતો સમય મળતો નથી તેથી તમારું મન અસંતોષને વશ થાય, પણ હવે માનસજપ કરવાનો સ્વભાવ રાખી ધ્યેયમાં દિવસમાં જેટલો સમય તમારું મન રાખી શકાય તેટલો સમય રાખી અંતઃકરણની ઉન્નતિ કરવા પ્રયત્ન કરશો, તેથી પણ લાભ થશે.

સંસારપરાયણ સ્વાર્થી માણસોનો સમાગમ મુમુક્ષુને ન રુચે તે સ્વાભાવિક છે.

પિતૃશબ્દનો અપભ્રંશ ફરોહર થાય નહિ, પણ પરોધરશબ્દનો અપભ્રંશ ફરોહર હશે એમ અનુમાન થાય છે. પરોધર એટલે પર જે સ્વર્ગ તેની અધઃ એટલે નીચે રહેલા અંતરિક્ષલોકમાં વા ભુવર્લોકમાં રહેલા એટલે પિતૃઓ.

ફ્રરોહરશબ્દના બે અર્થ થઈ શકે. એક તો પ્રત્યેક પ્રાણિપદાર્થે રોકેલું શુદ્ધચેતન જેને પ્રત્યક્તત્ત્વ કહેવામાં આવે છે તે, અને તેનો બીજો અર્થ પિતૃ થાય છે. પિતૃ એટલે જે મનુષ્ય પોતાના અમુક પ્રકારના શુભવિચારથી ને શુભકર્મથી પિતૃલોકમાં–અંતરિક્ષલોકમાં–પિતૃરૂપે ઉત્પન્ન થયો હોય તે. તે પિતૃઓનો દરજ્જો દેવોથી ઊતરતો ને મનુષ્યોથી ચઢતો હોય છે. બધા મનુષ્યો મરીને પિતૃલોકમાં જતા નથી, ને પિતૃ થતા નથી. જેઓએ તે લોકમાં જવાયોગ્ય વિચાર ને કર્મ કર્યાં હોય તે લોકોજ મરીને ત્યાં જાય છે. મરનાર મનુષ્યનો જીવ ક્યાં ગયો તે મનુષ્યોના મોટા ભાગથી સમજી શકાતું નથી તેથી હિંદુઓમાં ને પારસીઓમાં મરનાર મનુષ્ય પિતૃલોકમાં ગયો હશે એમ માની તેને દેવભાવ પમાડવામાટે તેની પાછળ શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરવામાં આવે છે. મરનાર મનુષ્ય પોતાની દુર્ભાવનાથી જો પ્રેત થયો હોય તો તેનો તે પ્રેતશરીરમાંથી છૂટકારો કરવામાટે પણ મરનારની પછી એક વર્ષસુધી શ્રાદ્ધાદિ કર્મો કરવામાં આવે છે.

સ્પેંટોમેન્યુ ને અંગ્રોમેન્યુનો અર્થ તમે દૈવીસંપત્તિ ને આસુરીસંપત્તિ કરો છો તે બરાબર છે.

મનુષ્યો પોતપોતાના વિચાર ને કર્મપ્રમાણે નવો જન્મ પામે છે.–કોઈ ઉત્તમશરીરને અને કોઈ અધમશરીરને પામે છે. ઉપર જણાવ્યા પ્રમાણે બધા મનુષ્યો મરીને પિતૃલોકમાં જતા નથી, ને પિતૃઓ થતા નથી. જેઓ પિતૃઓ થયા હોય તેમને માટે કરવામાં આવતાં શુભકર્મથી તેઓ પિતૃ મટી દેવ થાય, ને તે શુભકર્મ કરનાર મનુષ્યને આશીર્વાદ આપે.

જેઓ પિતૃઓ થયા નથી તેમને માટે તે પિતૃઓ થયા હશે એમ માની જે શુભકર્મ કરવામાં આવે તેનું શુભફલ તે જીવ જ્યાં હોય ત્યાં તેને મળે. ×

સચ્ચિદાનંદ બ્રહ્મમાં તમારા અંતઃકરણને સુસ્થિર કરતા રહી અંતઃકરણની શાંતિમાં ને નિજાનંદના અનુભવમાં વધારો કરતા રહેશો.

૧૭૦ * મરનારને એક વર્ષ થઇ ગયા પછી તેની મરવાની તિથિએ વા તારીખે તથા શ્રાદ્ધપક્ષમાંની તે તિથિએ વા તારીખે મરનારને ઉદ્દેશે જે પુણ્ય કરવામાં આવે છે તેનું ફલ તે મરનાર જીવને તે જ્યાં હોય ત્યાં પિતૃઓના રાજાદ્વારા મળે છે.

જરથુસ્ત્રપેગંબરનો જન્મ કલિયુગનો કેટલોક સમય ગયા પછી એટલે આજથી આશરે ત્રણ હજાર વર્ષપર થયો હશે એમ અનુમાન કરી શકાય. તેમના સમયમાં ગુશ્તાસ્પ ને એવા બીજા રાજાઓ વિદ્યમાન હશે. તે વેલા યજ્ઞો પ્રધાનપણે ચાલતા હશે. પરમાત્મભક્તિ તેથી ન્યૂન ને બ્રહ્મજ્ઞાન તેથી ન્યૂન પ્રચારમાં હશે. યજ્ઞોના સંબંધમાં ને પરમાત્મભક્તિના સંબંધમાં સ્થૂલબુદ્ધિવાળા મનુષ્યોમાં મતભેદ થવાથી તે વેલા ધર્મને નિમિત્તે યુદ્ધ થતાં હશે. સામાન્ય માણસોનાં અંતઃકરણો તે વેલા વધારે દૂષિત રહેતાં હશે. ગુશ્તાસ્પ પણ યજ્ઞયાગાદિ ધર્મને અનુસરનારો હોવો જોઇએ. મજદ્દયશ્નીઓ વેદના ઉપાસનાભાગને વધારે માનતા હશે, ને કર્મકાંડના ભાગપર બહુ આદર નહિ રાખતા હોય.

પ્રાચીનકાલમાં આર્ય–દ્વિજો–ઉપવીત પહેરતા હશે, ને એક નાનું વસ્ત્ર પાસે રાખતા હશે. પારસીઓમાં તેમાંથી સુદરહ ને કશ્તી રહ્યાં, ને ભરતખંડી દ્વિજોમાં ઉપવીત રહ્યું, તથા કેટલાકમાં ઉપવીત ને રૂમાલ રાખવાનું રહ્યું, ને કેટલાકમાં તે નિયમ ન રહ્યો. ઉપવીત ને ઉપવસ્ત્ર રાખવાથી દ્વિજની પવિત્રતા સચવાય છે, ને તે પવિત્રતા ધર્મકર્મમાં ઉપયોગી થાય છે. દ્વિજો શિખા રાખે છે તેને બદલે પારસીઓ ટોપી પહેરે છે. શિખા રાખવાથી વા ટોપી પહેરવાથી મસ્તકના ઉપરના ભાગમાંથી જતા વિજળીના પ્રવાહનું રક્ષણ થાય છે.

માંસાદિનું તથા દારૂનું સેવન કરનારા સદાચરણી મનુષ્ય મનુષ્યલોકને કે અંતરિક્ષલોકના તમોગુણપ્રધાન પ્રદેશને પ્રાપ્ત કરી શકે. સાત્ત્વિકસુખ મેળવવા ઇચ્છનારે તે વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ.

અંતઃકરણને પરમપવિત્ર પરમાત્મામાં જોડતા રહી મનની શાંતિમાં ને પ્રસન્નતામાં વધારો કરતા રહેશો.

## પત્ર ૧૭૧-૧૮૦

* ...ના શરીરપાતના ખેદકારક સમાચાર જાણ્યા. તેમના પિતાને ધીરજ રાખવાનું ને પરમાત્માનું સ્મરણધ્યાન કરવાનું કહેશો. ઉત્પન્ન થયેલાં શરીરો અવશ્ય વિનાશ પામવાના સ્વભાવવાળાં હોવા છતાં તેનો વિનાશ થયે તેના સંબંધવાળાં માણસોને આત્મસ્વરૂપના અજ્ઞાનથી ખેદ થાય છે. આવે સમયે વિવેકને બલવાન્ કરી મનુષ્યે પોતાના મનને શાંત કરવું જોઇએ. ×

૧૭૨ * ક્ષર એટલે પૃથિવી આદિ પાંચભૂતો ને સર્વ ભૌતિક પદાર્થો, અને અક્ષર એટલે જ્યાંસુધી જીવને મોક્ષ થાય ત્યાંસુધી સ્થિર રહેનારી માયા. એ ક્ષરથી તથા અક્ષરથી ઉત્તમ જે શુદ્ધચેતનરૂપ બ્રહ્મ તે પુરુષોત્તમ.

ઈશ્વરમાં જે માયારૂપ ભાગ રહેલો છે તેનું નામ ને રૂપ મિથ્યા છે, પણ તેમાં જે ચેતનરૂપ ભાગ છે તે નામરૂપથી રહિત હોવાથી મિથ્યા નથી. ઈશ્વરનું નામ ને રૂપ વ્યવહારપૂરતું સાચું હોવાથી તેમના સ્મરણથી ને ધ્યાનથી સ્મરણ કરનાર તથા ધ્યાન કરનાર મનુષ્યને અભ્યુદયનો એટલે વ્યાવહારિક ચઢતી સ્થિતિનો અને મોક્ષનાં સાધનોનો લાભ થાય છે.

× જપકાલે તમારાથી જેટલો સમય પદ્માસન રાખી શકાય તેટલો સમય પદ્માસન રાખવું. શ્રદ્ધા, ઉમંગ ને એકનિષ્ઠા રાખી જપરૂપ શુભપ્રયત્ન કરશો તો તમારા અંતઃકરણમાં જે પ્રતિબંધક સંસ્કાર હશે તે સર્વ પ્રતિબંધક સંસ્કાર ઈશ્વરની કૃપાથી દૂર થઈ જશે.

× જો જીવનું ફલ દેવાને ઉદય પામેલું પ્રારબ્ધકર્મ નબળું હોય તો નવો શુભપ્રયત્ન કરવાથી તે પ્રારબ્ધકર્મને અશુભફલ આપતું બહુધા અટકાવી શકાય.

શિવ તથા વિષ્ણુ સગુણબ્રહ્મરૂપ છતાં ઉપાસકોની રુચિના ભેદને લીધે તેમની ઉપાસનામાં કાંઇક ફેર હોય છે, પણ ઉપાસનાના પરિપાકે પ્રાપ્ત થનારા ફલમાં ભેદ રહેતો નથી. પરમપદબોધિનીમાંથી જો શાસ્ત્રોની ને મતપંથની એકવાક્યતાનું પ્રકરણ તમે વાંચશો તો આના સંબંધમાં તમે વિશેષ જાણી શકશો.

ઇશ્વરનું સ્મરણધ્યાન કરવું તે પુણ્યકર્મ હોવાથી એવું પુણ્યકર્મ કરનારને કર્મફલપ્રદાતા ઇશ્વર તેનું શુભ ફલ આપે છે. ઇશ્વર પૂર્ણ-કામ હોવાથી કોઇ મનુષ્ય મારું સ્મરણધ્યાન કરે તો ઠીક એવી ઇચ્છા તેમને હોતી નથી, પણ મનુષ્ય અકૃતાર્થ હોવાથી કૃતાર્થ થવામાટે તેને ઇશ્વરનું સ્મરણધ્યાન કરવાની અગત્ય રહે છે. ઇશ્વરમાં નિષ્ઠુરતા ન હોવાથી તથા પોતાની ભક્તિરૂપ શુભકર્મ કરનારને અદૃષ્ટ રહી સાહાય્ય કરનાર હોવાથી તેઓ દયાલુ મનાય છે.

૧૭૩ * જેમને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયો હોય તેઓ વિદેહ-કૈવલ્ય પામે છે. તેમને પુનર્જન્મની પ્રાપ્તિ કોઇ પણ વેલા થતી નથી. જન્મનું કારણ બ્રહ્મસ્વરૂપનું અજ્ઞાન ને તે અજ્ઞાનની વાસના છે, તે બંને તેમના અંતઃકરણમાંથી નિવૃત્ત થયાં હોય છે. શ્રુતિ, સ્મૃતિ ને પુરાણાદિથી તથા તદનુકૂલ યુક્તિથી એ નિર્ણય સિદ્ધ થયેલો છે.

બ્રહ્માંડમાં જીવો અસંખ્ય છે, ને મુક્તિનું દુર્લભપણું છે. જે જીવો બ્રહ્મજ્ઞાનદ્વારા મુક્ત થાય તેટલી સંખ્યા બ્રહ્માંડમાંથી ન્યૂન થાય, પણ તે સંખ્યા પ્રમાણમાં નહિજેવી હોય છે.

મનુષ્યની બુદ્ધિ નહિ પહોંચી શકે એટલો બધો સમય વીતી ગયા છતાં, અને ઘણા જીવો પુનરાવૃત્તિરહિત મોક્ષ પામ્યા છતાં પણ

જો સૃષ્ટિ ચાલુ રહી છે, બંધ થઈ નથી, તો હવે પછી અમુકકાલે તે બંધ થઈ જશે એમ શા આધારે કહી શકાય? વિકલ્પની ખાતર માનો કે મનુષ્યની બુદ્ધિ ન ગણી શકે તેટલા લાંબા કાલપછી સૃષ્ટિરચનાનું કામ બંધ થશે તો તેમાં મુમુક્ષુને શી હાનિ છે?

ઈશ્વર ને બ્રહ્મ પર્યાય ન હોવાથી એકને બદલે બીજો શબ્દ વાપરી શકાય નહિ. માયારૂપ ઉપાધિથી રહિત ચેતન બ્રહ્મ કહેવાય છે, અને માયાસહિત ચેતન ઈશ્વર કહેવાય છે. એવી રીતે ઈશ્વરનું ને બ્રહ્મનું સ્વરૂપ ભિન્ન છે. ઈશ્વર સૃષ્ટિના નિયામક છે, બ્રહ્મ અક્રિય છે.

અર્થીપણું ને સામર્થ્ય એ પ્રત્યેક પ્રવૃત્તિમાં હેતુ મનાય છે. જેમનું અંતઃકરણ શુદ્ધ હોય, ને જેમને સગુણબ્રહ્મના લોકની પ્રાપ્તિની ઇચ્છા હોય તે સગુણબ્રહ્મની શાસ્ત્રોક્ત ઉપાસના કરી સગુણબ્રહ્મના લોકની પ્રાપ્તિ કરી શકે, અને જેમનું અંતઃકરણ શુદ્ધ ને સ્થિર હોય તથા વૈરાગ્યવડે જેમનું અંતઃકરણ બ્રહ્માના પદમાં પણ રાગવાળું ન રહ્યું હોય તે વેદાંતશાસ્ત્રના શ્રવણાદિવડે નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરી બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે, ને અંતે વિદેહકૈવલ્ય મેળવે. ×

૧૭૪ * હૃદયની શુદ્ધિમાં, સ્થિરતામાં ને કર્તવ્યનિષ્ઠામાં ઉત્તરોત્તર વધારો કરવો.

### દોહરા

વિવેક વિરાગ વધારીને, મતિને સૂક્ષ્મ કરાય;
તો વિક્ષેપ સઘળા શમી, સાચું સુખ પમાય. ૧
જન્મમરણદુઃખ જ્યાં નહિ, ત્રિવિધતાપ નહિ લેશ;
અજ્ઞાનભેદનો લેશ નહિ, એ સદ્‌ગુરુનો દેશ. ૨
એ શુભદેશે પોંચવા, કરવો યત્ન અપાર;
શીઘ્ર વેગથી ચાલવું, રોકાવું ન લગાર. ૩
ભૂલો સઘળા દૃશ્યને, ત્યાગો દોષ અશેષ;

સદા બ્રહ્મરૂપે રહો, એ ગુરુનો ઉપદેશ. ૪

૧૭૫ * ત્યાંની પરિસ્થિતિનો વિચાર કરીને અભ્યાસાદિ કરતા રહેશો. આત્મધ્યાનના અભ્યાસવડે ઇંદ્રિયોના બાહ્યવેગો તથા અંતઃકરણના બાહ્યવેગો પાછા વાળી તે બંનેને આત્માભિમુખ કરવાનાં છે, ને તેમાં આત્માના સ્વભાવો સંક્રમિત કરી તેનો અનુભવ મેળવવાનો છે તે તમને સૌને જ્ઞાત હશે.

× આત્મધ્યાનના અભ્યાસાદિથી પોતાનું અંતઃકરણ ઉત્તરોત્તર કેટલું શુદ્ધ, કેટલું સ્થિર, કેટલું સૂક્ષ્મ ને કેટલું શાંત થતું જાય છે તે તમે સૌ જોતા રહેતા હશો.

૧૭૬ * તમારા અંતઃકરણની શુભભાવનાથી અંતઃકરણને સંતોષ થયો. સત્યાસત્યના વિવેકથી ને શુભભાવનાથી મોક્ષસાધક મોક્ષમાર્ગમાં આગળ વધી શકે છે.

શરીર સંસારમાં રહ્યા છતાં, અને પોતાનો પ્રાપ્તવ્યવહાર કરતાં છતાં પણ મનને અંતઃકરણના ઊંડાણમાં રહેલા પરમાત્મામાં પ્રીતિપૂર્વક જોડ્યા કરવું. આ કામ કઠણ છે ખરું, પણ પ્રયત્નથી તે થઈ શકે એવું, અને પરિણામે મહાસુખ આપનારું છે.

વિવેક, સર્વ દૃશ્યવિષયોમાં દૃઢદોષદર્શન, વિરાગ ને પરમાત્માની અનન્યભક્તિમાં વધારો કરતા રહી ચિત્તની સ્થિરતામાં, શાંતિમાં ને આનંદાનુભવમાં વધારો કરતા રહેશો.

સાધનાભ્યાસ, શાસ્ત્રવાચન ને આત્મવિચાર પ્રેમપૂર્વક ચાલુ રાખશો.

૧૭૭ * જીવ અને ઈશ્વર વ્યવહારપક્ષે જૂદા છે, કેમકે જીવમાં અવિદ્યા ને અવિદ્યાના ધર્મો રહેલાં છે, અને ઈશ્વરમાં માયા ને માયાના ધર્મો રહેલાં છે. પરમાર્થપક્ષે જીવ અને ઈશ્વરમાં ભેદ નથી, કેમકે તે બંનેમાં સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળું ચેતન એકજ પ્રકારનું છે.

જીવ શુભાશુભકર્મોનો કર્તા અને તેનાં સુખદુઃખરૂપ ફ્લોનો

ભોક્તા છે. ઈશ્વર શુભાશુભકર્મના કર્તા ને તેના ફલના ભોક્તા નથી. ઈશ્વર જીવોનાં કર્માનુસાર જગત્‌ના કર્તા છતાં પણ તે કર્મના ફલના ભોક્તા નથી.

જીવ જો પોતાના અંતઃકરણને શુદ્ધસત્ત્વગુણવાળું કરે તો તે પણ ઈશ્વરની પેઠે સર્વજ્ઞતાદિ ગુણવાળો થઈ શકે છે.

જગત્ સ્વપ્નના જેવું મિથ્યા છે એમ જ્ઞાનીઓને અનુભવાય છે. અજ્ઞાનીઓને તો તે સ્વપ્નના જેવું મિથ્યા છે એમ શાસ્ત્રાદિનાં વચનોથી માનવું પડે છે. કેટલાંક સ્વપ્નો મિથ્યા છતાં પણ કોઇ ઇંદ્રિયોની નબળાઇથી તેનું પરિણામ જાગ્રત્‌માં જોવામાં આવે છે, પણ બધાં સ્વપ્નોમાં એમ બનતું નથી.

જીવને જે સ્મૃતિ ને વિસ્મૃતિ પ્રાપ્ત થાય છે તે તેનાં કર્મોને અનુસરીને ઈશ્વરની કર્મફલપ્રદાતા સત્તાથી થાય છે તેથી ઈશ્વરમાં કર્તાપણું ને ભોક્તાપણું પ્રાપ્ત થતું નથી. ઈશ્વર સર્વદા અકર્તાઅભોક્તાજ છે.

૧૭૮ * **एज्** ધાતુના ત્રણ અર્થો થાય છે, કંપવું, ગતિ થવી વા ક્રિયા કરવી, અને પ્રકાશવું. આ ત્રણે અર્થ શ્રીયુત **આપ્ટે**એ પણ પોતાના સંસ્કૃતઅંગ્રેજીકોશમાં આપ્યા છે. "**तदेजति तन्नैजति**"નો અર્થ તે કંપે છે, અને તે નથી કંપતું એમ કરવો તે બ્રહ્મના સ્વભાવનો વિચાર કરતાં યોગ્ય જણાતું નથી, પણ તે બ્રહ્મ ક્રિયાવાળાં પ્રાણીઓમાં જાણે ક્રિયા કરતું હોય એવું જણાય છે, ને ક્રિયા નહિ કરનારાં પ્રાણીઓમાં વા સ્થાવરોમાં જાણે તે ક્રિયા નહિ કરતું હોય એવું જણાય છે, અથવા ઉપાધિની ક્રિયાથી તે ક્રિયા કરતું હોય એમ જણાય છે, ને તે વસ્તુતાએ ક્રિયા કરતું નથી એવો અર્થ કરવો વધારે બંધબેસતો થાય છે, તેથી **શાં**કરભાષ્યાદિમાં તેનો એવો અર્થ કર્યો છે. ×

૧૭૯ × પરમાત્મધ્યાન કરો છો તેવી રીતે ઘણામાં ઘણી શ્રદ્ધા ને ઘણામાં ઘણી પ્રીતિ રાખીને કરવું, અને મનની શુદ્ધિ ને સ્થિરતા વધારવાં.

× ઢેઢ લોકો મુયેલાં રોગી પશુઓનાં શરીરોને છેદેભેદે છે, તેના માંસનું ભક્ષણ કરે છે, અને અપવિત્ર રહે છે, તેથી તેનો સ્પર્શ ન કરવો એવો શિષ્ટાચાર છે. જો પ્રવાસમાં અસ્પૃશ્ય પ્રાણીનો કે પદાર્થનો સ્પર્શ થઈ જાય તો દ્વિજે પોતાની પાસેનાં પેટીની કે પાકીટની બહારનાં ઊનનાં, રેશમનાં ને કોરાં સૂત્રાઉ વસ્ત્રો ધોવાં વા તડકે નાંખી ખંખેરી તેનું ગાયત્રીમંત્રવડે પ્રોક્ષણ કરવું. ટ્રંક, પાકીટ ને વીંટાનું માત્ર પ્રોક્ષણ કરવું. ટોપી, પગરખાં ને છત્રીનું જલવડે પ્રોક્ષણ કરવું. આગગાડીના એક ડબામાં અસ્પૃશ્ય મનુષ્ય બેઠેલ હોય તો તેમાં બેસનાર દ્વિજે પ્રોક્ષણ કરવું. એક પાટલીપર અસ્પૃશ્ય ને દ્વિજ બેઠેલા હોય તો દ્વિજે સ્નાન કરવું. જે ટ્રંક, પાકીટ ને વીંટાને અસ્પૃશ્યે સ્પર્શ ન કર્યો હોય તે ટ્રંક આદિને જો બીજા માણસપાસે ગાડીમાંથી ઊપડાવી લેવામાં આવે તો તેની શુદ્ધિ ન કરવી પડે. જો અંત્યજ વિદ્યાર્થી ભણવા આવે તો તેને શાલાના આંગણામાં, ઓસરીમાં કે ઓરડાના પૃથક્ ભાગમાં બેસારવો. સૂત્રાઉ દોરીથી સીવેલી તેની નોટ છેટેથી જોવી, વા પ્રોક્ષણ કરીને ( છાંટ નાંખીને ) જોવી, તેના અડેલાં ટેબલ વા ખુરશીને પ્રોક્ષણ કરવું.

મુસલમાન કે ખ્રીસ્તી થયેલા અંત્યજનો સ્પર્શ થઇ જાય તો દ્વિજે માર્જન કરવું, અને શાસ્ત્રોક્ત કર્મ કરવું હોય ત્યારે સ્નાન કરવું. અંત્યજનું ઠામ નીચે મૂકાવી તેમાં અન્ન કે પાણી નાંખવામાં આવે તો તેમાં અન્ન કે પાણી નાંખનાર દ્વિજે માર્જન કરવું. તેને આપત્કાલવિના ખોબે પાણી ન પાવું. દ્વિજના તાંબાપીતળના વાસણમાં જો મુસલમાન ખાયપીએ તો ક્ષત્રિયવૈશ્યે તે ઊટકાવી અંગારી નંખાવવાં. ( તેમાં અંગારા નાંખી શુદ્ધ કરવાં. ) બ્રાહ્મણે તેનો ઉપયોગ ન કરવો. કાંસાનાં ને કલઇવાળાં ઠામ તેમને ખાવાપીવા ન આપવાં. મુસલમાનને ખોબેથી પાણી પાઇને તે વાસણ માંજીને વા ધોઇને તે વાસણથી હિંદુને

પાણી પાઇ શકાય. ધોબીની પાસે ધોવરાવેલાં કપડાં છાંટીને વ્યાવહારિક કામમાં વાપરી શકાય, પણ સંધ્યાવેલા ધોયા વિના તે વસ્ત્રો ન વાપરી શકાય. કોરા ગાદલાપર કે ગોદડીપર સૂતેલી સ્ત્રી રાતમાં રજસ્વલા થઈ જાય, ને ખબર પડે કે તુરત તેનો ત્યાગ કરે તો તે ગાદલા કે ગોદડાને તડકે નંખાવી છાંટ નંખાવવી. કોરા ગાદલા કે ગોદડાને ભૂલથી રજસ્વલા સ્ત્રી અડી જાય તોપણ ઉપર પ્રમાણે શુદ્ધિ કરવી, તે પછી તેનાપર થોડું તીર્થોદક કે ગોમૂત્ર છાંટવું.

વકીલાત કરવામાં દેશદ્રોહ નથી. તમારી વકીલ થવાની ઇચ્છા હોય તો થઈ શકાય. વકીલે ખોટા પુરાવા ને ખોટા સાક્ષી ઊભા કરવાનું પોતાના અસીલને ન કહેવું, જે કેસ તર્કટી જણાય તે કેસ ન લેવો, ને અસીલના સામાવાળાની પાસેથી કાંઇ દ્રવ્ય લઈ પોતાના અસીલનું કામ બગાડવું નહિ.

સુખપૂર્વક મળે એવાં સ્વદેશી ને બીજાં પરદેશી કપડાં વાપરતાં અડચણ જણાતી નથી.

મૃત્યુસૂતકવાળાને અડાય તો શ્રદ્ધાલુ દ્વિજે સ્નાન કરવું જોઇએ.

પોતાના સદ્‌ગુરુની આજ્ઞા ઉત્તમપ્રકારે પાળવી તે તેમની ઉત્તમ-પ્રકારની સેવા છે.

૧૮૦ * ...ના મરણથી તેમના પરના સ્નેહને લીધે તમને ઘણો શોક થાય તે જીવભાવને લઇને સ્વાભાવિક છે, પણ આવે પ્રસંગે શોક કરવાથી મનુષ્યના પ્રાપ્ત દુઃખની નિવૃત્તિ થતી નથી, પરંતુ ઊલટો તેના દુઃખમાં વધારો થાય છે, કેમકે શોક દુઃખને નિવૃત્ત કરવાના સાધનરૂપ નથી, પણ દુઃખની વૃદ્ધિના સાધનરૂપ છે. તમારે તમારા અને તેમના પ્રારબ્ધકર્મનો વિચાર કરી પરમાત્માના સ્મરણધ્યાનવડે તમારા મનને શાંત રાખવાનો પ્રયત્ન કરવો જોઇએ. અહીં કોઇ કોઇનું સ્થાયી સગું કે સર્વકાલ સાથે રહેનારું નથી, પ્રાણીઓ પ્રારબ્ધકર્મથી ભેગાં થાય છે,

અને તે પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે તે જૂદાં પડી જાય છે આ સત્ય વાત નહિ સમજાવાથીજ મનુષ્ય પોતાના પ્રિયના મરણથી શોકગ્રસ્ત થાય છે. આવા વિચારવડે તમે તમારા મનને સમજાવી શાંત થશો, ખેદયુક્ત ન રહેશો.

પ્રારબ્ધકર્મફલપ્રદાતા સત્તા પ્રાણીઓને તેમના પ્રારબ્ધકર્માનુસાર જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં રહેવું એ સમજુ મનુષ્યનું કર્તવ્ય છે. સામાન્ય સંકલ્પબલથી પોતાનું ને અન્ય જીવનું પ્રારબ્ધકર્મ મનુષ્યથી ફેરવી શકાતું નથી એ સ્મરણમાં રાખી મનુષ્યે પોતાના મનને વ્યામોહથી રહિત રાખવું જોઇએ.

સતી **સાવિત્રીનું** અગાધ શ્રદ્ધાવાળું અને અડગ નિશ્ચયવાળું પુણ્યશાલી મન તેમના પતિના પુનર્જીવનમાં હેતુ થયું હતું. એવા અન્ય બનાવોમાં પણ ઉપરોક્ત સામગ્રીને હેતુભૂત સમજવી.

ઉપર જણાવેલી સામગ્રીયુક્ત અંતઃકરણવાળો પુરુષ **શ્રીમહેશ્વરના** અસ્ખલિત આરાધનવડે પોતાના ઇચ્છિતને પ્રાપ્ત કરી શકે. સામાન્ય મનુષ્યથી એવો પ્રયત્ન થવો કઠિન જણાય છે. સમયના પ્રભાવથી બહુધા મનુષ્યના શરીરમનનું સામર્થ્ય એવું નથી કે તે પૂર્વસમયના સમર્થ પુરુષોજેવો સુદૃઢ પ્રયત્ન કરી શકે.

## પત્ર ૧૮૧-૧૯૦

* તમારી હાર્દિક શુભભાવનાથી અંતઃકરણને સંતોષ થયો. શુભભાવના ને શુભપ્રવૃત્તિ મનુષ્યને લૌકિક ને પારલૌકિક સુખ આપે છે. તમારા ભલા પિતાજીના ઉપદેશનું પ્રેમથી પરિપાલન કરતા રહેવાથી તમારું ભલુંજ થશે.

× ક્રોધને દબાવવાનો શુભપ્રયત્ન કરો છો તેમ કરતા રહેશો. પરમાત્માના સ્મરણધ્યાનથી મનની સ્થિરતામાં ને શાંતિમાં વધારો કરતા રહેશો.

× શ્રદ્ધા, ભક્તિ ને સમયની વ્યવસ્થામાં વધારો કરી સુપ્રસન્ન રહેશો.

૧૮૨ * મનને કોઈ પણ નિમિત્તે નં તપવા દેવા જાગૃતિ સેવતા હશો.

હિંદુઓમાં એવી પૌરાણિક ગાથા છે કે યમની પાસે બે શ્વાન છે. તે મરનારના જીવને યમની પાસે જતાં અડચણ ન કરે માટે તેને પ્રસન્ન કરવા નિત્ય થોડું અન્ન તેમની જાતિના શ્વાનોને નાંખવું. પારસીઓમાં પણ કૂતરાને મરનારનું શબ બતાવી એમ જણાવાતું હોય કે તે જીવને યમની પાસે જતાં તારા બંધુ અડચણ ન કરે એમ તું ગોઠવણ કરજે. કૂતરાને દૂધ પાવામાં ને ખવરાવવામાં પણ એ હેતુ કલ્પી શકાય. ×

૧૮૩ * શ્રાવણમાસમાં તમે કરેલા પારમાર્થિક શુભપ્રયત્નથી મનને સંતોષ થયો. શ્રાવણમાસમાં તમને થયેલો સુખદ અનુભવ તમારા હૃદયનું ઊર્ધ્વગામીપણું સૂચવે છે.

શુભપ્રયત્ન પરમાદરપૂર્વક ચાલુ રહેવાથી તમને જગત્‌નું અસત્યપણું, મનુષ્યજીવનનું ક્ષણભંગુરપણું ને બ્રહ્મનું સત્યપણું વિશેષ વિશેષ સમજાતું જશે.

મનની સ્થિરતામાં ને પ્રસન્નતામાં વધારો કરશો.

જીવનું વાસ્તવિક સ્વરૂપ કૂટસ્થ ને પ્રતીત થતા જગત્‌નું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ એ બે એકજ છે એમ વારંવાર વિચારવું તે–જીવબ્રહ્મના અભેદનો વિચાર કરવો તે–રાજયોગ કહેવાય છે.

સહજસ્વભાવે ઊઠતાબેસતા શ્વાસોચ્છ્વાસમાં વાણી તથા મન બ્રહ્મનું સ્મરણધ્યાન કર્યા કરે તે ઉત્તમ સાધન ગણાય છે.

૧૮૪ * પૂર્વજન્મોનાં શુભાશુભકર્મોનું સુખદુઃખરૂપ ફલ વર્તમાનજન્મમાં મનુષ્યાદિ ભોગવે છે. તેમાં કર્તા તથા ભોક્તા જીવ એકજ છે,

તેથી જેણે તે કર્મ કર્યું છે તે તેનું ફલ ભોગવે છે. શરીર તો પહેરેલા વસ્ત્રના જેવું છે. તેને સુખદુ:ખની સાથે મુખ્ય સંબંધ નથી.

પ્રભુનું માહાત્મ્ય જેમ જેમ અધિક સમજાતું જાય તેમ તેમ મનુષ્યના હૃદયમાં પ્રભુની ભક્તિ વધતી જાય છે. ×

૧૮૫ * પ્રભુસેવા, પ્રભુપ્રાર્થના, પ્રભુસ્મરણ ને પ્રભુધ્યાનવડે પોતાનું અંત:કરણ પ્રભુમાં જોડવાથી તે ઉત્તરોત્તર વધારે શાંતિનો અનુભવ કરશે.

ચાલુ થયેલા તમારા વયના નવા વર્ષમાં અંત:કરણમાં વિવેકવિરાગનો વધારો કરી અંત:કરણની શાંતિમાં વધારો કરતા રહેશો. ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ પાડવાથી ને મનને હૃદયાકાશમાં સ્થિત પરમાનંદરૂપ પરમાત્મામાં જોડવાનો પ્રયત્ન કરવાથી મનના ઊંડાણમાં થતો ખેદાનુભવ શાંત થવા લાગશે. પ્રતિકૂલ પ્રસંગની પ્રાપ્તિ થયે મનમાં ક્ષોભ જણાય ત્યારે પરમાદરથી અસંગ આત્મસ્વરૂપનો વિચાર કરવાથી તે ક્ષોભ શમી જશે.

૧૮૬ × નિત્યકર્મ, જપ, પ્રાણાયામ, બ્રહ્મધ્યાન, બ્રહ્મવિચાર ને શાસ્ત્રવાચન ચાલુ રાખશો. ધ્યાનકાલે નાભિને બરડાની કરોડભણી સાધારણ ખેંચેલી રાખી પ્રાણવાયુને વશ રાખશો તો ધ્યેયાકારવૃત્તિ વિશેષ સમય રહેશે. રાતમાં જાગ્યા પછી શરીર સ્વચ્છ હોય તો બીછાનામાં બેસીને બ્રહ્મધ્યાન કરી શકાય.

વિવેક, વિરાગ ને સદ્દગુરુભક્તિ વધારવાથી સંસારની આસક્તિ છૂટવા લાગશે.

૧૮૭ × જ્યાં એક શબ્દથી તેના અર્થનું જોઇતું સ્પષ્ટીકરણ થતાં છતાં પણ મનુષ્યને કાંઇક અંશે શંકા ઉપજી તેના અન્ય અર્થનું તેનાથી ગ્રહણ ન થઇ જાય તેમાટે તે શબ્દની સાથે સંશયરહિત અર્થનો બોધ કરનાર બીજો શબ્દ મૂકાય છે કે જેથી મનુષ્યને તેના અર્થમાં લગારે શંકા નજ રહે. ગોશબ્દવડે બળદનો અર્થ સમજાય છે, છતાં કોઇ

ગોનો અર્થ ગાય પણ સમજે એવો સંભવ છે, તે ન સમજવા દેવામાટે ને ગોનો અર્થ બળદ સમજાવવામાટે ગોની સાથે બલીવર્દ શબ્દ મૂકાય છે. એમ કરવાથી અર્થ સ્પષ્ટ સમજાય છે. સંસ્કારદુઃખતા પરિણામ-દુઃખતામાં આવી જાય છે, પણ કોઇને તે સ્પષ્ટ ન સમજાય, તથા સંસ્કારપરંપરા અનંત દુઃખરૂપ છે એમ તેને સમજવામાં ન આવે તેથી ગોબલીવર્દના ઉદાહરણની પેઠે સંસ્કારદુઃખતાને સ્પષ્ટ સમજાવવા તેને પરિણામદુઃખતાથી ભિન્ન કહેલ છે. ×

૧૮૮ * ભક્તના હૃદયની વિશુદ્ધભક્તિપ્રમાણે પરમાત્મા તે ભક્તને નિર્દોષ અનુકૂલતાઓ કરી આપવા કૃપા કરે છે.

ભક્તને જેમ જેમ પ્રભુનો મહિમા ને સંસારનું અસારપણું વધારે વધારે સમજાતું જાય છે તેમ તેમ તે ભક્ત પોતાના અંતઃકરણની અંતર્મુખવૃત્તિમાં વધારો કરતો રહે છે. તમે જેમ જેમ પરમાત્મામાં તમારું અંતઃકરણ જોડતા જશો તેમ તેમ તમારા આંતરશત્રુઓનું બલ શિથિલ થવા લાગશે.

સ્વધર્મપાલન, શાસ્ત્રવાચન ને ચિત્તસંશોધન કરતા રહી અંતઃકરણની વિશુદ્ધિમાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં વધારો કરતા રહેશો.

૧૮૯ × માયાની અનુચિત તૃષ્ણા જીવને આ લોકમાં ને પરલોકમાં બહુ દુઃખ આપે છે. મનુષ્ય જો પ્રભુથી ને પાપથી ડરીને ન ચાલે તો તેને હાથે ઘણાં અનુચિત કર્મો થાય છે, ને તેનું દુઃખરૂપ ફલ તેને સમય આવે અવશ્ય ભોગવવું પડે છે.

× તમે મનુષ્ય નથી, પણ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છો એમ નિશ્ચય કરતા રહેશો. તમારા આત્મામાંજ સર્વ સુખો રહેલાં છે એમ નીચેના શ્લોકવડે વિચારતા રહેશોઃ—

"परोक्षोऽपि विमूढानां विद्वद्भिरवलोक्यते ।
सर्वेऽपि विषयानंदाः प्राप्ता दृष्टे निजात्मनि ॥"

**અર્થ:**–અતિમૂઢોને આત્મા પરોક્ષ છતાં પણ તે જ્ઞાનીઓના સ્પષ્ટ અનુભવમાં આવે છે. પોતાના આત્માનો સ્પષ્ટ અનુભવ થયે સર્વેજ વિષયાનંદો પ્રાપ્ત થયાજેવા થાય છે.

૧૯૦ * આખું જગત્ કોઇને વખાણે એમ બનવું અશક્ય છે. ઘૂડ આદિને સૂર્ય ને ચક્રવાક આદિને ચંદ્ર આનંદદાતા પ્રતીત થતા નથી એ લોકપ્રસિદ્ધ વાત છે.

આ વિશ્વમાં દુર્જનોની ઉપેક્ષા કર્યા વિના અને પ્રતિકૂલ પ્રસંગોમાં મનને સહનશીલ રાખ્યા વિના મનુષ્યથી વ્યવહારપરમાર્થનાં કર્તવ્યોનું સેવન કરી શકાતું નથી, અને મનની શાંતિ જાળવી શકાતી નથી.

સજ્જનો તો **"सर्वे जनाः सुखिनो भवन्तु"** એમ કહી સર્વનું ભલું ઇચ્છે છે.

પોતાના વિચાર ને વર્તન પવિત્ર રાખી પોતાના પારમાર્થિક કર્તવ્યમાં રત રહેવાથી પરિણામ સારું આવે છે, અને કલેશ શમી જાય છે.

દેવોનો ને અસુરોનો સંગ્રામ અનાદિકાલથી ચાલ્યો આવે છે, ને તે સૃષ્ટિના અંતસુધી એટલે પ્રલયકાલસુધી ચાલ્યા કરશે. અસુરો પોતાની નાનાપ્રકારની આસુરી માયા ફેલાવે છે, પણ તેમનામાં દયા, શૌચ ને સત્ય ન હોવાથી તેમની આસુરી માયા દેવોના પ્રબલ પ્રકાશવડે અળપાઇ જાય છે.

વિવેકી સજ્જનો નિંદકોને ધોબીના કે ભંગીના જેવા એટલે પોતાના પાપરૂપ વસ્ત્રોના મલને ધોનારા વા પોતાના મલને ઉપાડનારા સમજી પ્રસન્ન રહે છે, ને તેમનો ઉપકાર માને છે.

૧૯૧–૧૯૭

× હે જિજ્ઞાસુઓ ! તમે સર્વ મનુષ્યજન્મનું દુર્લભપણું તથા ક્ષણભંગુરપણું સમજી તમારા પારમાર્થિક કર્તવ્યમાં બહુ શ્રદ્ધાલુ, બહુ ઉમંગી ને બહુ જાગ્રત્ રહો. મનુષ્યજન્મની પ્રત્યેક પલ બહુ મોંઘા મૂલ્યની છે, ને તે ઘણું નાણું ખર્ચવાથી પણ પાછી મળી શકતી નથી. આળસ,

પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અશ્રદ્ધા ને સંશયથી મનુષ્ય પોતાના જન્મનો જેવો સદુપયોગ કરવો જોઇએ તેવો સદુપયોગ કરી શકતો નથી, ને પાછળથી તે ઘણો પસ્તાય છે, પણ તે પસ્તાવું તેને ઉપયોગી થતું નથી.

સંધ્યા કરો, જપ કરો, દેવપૂજન કરો, શાસ્ત્રનું વાચન કરો, સદાચરણનું પાલન કરો, અને આત્માના સ્વરૂપનો વિચાર કરો.

પરમાર્થનાં સાધનોનું જેટલું વધારે સેવન કરશો તેટલો તમને વધારે લાભ થશે. તમારા મનને તેથી શાંતિ, સંતોષ ને સુખ મળશે.

સંસારનાં કામોમાંથી સમય મેળવી અવશ્ય પરમાર્થનાં સાધનોનું સેવન કરો. સત્પુરુષોનો સમાગમ કરો, ને તેમના ઉપદેશનું આદરપૂર્વક પરિપાલન કરો. હૃદયને શુદ્ધ ને સ્થિર કરો.

શુભકર્મનું ફલ શુભ છે, અને અશુભકર્મનું ફલ અશુભ છે, માટે શુભકર્મમાં સતત આદર રાખો, અને અશુભકર્મથી મન, વાણી ને શરીરને પાછાં વાળતા રહો.

દીનદયાલુ પ્રભુની ભક્તિ કરો, તેમનું પ્રેમપૂર્વક સ્મરણ કરો, તેમનું પ્રેમપૂર્વક ધ્યાન કરો, ને તમારું જીવન તેમનામય કરો, કે જેથી તમારો મનુષ્યજન્મ સફલ થાય.

ઉપર જણાવેલા ઉપદેશનું આજથીજ શુદ્ધભાવથી પાલન કરશો, ને પરમાર્થમાં આગળ વધશો.

૧૯૨ × પોતાના શ્રીસદ્‌ગુરુને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરતી વેલા મારો શુદ્ધાત્મા શ્રીસદ્‌ગુરુના પરમાત્મસ્વરૂપમાં અભેદભાવ પામે છે એવી ભાવના શિષ્યે કરવી.

ઇષ્ટમંત્રનો જપ કરતી વેલા પોતાનાં સગાંવહાલાંનું સ્મરણ થાય તો તેમાં પરમાત્મસ્વરૂપ રહેલું છે એવો વિચાર કરવો, અને નાભિને તથા હૃદયને બરડાની કરોડભણી થોડાં થોડાં આકર્ષી રાખવાં.

× ધનવાન્ તથા પુત્રવાન્ થવામાં ઘણી વેલા મનુષ્યનું પૂર્વજન્મનું

બલવાન્ શુભકર્મ હેતુભૂત હોય છે. વર્તમાનજન્મમાં પરમાદરથી કરેલું શુભકર્મ પણ તેમાં હેતુભૂત થઇ શકે છે.

જે સ્થલે પોતાના ઉપર કે કોઇ નિર્દોષના ઉપર કોઇના તરફથી અન્યાય થતો હોય ત્યાં પ્રમાણ ને યુક્તિથી જેને કહેવું ઘટે તેને તેજસ્વીપણે તે કહેવું. સાત્ત્વિકવિગ્રહ કરવો ઘટે તો તે પણ કરવો. જ્યાં પોતાનો ઉપાય નજ ચાલી શકે ત્યાં સહનશીલતા પણ રાખવી.

ઊભાં ઊભાં મોટી પ્રતિમાપર અલ્પસમય ત્રાટક થઇ શકે, વિશેષ સમય ત્રાટક ન થઇ શકે.

૧૯૩ × સંધ્યાના મંત્રોમાં ઋષિછંદાદિ બોલવાની ઇચ્છા થાય તો તે સંસ્કૃતમાં કે ગુજરાતીમાં બોલી જવા. ન બોલવાથી કાંઇ ક્રિયાની ન્યૂનતા થતી નથી. જે મંત્રથી જે ક્રિયા કરવી જોઇએ તે કરવી. ગાયત્રીમંત્રના ઋષિ આદિ જાણવા, ને તેનો જપ કરવા પહેલાં તે મનમાં વિચારી લેવા.

માધ્યાહ્નસંધ્યાદિનો ઉત્તમકાલ ૧૧ થી ૧ સુધી, દિવસ ઊગ્યા પછીથી ૧૧ સુધીનો મધ્યમકાલ ને ૧ થી સૂર્યાસ્તસુધીનો કનિષ્ઠકાલ જાણવો.

લઘુસંધ્યામાં નિત્યકર્મપ્રમાણેના ઉપસ્થાનના મંત્રો ભણી શકાય.

તમારે પ્રભુના સાકારસ્વરૂપનું ધ્યાન કરવું. શાંતતેજોમય ૐનું કે **શ્રીમ**હેશ્વરનું એ બેમાંથી તમને જેમાં વધારે પ્રેમ પ્રકટે તેનું ધ્યાન કરવું. ધ્યાનના પરિપાકે તેમની સાથે સંભાષણાદિ થઇ શકે. જગત્‌ને ભૂલી ધ્યેયમાં બહુ પ્રીતિ ઉપજાવી ધ્યાન કરવું જોઇએ, ને જાગ્રત્‌માં તેમાં મન રહ્યા કરે એવો પ્રયત્ન કરવો જોઇએ. સગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થયે તેઓ પોતાના નિર્ગુણસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવે. સગુણોપાસકને જ્ઞાન ન થાય તો તે પોતાની ઉપાસનાના પરિપાકે પોતાના ઇષ્ટદેવના લોકમાં જાય.

જગત્ મિથ્યા છે એવો દૃઢ અનુભવ ન થાય ત્યાંસુધી વ્યવહારનાં સર્વ કર્મો ચિત્તશુદ્ધિમાટે મુમુક્ષુએ પવિત્રપણે કરવાં.

ભોગના અધિકારીઓને ભોગનાં સાધનો પ્રાપ્ત થાય, ને મોક્ષના અધિકારીઓને મોક્ષનાં તથા જ્ઞાનનાં વિવેકાદિ સાધનો પ્રાપ્ત થાય, માટે ઈશ્વર જીવોનાં કર્મોપ્રમાણે જગત્ રચે છે. ×

કૉડલીવરઓઇલ દવામાં નજ ચાલે તો ક્ષત્રિય લઇ શકે. ડુંગળી, લસણ ને પતાળુગાજર વૈદ્યની આજ્ઞાથી દ્વિજ દવામાં વાપરે તો તેણે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. ચોખ્ખો દેશી દ્રાક્ષાસવ ને ચા દવાતરીકે વાપરી શકાય.

મહાશિવરાત્રિએ પ્રસાદીતરીકે ભાંગ લેવી હોય તો તે અંજલિમાં થોડી લેવી.

પાણીમાં કરેલાં થેપલાંને સ્પર્શદોષ વિશેષ લાગે છે, માટે તે અભડાય છે એમ મનાય છે, અને કેળના પાણીથી વા દૂધથી બાંધેલાં થેપલાંને સ્પર્શદોષ લાગતો નથી માટે તે અભડાતાં નથી એમ મનાય છે.

× સ્વચ્છતા નહિ રાખનારા મનુષ્યની પાસેથી કે તેની દુકાનેથી કાંઈ વસ્તુ ન ચાલતાં લેવી પડે તો તેનું ગાયત્રીમંત્રથી પ્રોક્ષણ કરવું, પછી તે ઉપયોગમાં લેવી. એવા લોકોનો સંસર્ગ થાય તો પછી માર્જનના મંત્રોથી માર્જનસ્નાન કરવું. વહેમી સ્વભાવ રાખી મુંઝાવું નહિ. જો પાણીના ગોળાને એઠી વસ્તુ અડી જાય તો પાણીનો માટીનો ગોળો કાઢી નાંખવો.

ઢેઢને અડવાથી જેમ દ્વિજને સ્નાન કરવું પડે છે તેમ તે ઢેઢ ભલે મુસલમાન કે ખ્રીસ્તિ થયો હોય તોપણ તેને અડવાથી દ્વિજે ને વિશેષે બ્રાહ્મણે સ્નાન કરવું જોઇએ.

આપત્કાલમાં કડીઆનું કામ કરનારા ઢેઢ કે ભંગી કડીઆપાસે ઘર ચણાવી શકાય, ને મકાનના પાયા પણ તેની પાસે પૂરાવી શકાય.

એવા ઘરમાં રહેવા જવાનું નજ ચાલતાં દ્વિજને થાય તો તેવા ઘરની ભીંત તથા ભૂમિ આદિને તીર્થોદક છાંટી પવિત્ર કરવાં. ઢેઢની પાસેથી તેમણે વણેલાં નવાં વસ્ત્રો જલથી પ્રોક્ષણ કરીને લેવાય. તેમને જોવા આપેલું નવું વસ્ત્ર પ્રોક્ષણ કરીને પાછું લેવાય. જે વેલા ઢેઢ આદિ નદીમાં ઉપરવાસ દેખાય એટલે છેટે નાતાધોતા હોય તે વેલા દ્વિજે નીચાણના ભાગમાં નાવું, ધોવું કે પાણી ભરવું નહિ. તલાવમાં કે કૂવામાં તે લોકોની સાથે દ્વિજે પાણી ભરી શકાય નહિ. મોટા લાકડાવિનાની બીજી વસ્તુને તે લોકો અડ્યા હોય, ને તેની પ્રોક્ષણાદિથી શુદ્ધિ ન કરી હોય તો દ્વિજે તેને અડીને સ્નાન કરવું. જે દ્વિજ અસ્પૃશ્યતાને ન માની તે પ્રમાણે વર્તતો હોય તેવા દ્વિજને ત્યાં આસ્તિક દ્વિજે ભોજન લઇ શકાય નહિ, ને તેનું જલ પી શકાય નહિ. કબર ખોદનાર મુસલમાનને અડી જવાય તો દ્વિજે સ્નાન કે માર્જનસ્નાન કરવું. મલત્યાગ કરવા જતી વેલા માથાપર વસ્ત્ર વીંટવાથી તે વેલા અપાન બલવાન્ થાય છે. વિવેકબલવાળી બુદ્ધિ તે પ્રજ્ઞા, ને સ્મરણ-શક્તિના બલવાળી બુદ્ધિ તે મેધા. ×

× આંખને સવારસાંજ નિર્મલ જલથી સારી રીતે ધોવી જોઇએ, ને દાંતને દંતમંજનથી ને દાતણથી સ્વચ્છ કરવા જોઇએ. યોગથી મંદમધ્યમવેગવાળું પ્રારબ્ધકર્મ ફેરવી શકાય. જગત્‌ના વિનાશીપણાના તથા મૃત્યુના વિચારથી ઉદાસીનતા થાય ત્યારે આત્માના અમરપણાના વિચારથી પરમાર્થના કર્તવ્યમાં મનને વધારે વેગથી જોડવું.

બહુ સંશયી સ્વભાવ ન રાખવો.

૧૯૪ × ચાલુ થયેલા નવા વર્ષમાં શ્રદ્ધા, ઉમંગ ને સાવધાનતાથી તમે તમારા અંતઃકરણને આત્મસ્વરૂપમાં વિશેષ સ્થિર કરતા રહેશો.

નવા વર્ષમાં વ્યવહારને વ્યવસ્થાવાળો રાખી, શરીરનું આરોગ્ય જાળવી, મનની શાંતિમાં વધારો કરી, સ્વરૂપાવબોધ દૃઢ કરતા રહેશો.

સર્વશુભરૂપ પરમાત્માના સ્મરણધ્યાનથી નવું વરસ શુભકર નીવડશે, ને પરમાર્થમાં આગળ વધાશે.

પ્રવૃત્તિકાલે પણ ધૈર્ય, જાગૃતિ ને વિરાગ રાખવાથી નિદિધ્યાસન ન્યૂનાધિક ચાલુ રહી શકે.

વ્યવહારકાલે દૃશ્યમાં અસત્યપણાની બુદ્ધિ જો દૃશ્યમાં મિથ્યાપણાની ભાવના દૃઢ કરી હોય તો રહી શકે.

વૈરાગ્યમાં વધારો કરવાથી ને વ્યવહાર પરિમિત રાખવાથી મનને ક્ષોભરહિત રાખવાનું બલ મેળવી શકાય.

તત્ત્વાનુચિંતન, વાસનાક્ષય ને મનોનાશનો અભ્યાસ કરવાથી ક્રોધલોભાદિકનો પરાભવ કરી શકાય છે. ×

૧૯૫ × તમારા અંતઃકરણની વિશુદ્ધભાવનાથી અંતઃકરણને સંતોષાનુભવ થયો. હજી પણ તમારા અંતઃકરણને તમે એવી વિશુદ્ધભાવનાથી વધારે વધારે અલંકૃત કરતા રહેશો.

સદ્ગુરુમહિમ્નસ્તોત્રના શ્લોકોમાં જણાવેલા શુભભાવથી તમે તમારા મનને વિશેષ વિભૂષિત કરી તેની શાંતિમાં ને સમતામાં વધારો કરવા સર્વદા પ્રયત્નશીલ રહેશો.

પરમોદાર પ્રભુપાસે તેમના અનન્યભક્ત જે જે યાચના કરે છે તેમની તે તે યાચના સફલ કરવા દીનવત્સલ પ્રભુ સર્વદા સમર્થ છે.

પ્રતિકૂલ પ્રસંગોની પ્રાપ્તિ થયે તમારું મન જ્યારે જ્યારે ખેદાનુભવ કરવા લાગે ત્યારે ત્યારે તમારે તમારા મનને સમજાવવાનું કેઃ— "હે મન! અહીં બ્રહ્મથી ભિન્ન કાંઈ પણ સત્ય નથી, છતાં તું આ પ્રતિકૂલ પ્રસંગને મૂર્ખાઇથી સત્ય માની લઈ શામાટે ખેદાનુભવ કરે છે? તું પોતે પણ વસ્તુતાએ બ્રહ્મથી ભિન્ન નથી તો તારા પરમાનંદસ્વભાવને છોડી દઇ તારે શામાટે તપવું જોઇએ? જો કોઈ તારા ઉપર અસત્ય આરોપ કરે તો તારે ક્રોધને વશ થવું પણ ઉચિત નથી, કેમકે અસત્ય-

પરાયણ દુષ્ટ મનુષ્યો તારા ઉપર અસત્ય આરોપ કરે તે સ્વાભાવિક છે. એવા પામર ને પોતાના દુષ્ટસ્વભાવને વશ વર્તતા મનુષ્યના અસત્ય આરોપને મિથ્યા ગણી હસી કાઢવા એમાંજ તારી શોભા છે. હે મન! શાંત થા, ને સદ્ગુરુના તથા સત્‌શાસ્ત્રના ઉપદેશનું સ્મરણ કર." એવી વેલાએ સદ્દ્ગુરુના સ્વરૂપનું ધ્યાન કરવાથી તથા હૃદયને શાંત કરનારું કોઈ ભજન બોલવાથી પણ મનનો ઊકળાટ શમે છે.

પ્રભુના અનન્યાશ્રયમાં મનને અધિક અધિક દૃઢ કરી સુપ્રસન્ન રહેશો.

પ્રભુમાં નિષ્કપટભાવે તીવ્રવેગથી પોતાનું મન જોડનાર મનુષ્યનું જીવન પ્રતિબંધક સંસ્કારો દૂર થયે બદલાઈ જાય છે. જે મનુષ્યનું જીવન પ્રભુભક્તિ કરતાં છતાં બદલાતું નથી તેની પ્રભુભક્તિમાં કોઈ પણ પ્રકારનો દોષ હોવો જોઇએ. ×

૧૯૬ × શ્રદ્ધામાં અંતઃકરણના દ્રવને એકત્ર કરવાનું બહુ બલ રહેલું છે, અને ઉત્સાહથી અંતઃકરણ ધ્યેયભણી વેગવાળું થઈ ધ્યેયને પ્રાપ્ત કરવાનો સદાગ્રહવાળો પ્રયત્ન કરે છે, અને અંતે તે ઇચ્છિતને મેળવી શાંત ને સુખી થાય છે.

તમે ...નો થઈ શકે તેટલો જપ શ્રદ્ધાપ્રીતિથી કરતા રહેશો, ને ...પર જેટલું ત્રાટક સુખપૂર્વક થઈ શકે તેટલું કરશો. તે વેલા મનોવૃત્તિને ... રોકેલા ચેતનમાં સ્થિર કરશો. પ્રતિબંધક સંસ્કારોનું બલ શાંત થયે વ્યાવહારિક અનુકૂલતા પ્રાપ્ત થશે, અને પૂર્વોક્ત શુભકર્મનો પરિપાક થયે આત્મસ્વરૂપનો અનુભવ કરવાની યોગ્યતા અંતઃકરણને પ્રાપ્ત થશે.

ઉપર જણાવેલું શુભકર્મ દૃઢતાથી ચાલુ રાખવું. જે તે માર્ગે મનને ભટકવા નજ દેવું. મનનો અવિધેયભાવ જાળવવો. *

૧૯૭ × તમારા પ્રભુભક્તિપરાયણ ને સેવાનિષ્ઠ હૃદયમાં વિયોગથી

દુ:ખાનુભવ થાય એ સ્વાભાવિક છે, પણ હૃદયમાં સદૈવ વિરાજતા પ્રભુમાં તમારે તમારા મનને સ્થિર કરી પ્રસન્ન રહેવું ઉચિત છે. મનુષ્યનું હૃદય ભાવના પ્રમાણમાં પ્રભુનું સ્મરણ કરે છે.

પ્રભુની બાહ્યસેવામાં વિશેષ જોડાવાથી અન્ય જનોને તમારા પ્રતિ દ્વેષ થાય, તેથી પ્રભુની બાહ્યસેવા પ્રયોજનજેટલીજ નિયમને અનુસરીને થાય તે ઇચ્છવાયોગ્ય છે. પ્રભુની આંતરસેવા કરવામાં તમે સર્વદા સર્વથા સ્વતંત્ર છો, અને તેમ કરવાથી તમારો કોઈ દ્વેષ પણ કરી શકશે નહિ.

પ્રભુના પરમરમણીયસ્વરૂપમાં પરમપ્રેમથી મનને વિશ્રાંતિ આપી હૃદયને પ્રફુલ્લ કરનારા તેમના ઉપદેશનું મનોમય શ્રવણ કરી મનને શીતલ ને હસતું રાખશો, અને બહારથી દેહવ્યવહાર ને પ્રાપ્તવ્યવહાર શરીરનું આરોગ્ય સાચવીને કરશો. મનની મૂઢતા પણ ચિદ્રૂપ પરમાત્મામાં મનને સંલગ્ન કરવાથી દૂર થશે. સમર્થ પ્રભુમાં મન સુસ્થિર રાખવાથી ભવસાગર તરવો સુલભ થઈ જશે, ને ત્રિકાલને બદલે પ્રભુનાં સર્વકાલ દર્શન થશે.

## પત્ર ૧૯૮–૨૦૮

× જાતે સેવા કરવી એટલે પોતાના સેવ્યની પોતાના નોકરદ્વારા સેવા ન કરાવવી, પણ પોતાના અધિકારપ્રમાણે ઘણામાં ઘણો પ્રેમ, ઘણામાં ઘણો વિનય, ઘણામાં ઘણો વિવેક, ઘણામાં ઘણી સાવધાનતા ને ઘણામાં ઘણી પવિત્રતા રાખીને પોતાના સેવ્યની સેવા પોતે કરવી. ખાનપાનના પદાર્થો તૈયાર કરી નિવેદન કરવા, તથા ધૂપાદિ નિવેદન કરવાં, એ સેવાથી ભક્તને જે લાભ થાય છે તેના કરતો ઉપાસ્યની પ્રત્યેક આજ્ઞાનું સ્મરણ રાખી તેનું પરમપ્રીતિથી સમજપૂર્વક પરિપાલન કરવું, અને તેમણે ઉપદેશેલાં સાધનોનું પરમાદરથી સદા અનુષ્ઠાન કરી પોતાના ચિત્તની શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો

કરવો તે રૂપ તેમની ઉત્તમપ્રકારની સેવા કરવાથી વધારે લાભ થાય છે. જેમ ચામર, છત્ર ને વ્યજનાદિથી રાજાની સેવા કરનારા સર્વના ઉપર તેમની યોગ્યતાનુસાર તે રાજાની કૃપા થાય છે તેમ સ્ત્રીપુરુષો પોતાના ગુરુની સેવા યથાધિકાર કરે તો તેમની યોગ્યતાપ્રમાણે તેમના સર્વના પર ગુરુની કૃપા થાય છે.

પરમાનંદઘન પરમાત્મામાં અભેદભાવે મનને વિશ્રાંતિ આપી મનમાં પ્રકટતા દાહને શાંત કરવા પ્રયત્ન કરવો. હૃદયને વિકસિત કરી અંતર્યામીની અભિમુખ રાખો, કે જેથી તેમની કૃપાનું તમને ભાન થઈ તમારું મન શીતલ થાય. ધાર્યું કરવાનો સ્વભાવ દુઃખદ ને આજ્ઞાને પ્રસન્નતાપૂર્વક શિરોધાર્ય ગણી તેનું અનુસરણ કરવાનો સ્વભાવ સુખદ ગણાય છે.

* જેમાં સર્વ દેવો રહ્યા છે એવા મુખ્યદેવનું શ્રદ્ધાપ્રીતિથી જો પૂજન થશે તો અંતઃકરણ દ્વિધાવૃત્તિથી રહિત થઈ વિશેષ ઉન્નત થશે. ×

મસ્તિષ્કમાં ને શરીરમાં ઉષ્ણતા જણાતી હોય તો સવારે ને સાંજે ચંદ્રભેદન પ્રાણાયામ આશરે પાંચ પાંચ મિનિટ કરવા.–ડાબે નસકોરેથી વાયુ ચઢાવી જમણે નસકોરે ઊતાર્યા કરવો, કુંભક ન કરવો.

**"अविनयमपनय विष्णो दमय मनः शमय विषयमृगतृष्णाम् ।**
**भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥"**

એવી ભાવના પરમાત્માના ભક્તો પોતાના અંતઃકરણમાં સદા કર્યા કરે છે.

૧૯૯ × બુદ્ધિમાં વિવેક, વિરાગ ને કર્તવ્યપરાયણતા વધારવાથી તથા બુદ્ધિની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતામાં વધારો કરવાથી મનુષ્યના અંતઃકરણની પ્રસન્નતા સર્વદા બની રહે છે.

મનુષ્ય જ્યારે પોતાના સદ્‌ગુરુના ઉપદેશનું મનન કરી તેનું સતત

આદરપૂર્વક અનુસરણ કરે છે ત્યારે તે મનુષ્ય પોતાના અંતઃકરણને શાંત ને સુખી રાખવા સમર્થ થાય છે.

૨૦૦ * આ ત્રીજા જન્મના તેરમા વર્ષમાં તમે જે જે શુભ ભાવનાઓ કરી છે તે તે શુભ ભાવનાઓને સફલ કરવા બાહ્યસામગ્રી, શરીર, ઇન્દ્રિયો, અંતઃકરણ અને જીવાત્માથી ઘણામાં ઘણો ઉજ્જવલ પ્રયત્ન કરશો.

તમારું હૃદય અને તમારાં નેત્ર પરમાત્માની દિવ્યજ્યોતિને સદા નિરખ્યા કરે, એક ક્ષણ પણ તેમનાથી વિમુખ ન થાય એવી સાવધાનતા સેવવા પ્રયત્ન કરશો. એવા પ્રયત્નથી હૃદયઉપરનાં અજ્ઞાનરૂપી પડળો નિવૃત્ત થઈ જશે.

ઉપરનો પ્રયત્ન અજ્ઞાનરૂપ અંધારા કૂવામાંથી તમારા જીવાત્માને બહાર કાઢી બ્રહ્મરૂપ અત્યંત રમણીય પ્રદેશમાં લઈ જશે, કે જ્યાં વિયોગ, રોગ અને માનસપરિતાપનો ગંધ પણ નથી.

પરમાત્માના સ્વરૂપમાં ઉત્તરોત્તર વિશેષ શ્રદ્ધા, વિશેષ પ્રીતિ ને વિશેષ એકનિષ્ઠા વધારશો. પ્રભુથી ભિન્ન જે જે પ્રાણિપદાર્થમાં પ્રેમ રહ્યો હોય તેને નિવૃત્ત કરવા ધૈર્ય ને જાગૃતિથી પ્રયત્ન કરતા રહેશો, ને પ્રભુમાં પરમપ્રીતિ સુસ્થિર કરશો. હૃદયમાં વિરાજતા પ્રભુ જે રીતે તમારા ઉપર અધિક અધિક અનુગ્રહ કરે તેવા વિચાર અને પ્રયત્ન ઉમંગથી સેવતા રહેશો.

દેહાભિમાન ઉત્તરોત્તર ગલિત કરતા રહેશો. તમે સુરત આવી પહોંચ્યા હશો, ને પરમાત્મામાં સુરત (સુ+રત) થવા વિચાર હશે. *

આ તેરમા વર્ષમાં પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, મન, બુદ્ધિ અને ચિત્ત એ તેર કરણોને પરમાત્માથી અભિન્ન કરવાનો પરમાદરથી પ્રયત્ન કરવાનો છે, તે તમારા ધ્યાનબહાર નહિ હોય.

૨૦૧ * ભવ્ય પ્રકાશ, મધુર નાદ ને સહજસુખનો અનુભવ કરવા પ્રયત્નશીલ રહેવાનું હશે.

શોકના પારરૂપ પરમાનંદમાં મનને સર્વદા નિમગ્ન રાખવા સર્વદા પ્રયત્ન કરતા હશો.

૨૦૨ × તમે પરમાત્માને જે જે વિશેષણોથી સંબોધો છો તે તે વિશેષણોનો અર્થ તમે સંપૂર્ણ રીતે સમજતા હશો, અને તમારું અંતઃકરણ તે પ્રમાણે કોઈ પણ પ્રકારના સંશયવિના માનતું હશે.

* જપ ને ધ્યાનવડે મનની સ્થિરતામાં, સૂક્ષ્મતામાં, શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો.

પ્રકાશનો અનુભવ વધે એવો પ્રયત્ન શુભભાવનાથી કરતા રહેશો. ઇન્દ્રિયોના ને મનના બાહ્યવેગો રોકી તેમને આત્માભિમુખ કરીને સવારસાંજ વા રાત્રે બેસશો તો નાદાનુભવ થવા લાગશે, ને એ નાદાનુભવથી મન વધારે શાંતિનો અનુભવ કરવા લાગશે.

શુભભાવનામાં તીવ્ર લાગણીથી વધારો કરતા રહેશો.

× મન અડગ વિશ્વાસ ને પરમપ્રેમથી પરમાત્મામાં વિશ્રાંતિ લેવા સમર્થ થાય એવા વિચાર ને વર્તન સેવાતાં હશે.

સાચી શાંતિ ને સાચું સુખ મનુષ્યના હૃદયમાં સ્થિત પરમાત્મામાં છે, બહારના પદાર્થોમાં કે પ્રાણીઓમાં તે બંને નથી એ વાત તમને સ્પષ્ટ સમજાવા લાગી હશે.

૨૦૩ × પૂર્વકાલમાં મનુષ્યોનું વધારેમાં વધારે ૧૨૦ વર્ષનું આયુષ્ હશે એમ શ્રુતિઓનાં વચનોથી જણાય છે. મનુષ્યોનાં હજારો વર્ષનાં આયુષ્ હોવાનું જે પુરાણોમાં જણાવવામાં આવે છે તે દિવસને વર્ષ ગણીને કહેલ હશે એમ અનુમાન થાય છે, અને કવચિત્ ઘડીને વર્ષ ગણીને પણ કહેલ હશે.

ધર્માઉ ખાતામાંથી ગરીબ ને સદાચરણી સગાંવહાલાંઓને યોગ્ય સાહાય્ય કરી શકાય.

પ્રાણવાયુના રોધવડે રક્તાશય મંદવેગવાળું કરવાથી નાડીઓની

ગતિ બહુ શિથિલ કરી શકાય, તેથી નાડીઓની ગતિ લગભગ બંધ પડી ગઈ હોય એમ જણાય છે.

સ્થૂલ વિષયોમાં ચિત્તની એકાગ્રતા કરવી હોય તેમાં ચિત્તશુદ્ધિની વિશેષ આવશ્યકતા હોતી નથી.

૨૦૪ × પરમાત્માની પ્રેમલક્ષણાભક્તિમાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો, અને સંસારના જે જે પ્રાણિપદાર્થમાં દૃઢરાગ રહ્યો હોય તેને શિથિલ કરતા રહેશો. ×

એકનિષ્ઠાવાળી પરમાત્માની ભક્તિમાં વધારો કરવા પ્રયત્નશીલ રહેશો. એક પરમાત્માનુંજ ચિંતન, એક પરમાત્માનુંજ ધ્યાન, એક પરમાત્માનુંજ પૂજન અને એક પરમાત્માનુંજ વંદન કરવાથી તેમના અનુગ્રહવડે એકજ અદ્વિતીય બ્રહ્મને પ્રાપ્ત થવાય છે.

પરમાત્માના દર્શનમાટેની શબરીના જેવી તમારી આતુરવૃત્તિના સમાચાર જાણ્યા. મનુષ્યના પુણ્યપુંજનો પરિપાક થાય છે ત્યારેજ ઇષ્ટના દર્શનનો અનુકૂલ સંયોગ પ્રાપ્ત થાય છે.

અંતઃકરણનો વિકાસ અને અંતઃકરણની સુપ્રસન્નતા વધારી પ્રસન્ન રહેશો.

૨૦૫ × × તમે તમારા અંતઃકરણને સર્વદા સુપ્રસન્ન રાખવા પ્રયત્નશીલ રહેશો. પરમાનંદરૂપ પરમાત્માથી તમે તમારા મનને જૂદું પડવા ન દેશો. પ્રભુ તમારાથી દૂર નથી, તેઓ તમારા હૃદયમાં ને તમારી આસપાસ સર્વત્ર ભરપૂર છે.

× પરમાનંદરૂપ પરમાત્મામાં તમે તમારા મનને બની શકે તેટલી વધારે વિશ્રાંતિ આપતા રહેશો.

૨૦૬ × મનુષ્યના અંતઃકરણમાં રહેલા વિચ્છિન્નાવસ્થાવાળા ને તન્વવસ્થાવાળા કલેશો બાહ્યાભ્યંતરની અનુકૂલ સામગ્રી મળતાં ઉદારાવસ્થાને પામે છે, માટે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર,

ધારણા, ધ્યાન, સમાધિ, સંયમ ને સંપ્રજ્ઞાતયોગવડે-વિવેકખ્યાતિવડે-એ ત્રણે અવસ્થાવાળા કલેશોને દગ્ધબીજભાવને પમાડવા જોઇએ. પ્રથમ ઉદારાવસ્થાવાળા કલેશોને શમદમાદિના સેવનવડે તનુ-ક્ષીણ-કરવા જોઇએ. પછી ધારણાદિવડે વિવેકખ્યાતિને-આત્માના ને બુદ્ધિના સાક્ષાત્કારને-પામીને તેને દગ્ધબીજભાવસ્થિતિને પમાડવા જોઇએ.

પ્રસુપ્તકલેશો પણ અનુકૂલ સામગ્રી મળે એટલે ઉદારાવસ્થાને પામી જીવને અપકાર કરે છે, એટલે તેને પણ વિવેકખ્યાતિવડે દગ્ધ-બીજભાવને પમાડવા જોઇએ.

તનુ, વિચ્છિન્ન ને પ્રસુપ્ત અવસ્થાવાળા કલેશો તે તે સ્થિતિમાં જીવને-પુરુષને-અપકારક થતા નથી, પણ જ્યારે તે ઉદારાવસ્થાને પામે છે ત્યારે તે જીવને અપકાર કરે છે, માટે તેને દગ્ધબીજભાવને પમાડવા મુમુક્ષુએ પ્રયત્ન કરવો જોઇએ.

જાગ્રદવસ્થામાં કે સ્વપ્નાવસ્થામાં જ્યારે કોઇ પણ કલેશ વિશેષે રાગદ્વેષનામના કલેશ ઉદારાવસ્થાને પામે છે ત્યારે તે જીવને અપકાર કરનારા થાય છે. એ કલેશનું અપકારકપણું દૂર કરવા વિવેક, વૈરાગ્ય, શમ ને દમનો જાગ્રત્‌માં સદાગ્રહપૂર્વક અભ્યાસ કર્યા કરવો જોઇએ. એમ કરવાથી વિવેકાદિના સંસ્કાર અભ્યાસીના અંતઃકરણમાં પડે છે, ને તે સંસ્કારો બલવાન્ થાય ત્યારે સ્વપ્નાવસ્થામાં પણ તે અભ્યાસીનું તે કલેશોથી રક્ષણ કરે છે, પણ જ્યાંસુધી અભ્યાસીના અંતઃકરણમાં વિવેકખ્યાતિનો ઉદય ન થાય ત્યાંસુધી તે કલેશો નિર્મૂલ થતા નથી, અર્થાત્ ફલ આપવાના સામર્થ્યનો પરિત્યાગ કરતા નથી. વિવેકખ્યાતિવડે એ કલેશો બળી જવાથી ફરી ઉદય પામતા નથી માટે કલેશોની નિવૃત્તિ કરવા ઇચ્છનાર મનુષ્યે વિવેક, વૈરાગ્ય, શમ, દમ, ધારણા ને ધ્યાનાદિનો અભ્યાસ પરમાદરપૂર્વક ચાલુ રાખી વિવેકખ્યાતિ પ્રાપ્ત કરવી જોઇએ. કોઈ પણ વિષયનો અભ્યાસ ઇચ્છિતની પ્રાપ્તિનો હેતુ છે.

૨૦૭ × શાસ્ત્રોક્ત કર્મઉપાસના આદિનું સેવન રાખી લોકના ભલામાટે નિષ્કામભાવથી શાસ્ત્રાનુસારિણી જે પ્રવૃત્તિ થાય તે પ્રવૃત્તિ પરિણામે હિતકર છે.

યોગ્યતા મેળવ્યા વિના કેવલ સેવામાર્ગ જોઇએ તેવો ઉપકારક થતો નથી.

કૃષ્ણ, રક્ત અને શુકલ બ્રહ્મચર્યપર્યંત પહોંચી પછી વિમલ-બ્રહ્મચર્યનું પરિપાલન કરવું ઉપકારક છે. ઇન્દ્રિયસંયમ ક્રમપૂર્વક શરીરને વ્યથા ન થાય તેમ કરવો જોઇએ. શરીરમાં અશક્તિ આવી જાય એવા ઉપવાસ કે વ્રત કરવાં એ શાસ્ત્રીયદૃષ્ટિએ યોગ્ય નથી.

આરોગ્યમાટે તળેલી વા શેકેલી પવિત્ર વસ્તુ ખાવામાં અડચણ નથી. આહાર પરિમિત અને પથ્ય રાખવો. સાત્ત્વિક અને પરિમિત આહાર ઉપવાસથી પણ વધારે સારું ફલ આપે છે.

ધૂમ્રપાન કરનારા મંડલમાં બેસવાનો પ્રસંગ આવે ત્યારે સાચવીને બેસવું, કે જેથી પોતાની દિશામાં ધૂમ્રનો પ્રવાહ ન આવે.

ઇન્દ્રિયોનું દમન ક્રમપૂર્વક કરી તે નિર્દોષ પ્રવૃત્તિ કરે તેવી સ્થિતિમાં તેમને લાવી મૂકવી. શાસ્ત્રીયપરિભાષામાં કહીએ તો પ્રત્યેક ઇંદ્રિયને પોતાના અધિદેવસાથે અભેદભાવવાળી કરવી.

મુમુક્ષુએ સેવામાર્ગને માટે પૈસા એકઠા કરવાના પ્રયત્નમાં પડવું તે યોગ્ય જણાતું નથી. શુભકર્મ અને જપતપ વગેરે કરતાં અનાયાસે અન્ન, વસ્ત્ર ને દ્રવ્ય આદિ જે મળે તે ઉપર નિર્વાહ ચલાવવો, અને અનુકૂલતા-પ્રમાણે પરોપકારરૂપ સેવાધર્મ ચાલુ રાખવો. પોતાને અન્ન, વસ્ત્ર કે પુસ્તક જેટલું અપેક્ષિત હોય તેટલું કોઈ સુયોગ્યપાસે માગતાં પ્રત્યવાય નથી.

ખેડુતોને નીતિને માર્ગે ચાલવા, પોતાની ખેડ સારી રીતે કરવા, કરકસરથી વર્તવા, નિત્યકર્મ ને પ્રભુભજન કરવા, અને ઉપયોગપૂરતું ભણવા ઉપદેશ અપાય તે હિતકર છે.

સનાતનધર્મનો ઉદ્ધાર કે પ્રસાર કરવા પ્રયત્ન કરવો એ સમજુ બ્રાહ્મણનું કર્તવ્ય છે.

શ્રદ્ધાભક્તિથી કોઈ અન્ન આપી જાય તો તે લેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. કોઇને ઘેર લેવા જવું કે ન જવું એ તમારી ઇચ્છાનો વિષય છે. કોઇ નિમંત્રણ કરે તો તેને ઘેર જઈ અન્નાદિ લાવવામાં શાસ્ત્રીયરીતે બાધ નથી.

યોગ્ય વેપાર કરનાર વેપારી પોતાની કમાઇમાંથી શ્રદ્ધાપ્રીતિથી કંઈ અર્પણ કરે તો તે લેવામાં કે કોઈ શૂદ્ર પણ ભાવથી અર્પણ કરે તો તેમનું અન્નાદિ લેવામાં પણ ધર્મ પાળનાર બ્રાહ્મણને બાધ નથી.

ખેડુતોને ત્યાંનો લોટ જો એઠો હોવા સંભવ હોય તો તે ન લેવો.

દેવપાસે કોઈ ધરી જાય, અને તેનો પૂજક ઉપયોગ કરે તો તેમાં પણ બાધ નથી.

શ્રાવણમાસમાં પૂજા કરી તેનું ફલ અન્યને આપવું તે ઉત્તમ બ્રાહ્મણને ઉચિત નથી, પણ કોઇની ખાસ પ્રાર્થનાથી શ્રીશંકરનું પૂજન કરવામાં આવે, અને તે નિમિત્તે તેને તે પૂજા કરાવનાર ગૃહસ્થ દક્ષિણા આપે તો તે લેવામાં વાંધો નથી.

ગ્રહના જપમાં, શ્રાદ્ધકર્મમાં કે વિવાહના પ્રસંગમાં પ્રવૃત્તિ કરવી કે નહિ તે બ્રાહ્મણની ઇચ્છાનો વિષય છે. એમ કરવામાં કાંઈ પાપ થાય છે એમ નથી. મુહૂર્ત જોઈ આપવામાં પણ પ્રત્યવાય નથી. તેમ એ બધાં કર્મ બ્રાહ્મણે કરવાંજ જોઇએ એવું પણ કંઈ નિયમન નથી.

તમારે તમારું મુખ્ય કામ પડતું મૂકીને તેમાં પ્રવૃત્તિ કરવી એ જો તમારા જીવનના મુખ્ય ઉદ્દેશને વ્યાઘાત પહોંચાડે તેમ હોય તો તે ઇષ્ટ નથી. અંતઃકરણના વિચાર અને પ્રવૃત્તિના દ્રષ્ટા રહી અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા અને સૂક્ષ્મતામાં વધારો કરતા રહેશો.

અસત્‌માંથી સત્‌માં જવું, અંધારામાંથી પ્રકાશમાં જવું, મરણમાંથી

અમરપણામાં જવું અને અશુદ્ધિમાંથી શુદ્ધિમાં જવું એ તમારા જીવનનો ઉદ્દેશ રાખી પ્રયત્નશીલ રહેશો.

૨૦૮ × પોરબંદરના શ્રી૦ જમિયતરામ ડા૦ શુકલે "ખગોળની અપૂર્વ શોધ" એ નામનું જે પુસ્તક છપાવ્યું છે તે પુસ્તક છપાવ્યા પહેલાં તેમણે બતાવ્યું હતું, ને તે ઉપરટપકે જોયું હતું. તે વેલા તેમને કહેવામાં આવ્યું હતું કે પોતાને જે શાસ્ત્રાદિથી જાણવામાં આવ્યું હોય તે યોગ્ય પુરાવાસાથે લોકોને નિવેદન કરવામાં અડચણ નથી, કેમકે તેમ કરવામાં માણસ સ્વતંત્ર છે. તે વિષે યોગ્યાયોગ્યનો વિચાર વાંચનાર મનુષ્યો પોતપોતાના શાસ્ત્રજ્ઞાન ને અનુભવપ્રમાણે કરશે.

જ્ઞાન બે પ્રકારનાં છે, શાસ્ત્રપ્રત્યય ને દૃક્પ્રત્યય. ખગોલશાસ્ત્રપ્રત્યયપ્રમાણે સૂર્ય કંઇક અંશે સ્થિરજેવો પ્રતીત થાય છે, અને પૃથિવી તેની આસપાસ પોતાની કક્ષામાં ફરે છે. સૂર્ય સામાન્યરીતે સ્થિરજેવો જણાય છે, છતાં તેનું પણ કોઈ મોટા ગોલની આસપાસ ભ્રમણ થાય છે. દૃક્પ્રત્યયપ્રમાણે પૃથિવી સ્થિર પ્રતીત થાય છે, ને સૂર્ય તેની આસપાસ ભ્રમણ કરતો હોય એમ પ્રતીત થાય છે. દૃક્પ્રત્યય શાસ્ત્રપ્રત્યયથી બાધ પામવાયોગ્ય ગણાય છે.

તે પુસ્તકના કર્તાએ પોતાના પુસ્તકમાં પુરાવાતરીકે આપેલાં શાસ્ત્રોનાં વચનો અને તેમણે કરેલા અર્થો પ્રામાણિક પ્રાચીન ટીકાકારોના અભિપ્રાયથી જેટલે અંશે ભિન્ન હોય તેટલે અંશે તે પ્રમાણરૂપ ગણાય નહિ.

## પત્ર ૨૦૯–૨૧૯

× આપના અંતઃકરણની શુભ ઉત્કંઠાને સંતોષવા સર્વ મોક્ષશાસ્ત્રોના સારભૂત થોડાં વાક્યો નીચે લખાય છેઃ—

નિત્ય શ્રદ્ધાપ્રીતિથી સૂર્યોપાસન, મંત્રજપ, દેવપૂજન, ચિત્તસંશોધન, પરમાત્મધ્યાન, આત્મવિચાર, શાસ્ત્રવાચન ને શાસ્ત્રશ્રવણવડે અંતઃકરણની

શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો કરવા પ્રયત્ન સેવતાં હશો. સાત્ત્વિકી શ્રદ્ધા, એકનિષ્ઠા ને સદાગ્રહવાળો શુભપ્રયત્ન જિજ્ઞાસુનું પરમહિત સાધવામાં મુખ્ય હેતુરૂપ મનાય છે.

સ્વકર્તવ્યપરાયણ રહી મનની શાંતિ વધારવાથી ક્રોધશોકાદિ મનના દોષો દૂર થઈ મનુષ્યનું મન સહજ ને નિરવધિ સુખનો અનુભવ કરવા ભાગ્યશાલી થાય છે.

વિવેકવિરાગવાળી સૂક્ષ્મબુદ્ધિવડે અહંતામમતાને નિઃશેષ નિવૃત્ત કરી પરમ પવિત્ર ને નિરવધિ નિજાનંદનો અનુભવ કરવા સતત સદાગ્રહ-પૂર્વક શાસ્ત્રોક્ત શુભપ્રયત્ન સેવતાં હશો.

અનાદિકાલથી જીવના અંતઃકરણમાં સુસ્થિર થઈ ગયેલી જીવ-ભાવની વાસના દીર્ઘકાલ, અંતરાયવિના, પરમાદરપૂર્વક બ્રહ્મભાવનાનો અભ્યાસ કરવાથી દૂર થાય છે.

શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવી, બ્રહ્મવિચારમાં યોગ્ય સમય વ્યતીત કરી, દેહાધ્યાસને શિથિલ કરી, સ્વોપકારપરો-પકારવડે ઉત્તમ મનુષ્યજન્મને સફલ કરશો.

જો બની શકે તો દિવ્યપ્રભાસાથે અંતર્યામીના આદેશોનું વાચન મનન કરતાં રહેશો. ૐ

૨૧૦ × તમારા હૃદયની શુભભાવનાથી અંતઃકરણને સંતોષાનુભવ-થયો. શુભભાવના આ ભવસાગર તરવાની દૃઢ નૌકા છે એમ સમજી તેને અડગ સેવવી.

આહાર પથ્ય તથા પરિમિત રાખી શરીરનું આરોગ્ય સાચવવાથી ને વિવેકવિરાગવડે શોકક્રોધાદિથી મનને મોકળું રાખવાથી પ્રભુની અનન્યભક્તિ ને આત્મસ્વરૂપનો વિચાર સારી રીતે કરી શકાય છે.

મનને અંતર્મુખ કરી, જોવું બ્રહ્મસ્વરૂપ;
વિવેકવિરતિના બલવડે, ભૂલવું સૌ જડરૂપ. ૧

પરમપ્રીતિથી પ્રભુતણું, કરજો સમરણધ્યાન;
દૃશ્ય સકલ બાધિત થઈ, થશે સ્વરૂપનું ભાન. ૨

૨૧૧ * સજ્જનો! તમે કુમારોને અને કિશોરોને ગુજરાતી ભાષાનો અભ્યાસ કરાવવાનું પવિત્ર અને લોકોપયોગી કર્મ કરો છો. તમારું કામ દ્રવ્યની બહુ આવકવાળું નહિ છતાં પણ બહુમૂલ્યવાન્ ને લોકોપકારક છે. જે સુંદર બગીચાના તમે માળી છો તે બગીચો સુંદર બનાવવો તે તમારું કર્તવ્ય છે. તમારે સર્વેએ તમારી પાસે જે કુમારો ને કિશોરો વિદ્યાભ્યાસ કરે છે તેમને ઉત્તમપ્રકારનો વિદ્યાભ્યાસ કરાવી તેમના અંતઃકરણની શુદ્ધિમાં ને વિકાસમાં વધારો કરવાનો છે. જે શિક્ષણ બાલકોના અંતઃકરણની પૂરેપૂરી શુદ્ધિ ને પૂરેપૂરો વિકાસ કરે તે શિક્ષણજ ઉત્તમપ્રકારનું શિક્ષણ ગણાય છે, માટે પ્રત્યેક શિક્ષકે પોતાની પાસે વિદ્યાભ્યાસ કરતા બાલકના અંતઃકરણની શુદ્ધિમાં, તેના વિકાસમાં ને તેની સૂક્ષ્મતામાં વધારો થાય એવું શિક્ષણ આપવા યથાસામર્થ્યે પ્રયત્ન આદરપૂર્વક કરવો જોઇએ.

શિક્ષકે શુભવિચારવાળા ને શુભવર્તનવાળા રહી વિદ્યાર્થીઓના અંતઃકરણમાં ધાર્મિક બલ, નૈતિકબલ ને કર્તવ્યનિષ્ઠા વધે એવું શિક્ષણ આપવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

તમે બાલકોના હૃદયમાં શુભવિચારનાં જે જે બીજ વાવશો તે તે બીજો સમય આવતાં ઊગી નીકળી શુભવર્તનરૂપ વૃક્ષભાવને પામશે, ને તેને આ લોકના ને પરલોકના સુખરૂપ સુંદર ફલો આવશે, જે તેમને અને તમને સંતોષ આપશે.

તમે તમારી પાસે ભણનાર બાલકોનો પ્રેમ સંપાદન કરી શકો એવી મધુર અને હિતકર વાણીનો ઉપયોગ તેમના પ્રતિ કરશો. તમારે શીખવવાનો વિષય રસમય થાય, ને બાલકો તે વિષયમાં ઉમંગપૂર્વક પ્રવૃત્ત થાય એવી શિક્ષણકલા તમારે પ્રાપ્ત કરવી જોઇએ.

જેમ આપણા દેશના પ્રાચીન સમયના વિદ્યાગુરુઓ જે વિદ્યાર્થી પોતાને ભણવાયોગ્ય વિદ્યા ભણી પોતાને ઘેર જતા ત્યારે તેમને **"धर्मं चर" "सत्यं वद" "मातृदेवो भव" "पितृदेवो भव" "आचार्यदेवो भव"** ઇત્યાદિ ઉપદેશનાં વચનો કહેતા તેમ તમે પણ તમારી પાસેથી વિદ્યા સંપાદન કરી જે વિદ્યાર્થી રજા માગે તેને તેમ કહેવા સમર્થ થાઓ એવો શુભ-પ્રયત્ન સદા સેવશો, ને બાલકોના અંતઃકરણમાં ચેતનવાદરૂપ પરમામૃત રેડશો.

૨૧૨ × તમારાં બંને પત્રોથી તમારા હૃદયને ઉપજેલા આનંદના સંતોષકારક સમાચાર જાણ્યા. અપૂર્વ ઉપદેશામૃતથી હૃદયને સર્વદા ભરેલું રાખશો, અને તેને અવલંબી દુઃખપ્રપૂર્ણ ભવસાગર તરવા પ્રયત્નશીલ રહેશો.

શંકા, ભય ને પ્રમાદાદિનો ત્યાગ કરી સર્વતોભાવે પરમાત્માની અનન્યભક્તિ કરતાં રહેશો.

૨૧૩ × મનને સુસ્થિર અને શ્રદ્ધાપ્રીતિવાળું રાખી નિત્યકર્મ, જપ અને શાસ્ત્રવાચન કરતાં રહેશો.

પરમાત્માનું દર્શન અધિક અધિક સુસ્પષ્ટ થાય એવો સાત્ત્વિક પ્રયત્ન ચાલુ રાખશો.

શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા અને શાંતિ વધારતાં રહેશો. કોઈ પણ નિમિત્તે અંતઃકરણને અતિચપલતાવાળું ન થવા દેશો. ×

૨૧૪ × તમારા પુત્રના પરલોકવાસના ખેદકારક સમાચાર જાણ્યા. સંયોગવિયોગનું પ્રારબ્ધાધીનપણું જાણી પરમાત્માના સ્મરણધ્યાનવડે તમે તમારા મનને સુશાંત રાખવા પ્રયત્નશીલ રહેશો.

અહીં સગાંવહાલાંઓનો સંયોગ અને વિયોગ પ્રારબ્ધાનુસાર થાય છે. વસ્તુતાએ કોઈ કોઈનું સાચું સગું નથી. સૌ પોતપોતાના કર્માનુસાર સંસારરૂપ નદીમાં તણાયાં જાય છે, ત્યાં કોણે કોનો શોક કરવો?

દેહાદિનું ક્ષણભંગુરપણું વિચારી અને મરણનું નિશ્ચિતપણું સમજી મનુષ્યે પરમાર્થનાં સાધનો સેવવામાં સાવધાનતા રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

જ્યારે જ્યારે તમને તમારા પરલોકગત પુત્રનું સ્મરણ થઈ આવે ત્યારે ત્યારે તમારે ધૈર્ય ને જાગૃતિ રાખીને પરમાત્માનું સ્મરણ કરવાનો પ્રયત્ન કરવો, કે જેથી મન અનાત્માને આકારે થતું અટકે.

શ્રીનાથકાવ્યનાં બંને પુસ્તકોમાંથી ને ઉ૦ગ્રં૦માંથી વૈરાગ્યના ભાગો વાંચવા પ્રયત્ન કરશો.

સંધ્યામાં સૂર્યને અર્ધ્ય આપવામાં વાપરેલા ચંદનાદિ ઉપચારોમાંથી બાકી રહેલાં ચંદનાદિવડે દેવાદિનું પૂજન કરી શકાય નહિ. તે પોતાને માટે ઉપયોગમાં લઈ શકાય. દેવાદિમાટે ચંદનાદિ જૂદાં રાખીને બીજાં ચંદનાદિ સૂર્યના અર્ધ્યમાં વાપરવાં.

દુર્ગંધવાળાં જેવાં કે સદા સોહાગણ ઇત્યાદિ પુષ્પો સદ્ગુરુના ને દેવના પૂજનમાં નિષિદ્ધ ગણાય છે.

ઇષ્ટમંત્રનો જપ ને ઇષ્ટદેવનું ધ્યાન પ્રીતિપૂર્વક કરવાથી ને સંસારનું અસારપણું વારંવાર વિચારવાથી હર્ષ, ક્રોધ ને ખેદાદિ વિકારો દૂર થઈ શકશે.

પુણ્યકર્મમાં આદર રાખવાથી ને મનમાં પુણ્યકર્મના સંસ્કારો પાડવાથી નઠારાં સ્વપ્નો આવતાં બંધ થાય છે.

૨૧૫ × પોતાનાં માતાપિતા વિદ્યમાન હોય તોપણ પોતાના કલ્યાણને માટે ૧૬ વર્ષની ઉપરનો માણસ ગુરુ કરી શકે. ૧૬ વર્ષની અંદરની ઉમર હોય તો માતાપિતા કે કોઈ વડીલની અનુમતિ માગીને ગુરુ કરી શકે.

માણસને જે જે દુઃખ પ્રાપ્ત થાય છે તે તે દુઃખ તેના પૂર્વના કોઈ પણ પ્રકારના પાપસંસ્કારોના ઉદયથી થાય છે. પુણ્યકર્મ કરનારને પુણ્યકર્મ કરવાથી પૂર્વના કુસંસ્કારથી જેટલું દુઃખ પ્રાપ્ત થવું જોઇએ તેટલું દુઃખ પ્રાપ્ત ન થતાં તેના કરતાં ઓછું દુઃખ પ્રાપ્ત થાય છે.

શ્રદ્ધા, ઉત્સાહ, સાવધાનતા ને એકનિષ્ઠા રાખીને સ્વધર્મપાલન કરતા રહેશો, કે જેથી વ્યવહારપરમાર્થમાં આગળ વધી શકાય, અને ચિત્ત શાંત અને સુખી રહે.

૨૧૬ × શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવીને પ્રાપ્ત કાર્ય કરશો. ગાયત્રીજપવેલા સગુણબ્રહ્મનું ધ્યાન કરતાં અડચણ નથી. ધ્યાન કરતાં કરતાં મન સગુણસાકાર બ્રહ્મના આકારનો ત્યાગ કરી દશે દિશામાં વ્યાપી રહેલા શાંતતેજમાં વિલીન થાય તો તેમાં કાંઈ પ્રત્યવાય નથી.

હૃદયને ઉત્તરોત્તર વધારે વધારે બ્રહ્માભિમુખ કરી કર્તવ્યના અવધિને પામવા પ્રયત્નશીલ રહેશો.

૨૧૭ × હૃદયને અનન્યભક્તિથી ભરપૂર રાખવા શુભપ્રયત્ન ચાલતો હશે. વ્યસનભક્તિ દૃઢ કરી તન્મયભક્તિ કરવા અધિકયત્નપરાયણ રહેવા વિચાર હશે.

શરીરનું આરોગ્ય અને મનની પ્રસન્નતા જાળવી પરમાત્માની ભક્તિમાં ને જ્ઞાનનિષ્ઠામાં ઉત્તરોત્તર વધારો કરી પરમાર્થમાં આગળ વધતાં રહેશો.

૨૧૮ × તમારા મોટા પુત્રના કવેલાના નહિ ઇચ્છવાયોગ્ય શરીરપતનથી તમને બંનેને ઘણો ખેદ થાય એ સાહજિક છે, પણ જીવાત્માનો સ્થૂલશરીરની સાથેનો સંયોગ અવધિવાળો હોય છે, અને મનુષ્યશરીર આપનારું પ્રારબ્ધકર્મ જ્યારે સમાપ્ત થાય છે ત્યારે કોઈ પણ નિમિત્તે જીવાત્મા પોતાનો વર્તમાનદેહ ત્યજી નવા પ્રારબ્ધ-કર્માનુસાર પ્રાપ્ત થનાર શરીરપ્રતિ જાય છે. શરીરની ત્રણ અવસ્થાઓમાં ને અંતઃકરણની ત્રણ અવસ્થાઓમાં અનન્વાગતભાવે રહેનારો આત્મા મરણ પામતો નથી, કેમકે તે અવિનાશી, અસંગ ને સચ્ચિદાનંદરૂપ છે, એટલે અવિનાશી આત્માના મરણને માટે શોક સંભવતો નથી, અને સ્થૂલપંચભૂતના બનેલા સ્થૂલદેહને માટે પણ તે દેહ વિનાશ પામવાના

સ્વભાવવાળો હોવાથી તેના સંબંધમાં શોક સંભવતો નથી. આવો વિચાર કરી તમે તમારા મનને ભ્રાંતિથી ઉપજતા શોકને દૂર કરી શાંત કરવા પ્રયત્ન કરતા હશો.

સગાંવહાલાંનો સંયોગવિયોગ પ્રારબ્ધકર્માનુસાર થયા કરે છે. અહીં કોઈ કોઈનું સાચું સગુંવહાલું નથી. જેમ નદીમાંનાં ઓવાળનાં લાકડાં નદીના તરંગોવડે ભેગાં થાય છે, ને પાછાં જૂદાં પડી જાય છે તેમ સંસારમાં કહેવાતાં સગાંવહાલાંનો સંયોગ અને વિયોગ પણ કર્મફલ-પ્રદાતા સત્તાના નિયમાનુસાર થયા કરે છે, એમાં કોણે કોનો શોક કરવો યોગ્ય છે? જો શોક કરનાર મનુષ્યનું શરીર પણ પડવાનું છે, અમર રહેવાનું નથી, તો મરનાર મનુષ્યનો શોક કરવો તે શાસ્ત્રદૃષ્ટિએ ઉચિત ગણાતું નથી એ તમે સમજી શકો એમ છો.

ગૃહસ્થનું ઘર આગગાડીના ડબાજેવું છે. તેમાં ભિન્ન ભિન્ન સમયની સ્થિતિરૂપ ભિન્ન ભિન્ન સ્થલની ટીકીટો લઇને બેઠેલાં સગાંવહાલાં જ્યાં જ્યાં તેમની પ્રારબ્ધકર્મરૂપ ટીકીટ પૂરી થાય છે ત્યાં ત્યાં આગગાડીના ડબારૂપ ઘરમાંથી તે વિદાય થઈ જાય છે, ત્યાં કોણે કોનો શોક કરવો યોગ્ય છે?

મનુષ્યના સંયોગથી તેના ઉપર થતી મમતા ને સ્નેહ દુઃખના હેતુભૂત થાય છે. જડ પદાર્થોપર મનુષ્યના હૃદયમાં જેટલો જેટલો સ્નેહ બંધાય છે તેટલા તેટલા શોકના શંકુ તે મનુષ્યના હૃદયમાં નાંખવામાં આવે છે એમ વિદ્વાનો કહે છે.

દહીં પણ પોકારીને કહે છે કે મારામાં સ્નેહ છે તેથીજ લોકો નિત્ય મારું મથન કરે છે. વળી વિદ્વાનો પણ સ્નેહ દુઃખના હેતુરૂપ છે એમ કહે છે, માટે અવિનાશી બ્રહ્મસ્વરૂપના વિચારવડે પુત્રમરણથી પ્રકટતા શોકને હૃદયમાંથી દૂર કરી તથા પોતાના શરીરનો બાંધો અવધિ-વાળો છે એમ સમજી બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવામાટે સદાગ્રહપૂર્વક સતત પ્રયત્ન કરતા રહેશો.

સંસાર સત્ય નથી, પણ સ્વપ્નતુલ્ય છે એમ વિદ્વાનો કહે છે. જેમ સ્વપ્નમાં પ્રતીત થતાં સગાંઓનો સંયોગ ક્ષણિક છે તેમ દીર્ઘ-સ્વપ્નરૂપ જાગ્રતના સમયમાં પ્રતીત થતાં સગાંઓનો સંયોગ પણ ક્ષણિક છે એમ સમજી મુમુક્ષુઓ પોતાના વ્યાવહારિક સગાંઓના મરણથી પોતાના મનને સ્વસ્વરૂપમાંથી ચલાયમાન થવા દેતા નથી, અને આત્મવિચારવડે શાંત રહે છે.

પોતાના શરીરના મેલમાંથી ઉત્પન્ન થયેલાં જૂને અને માંકડને કેટલાક મનુષ્ય મારી નાંખે છે, વા તેના મરણથી કાંઈ શોક કરતા નથી, અને પોતાના શરીરના મેલમાંથીજ ઉત્પન્ન થયેલ પુત્રના મરણથી મનુષ્યો શોકસાગરમાં ડુબી જાય છે. વળી પોતાના ઘરમાંથી ઉંદરને બિલાડી પકડીને લઈ જાય ત્યારે મનુષ્યનો મોટો ભાગ શોક કરતો નથી, પણ પ્રસન્ન થાય છે, અને પોતાના પુત્રનામના પ્રાણીને કાલ જ્યારે પકડી જાય છે ત્યારે મનુષ્યોનો મોટો ભાગ શોકસાગરમાં નિમગ્ન થાય છે, એ સર્વ અઘટિતઘટનાપટીયસી માયાનોજ પ્રભાવ છે એમ વેદાંતપારગ પુરુષો કહે છે.

તમે બંને પરમાત્માના સ્મરણધ્યાનવડે પોતપોતાના મનને શાંત રાખવા ઘણામાં ઘણો પ્રયત્ન કરશો, અને ધૈર્ય રાખશો. ચિંતાવડે તનમનને ક્ષીણ ન કરશો.

૨૧૯ × હૃદય નીચેની ભાવના કરવાને સમર્થ થાય એવો શુભ-પ્રયત્ન સતત સેવવા વિચાર હશેઃ–

"ગેબમાંહી ગુરુદેવ મળ્યા, પાયા હમે પ્રસાદ;
મસ્તક મેરે કર ધર્યા, દેખ્યા અગમ અગાધ."
"ગુરુકૃપાલ કૃપા જબ કીન્હી, હરદેકમલ બિગાસા;
ભાગ્યા ભરમ દશો દિશ સૂઝ્યા, પરમજ્યોતિ પ્રકાસા.
મૃતક ઊઠા ધનખ કર લીયા, કાલ અહેડી ભાગા;

ઉદિયા સૂર નિશી કીયા પયાના, સોવતતેં જબ જાગા.
અવિગત અલખ અનુપમ દેખ્યા, કહેતાં કહ્યા ન જાઈ;
સૈન કરે મનહીં મન હીંસે, જ્યું ગુંગે જાની મીઠાઈ."

અંતઃકરણને શુદ્ધસાત્ત્વિકીવૃત્તિવાળું કરવા સતત યોગ્ય પ્રયત્ન સેવવો ઉચિત છે.

ટિટ્ટિભના જેવો સદાગ્રહવાળો પ્રયત્ન કરવાથી જગત્નો પ્રતિભાસ ક્રમથી બાધ પામી સર્વત્ર પરમજ્યોતિનું ભાન થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

પરમાત્મામાં સુરત (સુ+રત) થવાની શુભેચ્છા સર્વદા બલવતી કરતાં રહેશો.

તમારી નિરભિમાનવાળી કર્તવ્યસેવનની શુભવૃત્તિથી અંતઃકરણને સંતોષ થયો.

નિરભિમાનપણે અને નિષ્કામપણે શુભકર્મ કરવું તે જીવાત્માની ઉન્નતિ કરનારું છે.

તમારી શુભેચ્છા શાસ્ત્રાનુસારિણી છે, અને તેનું ફલ એવી શુભેચ્છા સેવનારની ઊર્ધ્વગતિ છે.

પરમાત્માભણીથી સર્વદા શુભાશાજ રાખવી, અને આ લોક પરલોકની કંઈ પણ ઇચ્છાવિના માત્ર તેમની ભવભયનિવારિણી કૃપાજ ઇચ્છવી એ સુજ્ઞ મનુષ્યનું કર્તવ્ય છે.

નિત્યકર્મ ને શાસ્ત્રવાચન ચાલુ રાખશો.

ધીરે ધીરે તમારા અંતઃકરણને તમારે એવું કેળવવું કે તમારું અંતઃકરણ પ્રભુમાં ગલિત થાય, અને **अहम्**નો તથા **इदम्**નો બાધ થઈ સર્વત્ર રમણીય, શાંતિપ્રપૂર્ણ અને આનંદમંથર પરમજ્યોતિનું સુસ્પષ્ટ ભાન થાય.

સાચા ભક્તને પ્રભુનિમિત્તે સર્વ સુદેય છે, કંઈ પણ અદેય નથી, એ વાત અંતઃકરણના ઊંડાણમાં તમને સ્પષ્ટ સમજાઈ હશે.

પ્રભુના અનન્યભક્તના ઉદ્ગાર આવા હોય છેઃ—

**सर्वदा सर्वदेशेषु त्वमेव शरणं मम।**
**सर्वदैव स्मरिष्यामि परमादरया धिया ॥ १ ॥**
**भवन्मना भवद्भक्तो भवद्याजी भवन्नतः।**
**भवत्स्मरणध्यानेन भवद्रूपो भवाम्यहम् ॥ २ ॥**

**પત્ર ૨૨૦–૨૨૨**

* તમારી વૈરાગ્યમય જ્ઞાનભાવનાઓથી સંતોષ થયો. સંસારથી ઉપરામ થયેલું મનજ બ્રહ્મભણી ચાલી શકે છે માટે દૃશ્યવિષયોમાં દોષદર્શન કરતા રહીને હૃદયમાં નિર્મલ વૈરાગ્યને સુસ્થિર કરતા રહેશો.

દેશ, કાલ અને વસ્તુના વિભાગથી રહિત બ્રહ્મના એકદેશમાં આકાશથી દશગણી માયા રહેલી છે. તેના ક્રમથી દશમા દશમા ભાગમાં આકાશ, વાયુ, તેજ, જલ, પૃથિવી અને ચૌદ લોકો રહેલાં છે.

સપ્તલોકના અને સપ્તપાતાલના સ્વરૂપમાટે પાતંજલયોગદર્શનનો ત્રીજો વિભૂતિપાદ જોવો.

મુમુક્ષુતા પ્રાપ્ત કર્યાં વિના માત્ર વાઢકાપ કરવાનું કામ કરવાથી સ્થૂલશરીરમાં દોષદર્શન પ્રાપ્ત થતું નથી, તો તેના અધિષ્ઠાનમાં આત્મભાવના તો ક્યાંથીજ થઈ શકે?

સત્યને જાણવા ઇચ્છનાર જિજ્ઞાસુએ પ્રામાણિક તત્ત્વજ્ઞપુરુષોના ગ્રંથો વાંચવા. જે તે સામાન્ય પુસ્તકોનું વાચન કરી પોતાની બુદ્ધિને બગાડવી નહિ.

પરમાર્થનાં સાધનોનું માહાત્મ્ય સમજાયા વિના મનને પરમાર્થનાં સાધનોમાં ઉત્સાહ પ્રકટતો નથી, અને નિયમિતરીતે સાધનોનું અનુષ્ઠાન થઈ શકતું નથી.

શાંતિ એટલે અંતઃકરણની દૃશ્ય વિષયોભણી દોડતી વૃત્તિનો અભાવ, અને આલસ્ય એટલે તમોગુણના વધારાવડે શરીર, ઇંદ્રિયો ને

અંતઃકરણનું ભારેપણું થવાથી તેમની કોઈ કામમાં પ્રવૃત્તિ ન થઇ શકે તેવી સ્થિતિ. ઉદાર એટલે પોતાની આર્થિક સ્થિતિનો વિચાર કરી પોતાની સ્થિતિને ઘટે એવી રીતે દ્રવ્યનો ઉપભોગ કરનાર ને સુપાત્રે દાન કરનાર, અને ઊડાઉ એટલે પોતાની આર્થિકસ્થિતિનો તથા પાત્રનો વિચાર કર્યા વિના દ્રવ્યને ઊડાવી દેનાર. નિઃસ્વાર્થી એટલે અયોગ્યમાર્ગે કોઇનું દ્રવ્યાદિ નહિ ઇચ્છનાર, અને રાંક એટલે દ્રવ્યાદિથી રહિત.

સુષુપ્તિમાં અજ્ઞાનથી ઢંકાયેલા આત્મસ્વરૂપના આનંદનું ભાન થાય છે, અને તુર્યામાં નિરાવરણ આત્માના આનંદરૂપનું ભાન થાય છે. તુર્યામાં અંતઃકરણ શુદ્ધસત્ત્વગુણવાળું હોય છે, અને સુષુપ્તિમાં અંતઃકરણ અવિદ્યાના અંશમાં લીન થયેલું હોય છે. ત્યાં તમોગુણનું પ્રધાનપણું હોય છે.

જેઓના અંતઃકરણમાં પાપસંસ્કારોનું બહુપણું હોય છે તેઓ દુઃખી સ્થિતિમાં હોય તોપણ વિવેકવૈરાગ્યને વધારી પરમાર્થનાં સાધનો-ભણી પ્રવૃત્તિ કરી શકતા નથી.

અનાવૃષ્ટિ થવાનું કારણ તે દેશનાં પ્રાણીઓનાં અશુભકર્મોનો ઉદય છે, એ અશુભકર્મો વૃષ્ટિમાં રોધ કરનારાં કારણોને ઉત્પન્ન કરે છે.

નૈમિષારણ્ય સંયુક્તપ્રાંતમાં સીતાપુર જીલ્લામાં સીતાપુરથી આશરે સાત ગાઉ દૂર છે.

અતિથિનો સત્કાર કરનારને પુણ્યલાભ થાય છે, અને પોષ્યવર્ગનું પોષણ કરનારે પોતાનું પ્રાપ્તકર્તવ્ય કરેલું ગણાય છે, છતાં તેમાં પણ કંઈક પુણ્યાંશ તો છે ખરો.

બાધ એટલે વસ્તુ પ્રતીત થતી હોય તોપણ તેમાં મિથ્યાપણાની દૃઢબુદ્ધિ રહે તે. નાશ એટલે કોઈ પણ વસ્તુની અપ્રતીતિ થવી તે. જ્ઞાનીને જગત્ પ્રતીત થતાં છતાં તેનો બાધ થાય છે, અને પ્રલય-કાલમાં જગત્‌નો નાશ થાય છે.

વદતોવ્યાઘાત એટલે બોલનાર પોતાના વચનથીજં પોતાને જૂઠો પાડે તે, જેમ કોઇ માણસ કહે કે મારા મોઢામાં જીભ નથી. તિર્યક્ એટલે પેટે ચાલનારાં જનાવર. કોઇ જગોએ પશુ, પક્ષી અને જલચરને પણ તિર્યક્ કહેલાં છે. વિવર્ત એટલે કોઇ વસ્તુમાં કંઇ પણ ફેરફાર થયા વિના તેમાં બીજી વસ્તુની પ્રતીતિ થવી તે.

૨૨૧ × "**आशानाम नदी मनोरथजला तृष्णातरंगाकुला**" (આશાનામની નદી અનેક મનોરથોરૂપી જલવાળી ને તૃષ્ણારૂપી તરંગોથી વ્યાકુલ છે,) ઈત્યાદિ રાજર્ષિ **ભ**ર્તૃહરિના કથનનો વિચાર કરશો. આશાનું પરિણામ કદીપણ સુખમાં આવતું નથી. શાસ્ત્ર તો "**नैराश्यं परमं सुखम्**"–નિરાશપણું પરમસુખરૂપ છે–એમ કહે છે. જે સુખજનક ન હોય તેને સુખજનક માનીને તેનું સેવન કરનાર આકડાના આકોલિયાને (ફલને) કેરી માનીને સેવનાર પોપટની પેઠે પરિણામે પશ્ચાત્તાપરૂપ દુઃખથી પીડા પામ્યા વિના રહેતો નથી. સમજુ મનુષ્યે અસ્થિર, ક્ષણવિનાશી ને દુઃખદ પ્રાણિપદાર્થને નિત્ય ને સુખદ માની તેનું સેવન કરવું ઉચિત નથી, ને એટલામાટે શ્રીમદ્ભગવદ્ગીતામાં સમભાવે સ્વકર્તવ્ય આચરવાનો વારંવાર ઉપદેશ આપવામાં આવ્યો છે. "**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**" (હે અર્જુન! તમારો કર્મમાંજ અધિકાર છે, ફલોમાં ક્યારે પણ નહિ,) એ **શ્રીભ**ગવાન્નું કથન ધાર્મિક મનુષ્યે તો ક્યારે પણ ભૂલવું ન જોઇએ. "**सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ**" (સુખદુઃખ, લાભહાનિ તથા જયપરાજયને સમાન ગણીને,) ઇત્યાદિ વચનો પણ આવે સમયે તમારે બહુ વિચારવાજેવાં છે. સર્વ દુઃખના વિનાશને ને પરમસુખની પ્રાપ્તિને ઇચ્છનારે પરાવલંબી ન થવું જોઇએ. અંતરાત્માવિના અન્ય કાંઇ પણ મનુષ્યનું સાચું શરણ નથી એ શાસ્ત્રકથન સત્ય જાણવું.

પ્રત્યેક પ્રાણિપદાર્થને શ્રીઈશ્વર તેના કર્માનુસાર જે સ્થિતિમાં મૂકે

છે તેમાં ઇશ્વરનો સારો હેતુજ હોય છે. તેઓશ્રીનો નિગ્રહ પણ અનુગ્રહરૂપજ હોય છે. સાધકે આવા પ્રસંગમાં સંસારની દુઃખરૂપતાના દૃઢ સંસ્કાર પોતાના અંતઃકરણમાં પાડી વૈરાગ્યને પકવ કરવો જોઇએ. વ્યાવહારિક સુખ એ વાસ્તવિક સુખ નથી, એ તો સ્વપ્નસુખની પેઠે સુખાભાસ છે, ને તે જન્મની પરંપરા ઉપજાવનારું હોવાથી હેય છે. ખરા ભક્તે વ્યવહારસુખને ઇચ્છવું ન જોઇએ. ભક્તે તો **"राजी हुं मैं इस्में जीस्में तेरी रजा है"** એમ માનવું જોઇએ. વળી **"पूरे है वो मर्द जो हर हालमें खुश है"** એ કથનનું તાત્પર્ય વિચારી ધૈર્ય રાખો. કર્તાના સૃષ્ટિનિયમનો ને પરમતત્ત્વનો વિચાર કરો. પરમાનંદરૂપ એક અદ્વૈતતત્ત્વમાં શોકને સ્થાનજ ક્યાં છે? અજ્ઞાન, તજ્જન્ય વાસના ને બહિર્મુખવૃત્તિવડે જીવો પોતાની મેળે કલ્પિત દુઃખ ભોગવી રહ્યા છે. જો દુઃખરહિત પરમસુખ પ્રાપ્ત કરવું હોય તો મનુષ્યે આત્માભિમુખતા સેવવી જોઇએ.—અંતઃકરણની અંતર્મુખવૃત્તિ કરવી જોઇએ. અસત્, જડ ને દુઃખરૂપ માયામાં સાચું સુખ નથી, એટલે જીવ તેમાંથી સાચું સુખ મેળવી શકે નહિ.

કર્મની ગહન ગતિ છે,–તેની બહુ વિચિત્રતા છે. કેટલાક જીવોનાં પુણ્ય પાપાનુબંધી હોય છે, ને કેટલાક જીવોનાં પાપ પુણ્યાનુબંધી હોય છે. પાપાનુબંધી પુણ્યવાળા જીવો સત્કર્મ કરતા હોય તે છતાં તેમનું પાપ હોય ત્યાંસુધી તે દુઃખ ભોગવતા જોવામાં આવે છે, ને પુણ્યાનુબંધી પાપવાળા જીવો પાપ કરતા હોય તે છતાં તેમનું પુણ્ય હોય ત્યાંસુધી સુખ ભોગવતા જોવામાં આવે છે. સત્કર્મનું ફલ સુખ ને દુષ્કર્મનું ફલ દુઃખ એ અબાધિત નિયમ છે. જો પાપનું ફલ સુખ હોય તો પુણ્યનું ફલ શું હોય? માટે સમજુએ પાપપુણ્યના ફલમાં ક્યારે પણ શંકા કરવાજેવું નથી.

શ્રીઇશ્વરે જીવોનાં પૂર્વકર્મોઉપર આવરણ રાખ્યું છે તેમાં પણ તેમની કૃપા છે. જો સામાન્ય જીવો પોતાનાં પૂર્વનાં કર્મોને સર્વદા જોઇ

શકતા હોત તો તે તેના ફલરૂપ ભવિષ્યના દુઃખના ભયવડે સર્વદા દુઃખી રહેત. ઈશ્વરી રચનામાં ભૂલ નજ હોય.

ભક્ત પોતાનું હિત સમજે તેના કરતાં પ્રભુ તેનું હિત વધારે સમજે છે. અનન્યભક્તે પ્રભુની ઇચ્છાને સર્વદા માન આપતાં શીખવું જોઇએ. મીરાંબાઇ ને નૃસિંહમહેતા વગેરે પરમભક્તોનાં જીવન અનન્ય-ભક્ત થવા ઇચ્છનારે વિચારવાજેવાં છે.

મનમાં આવેશ પ્રકટે તો તે વિવેકવિરાગવડે દૂર કરતા રહેશો. શાંતિ રાખવામાં સુખ છે, પરિતાપમાં સુખ નથી, માટે પરિતાપ પામતા અંતઃકરણને પુનઃ પુનઃ પ્રબોધ આપી, તથા વૃત્તિને શ્રીઇષ્ટદેવના સ્વરૂપમાં સ્થાપવાવડે વિશ્રાંતિ આપતા રહી શાંત થશો, અને તમારા કુટુંબીજનોને પણ ધીરજ આપશો.

૨૨૨ × મુમુક્ષુને માટે વ્યાવહારિક આશા સર્વથા ત્યાજ્ય છે. ચિત્ત-શુદ્ધિમાટે તેણે વ્યવહારપરમાર્થનાં કર્મો શાસ્ત્રીયપદ્ધતિએ કરવાં ખરાં, પણ તે ફલની ઇચ્છાનો તથા કર્તાપણાના અભિમાનનો ત્યાગ કરીને કરવાં. "**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**" એ વચનથી **શ્રીભ**ગવાને પણ એમજ કહ્યું છે. જો જીવ સાંસારિક પ્રાણિપદાર્થોની આશાને ઉપાદેય ગણે તો પછી તે ભવબંધનમાંથી શી રીતે છૂટી શકે? મુમુક્ષુએ વ્યવહારપૂરતી વ્યાવહારિક ઉન્નતિને માટે પ્રયાસ કરવો, પણ દૃઢ આશાને ત્યાગીને. સામાન્ય આશા કે જે ધાર્યા પ્રમાણે ફલ ન થાય તોપણ દુઃખ ન ઉપજાવે તેવી આશા સામાન્ય મુમુક્ષુને બાધ કરનારી નથી. પોતાનું કલ્યાણ ઇચ્છનારે માયિક પદાર્થની દૃઢ આશા ક્યારે પણ ન કરવી જોઇએ, કેમકે સર્વદા આશા પૂર્ણ થાય એવો નિયમ નથી. વળી વિશ્વમાંના પ્રાણિપદાર્થો ક્ષણભંગુર, વિનાશી ને પરિ-ણામે દુઃખદ છે તેથી તેને આશાના વિષયભૂત કરવા એ યોગ્ય નથી. મુમુક્ષુએ આશા એક પરમાત્માના સગુણ વા નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિનીજ

કરવી, કે જે આરંભમાં કષ્ટજનક છતાં પરિણામે પરમસુખને આપનારી થાય છે.

વિશ્વના સર્વ બનાવોમાં ઈશ્વરની દરમ્યાનગીરી છે, એટલે તેમના નિયમાનુસાર સર્વ કાંઇ જીવોનાં કર્મપ્રમાણે થયા કરે છે.

ઈશ્વિર પોતાના ખરા ભક્તોને સંસારનું મિથ્યા સુખ આપતા નથી, કેમકે તેથી તેઓ તેમાં બંધાઇ રહી પોતાના વાસ્તવિક કલ્યાણને સાધી ન શકે. **શ્રીભ**ગવાન્ એના સંબંધમાં કહે છે કેઃ—**"यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं हराम्यहम्"** (જેના ઉપર હું અનુગ્રહ કરવા ઇચ્છું છું તેનું સર્વ માયિક હું હરી લઉં છું.)

સંસારસુખને ઇચ્છે તે સંસારસુખના ભક્તો છે, ઈશ્વરના ભક્તો નથી. ઈશ્વિર પોતાના ભક્તોને ઘણી વાર નિષ્કિઞ્ચન રહેવા દે છે, કે જેથી તેને સંસારમાં આસક્તિ ન થાય. એવી નિષ્કિઞ્ચન સ્થિતિમાં પણ ઘણા ભક્તોએ આત્મભોગ–સર્વભોગ–આપીને પોતાનો ધર્મ બરાબર બજાવ્યો છે. રંતિદેવરાજા વગેરેનાં દૃષ્ટાંતો આ સંબંધે વિચારવાજેવાં છે.

**"नैनं छिन्दन्ति शस्त्राणि"** ઇ૦ વચનો આત્માને માટે છે, દેહને માટે નથી. અચલ ને અખંડ શ્રદ્ધાવાળી ઈશ્વિરની ભક્તિમાં જો ભક્ત જગત્નું ભાન ભૂલી જાય,–ઈશ્વિરમાંજ તેનું મન લાગી જાય, તો તેવા અનન્ય-ભક્તની ઇચ્છાપ્રમાણે તેને બાળતો અગ્નિ ઓલવવામાટે ઈશ્વિર જલની વૃષ્ટિ પણ કરે. શાસ્ત્રમાં ને લોકકથનમાં તેવાં દષ્ટાંતો સાંભળવામાં આવે છે. તેવો અધિકાર પ્રાપ્ત કર્યા વિના ઈશ્વિરનો ધોખો કરવો એ સામાન્ય ભક્તનું કામ નથી.

જે વિનાશી, ક્ષણભંગુર, દુઃખદ ને પરનું છે તેને અવિનાશી, શાશ્વત, સુખદ ને પોતાનું માની લેવું એ સમજુનું કામ નથી. અજ્ઞાનવડે ઉપજેલી મનુષ્યની માન્યતાથી પ્રાણિપદાર્થમાં જે ગુણો નથી હોતા તે નવા આવી જતા નથી.

ઇશ્વરની રચના–અનુસાર જીવનું પ્રારબ્ધકર્મ તેનો વ્યવહાર ચલાવે છે. અમુકપ્રકારેજ મારો વ્યવહાર ચાલવો જોઇએ એવો આગ્રહ પ્રારબ્ધકર્મવડે પરતંત્ર જીવ બાંધી શકે નહિ.

ઇશ્વર અકારણ ઉપકાર કરનારા છે તેનો અર્થ તે પોતાના કાંઇ પણ સ્વાર્થવિના જીવોને તેનાં સત્કર્મપ્રમાણે શુભફલ આપનારા છે એવો છે. જો જીવના સત્કર્મવિના ઇશ્વર શુભફલ આપે તો તેઓ અન્યાયી ઠરે. કારણવિના કાર્ય ઉત્પન્ન નજ થાય. ઇશ્વરની કૃપા થવામાં પણ જીવનો શુભ પુરુષાર્થ કારણરૂપ છે.

બહારથી બે મનુષ્યોનો સરખો પુરુષાર્થ પ્રતીત થતો હોય, પણ એકની આંતરભાવના બીજાના કરતાં બહુ શ્રદ્ધાવાળી, બહુ પ્રેમવાળી, અભિમાનરહિત ને ઇશ્વરના અનન્યશરણવાળી હોય, તો તેથી ઉપજતા વિશેષપુણ્યવડે તેવી ભાવનાવાળો મનુષ્ય પહેલાના કરતાં ઇશ્વરની કૃપા વિશેષ મેળવી શકે છે. જેમ કર્મની ગતિ ગહન છે તેમ ઇશ્વરની કૃપાની ગતિ પણ ગહન છે, ને એટલામાટે શાસ્ત્રના ને મહાપુરુષોના ઉપદેશાનુસાર મનુષ્યે નિષ્કામપણે ઇશ્વરાર્પણબુદ્ધિથી બની શકે તેટલું પુરુષાર્થપરાયણ રહેવું જોઇએ. અંતે તેનું પરિણામ મનુષ્યના લાભમાંજ આવશે. મનુષ્યનું જીવન અલ્પકાલનું છે, તેથી મરણપછીના અનંત-કાલને માટેજ તેણે મુખ્ય વિચાર રાખીને શુભને અવલંબવાનું છે. અદૃશ્ય ને તેથી ગહન વિષયોનું સ્વરૂપ સામાન્યબુદ્ધિથી સમજાવું કઠિન છે. તેવી સામાન્યબુદ્ધિ વાસ્તવિક લાભાલાભનો નિશ્ચય પણ કરી શકતી નથી, માટે ઊંચા પ્રકારની ચિત્તશુદ્ધિવડે અસાધારણ પ્રજ્ઞા પ્રાપ્ત થાય ત્યાંસુધી મોક્ષસાધકે શાસ્ત્રના ને મહાપુરુષોના કથનમાં વિશ્વાસ રાખીને ચિત્તશુદ્ધિમાટે સ્વકર્તવ્ય કર્યે જવાનું છે, સંશયમાં પડવાનું નથી.

શ્રીઅંતર્યામી મનુષ્યના અંતરમાં રહીને આ શુભ કરવું, ને આ

અશુભ ન કરવું એવી પ્રેરણાઓ સર્વદા આપ્યા કરે છે, આને દૈવી-પ્રેરણા વા ઐશ્વરીપ્રેરણા કહે છે. મનુષ્યને પોતાનાં પાપકર્માનુસાર અંતરમાં અશુભકર્મ કરવાના વિચારો પણ ઊઠે છે, આને આસુરી-પ્રેરણા કહે છે. જીવના અંતઃકરણમાં ઐશ્વરીપ્રેરણાનું ને આસુરીપ્રેરણાનું યુદ્ધ ચાલ્યા કરે છે. જે જીવ દૃઢ નિશ્ચયવડે પોતાના અંતઃકરણમાં રહેલી આસુરીસંપત્તિને દબાવીને શાસ્ત્રોક્ત દૈવીસંપત્તિને અનુસરી શુભ-કર્મ કરે છે તેને તેનું શુભફલ મળે છે; ને જે જીવ પોતાની નબળાઇથી આસુરીસંપત્તિને અનુસરી અશુભકર્મ કરે છે તેને તેનું અશુભફલ મળે છે. મનુષ્યને જે કાંઈ સુખદુઃખ થાય છે તે આ પ્રમાણે પોતે ઇચ્છાપૂર્વક કરેલા શુભાશુભકર્મનું ફલ હોય છે. પછી તેને તે વાત પ્રત્યક્ષ જાણવામાં ન આવે તોપણ તેણે સમજી લેવું જોઇએ કે આ સુખ-દુઃખ મેં પોતે કરેલાં કર્મનુંજ ફલ છે. મનુષ્યને તેના કર્મનું ફલ કહેવાને ઇશ્વિર ઘેર ઘેર પ્રત્યેક સમયે પોતાનો મૂર્તિમંત ન્યાયાધીશ હાજર રાખે એવી ઇચ્છા કરવી એ અયુક્ત છે. જો મનુષ્ય સમજે તો અંતર્યામિરૂપ–ઇશ્વિરરૂપ—ન્યાયાધીશ તેના અંતઃકરણમાં સર્વદા વિરાજી રહ્યા છે, તે અપરાધની શિક્ષા અપરાધ થયાની ઉત્તરક્ષણેજ ચાલુ કરી દે છે. અપરાધ કરનારનું હૃદય ડંખવા મંડે છે, ને તેને ક્યાંઈ ચેન પડતું નથી, આ અંતર્યામી પ્રભુની શિક્ષા છે. આજ પ્રમાણે શ્રીઅંતર્યામી પ્રભુ શુભકર્મનું સંતોષરૂપ વા હર્ષરૂપ ફલ પણ મનુષ્યના અંતઃકરણમાં શુભકર્મ થયાની ઉત્તરક્ષણેજ ઉપજાવે છે.

કાંઇક સમજુ હોય તે પોતાના અંતઃકરણમાં ચાલતા દૈવીસંપત્તિના ને આસુરીસંપત્તિના (શુભાશુભ વિચારોના) યુદ્ધઉપરથી ને પોતાના વર્તનઉપરથી ઉપરની વાત સહેલાઇથી પોતાને સંતોષ ઉપજે તેવી રીતે સમજી શકે છે. મનુષ્યથી ઊતરતી યોનિનાં પશ્વાદિ પ્રાણીઓ તો વાચાને અભાવે પોતાનાં સુખદુઃખ કે પોતાની જરૂરીઆતો જણાવી શકતાં

નથી, ને પોતાનાં દુઃખો દૂર કરવાનો યોગ્ય પ્રયત્ન પણ કરી શક્તાં નથી. કીટપતંગાદિની ને વૃક્ષાદિની સ્થિતિ તો તેમના કરતાં પણ ઘણી ઊતરતી છે. આ બધી રચનામાં ઇશ્વરનો કાંઈ હેતુ છે. મનુષ્યે શ્રદ્ધાવડે ને શાસ્ત્રાનુકૂલ બુદ્ધિવડે તે સમજવા પ્રયત્ન કરવો જોઇએ. જે મનુષ્ય તેવો પ્રયત્ન ન કરતાં સ્વાભાવિક–ઇશ્વરી–રચનામાં ભૂલો જુએ છે તે પરિણામે ભ્રમિત થઇ નાસ્તિક વા નાસ્તિકજેવો થાય છે, ને દુઃખી થાય છે.

બહુ ઊંડો વિચાર કરીએ તો ઇશ્વરી ન્યાયમાં–ઇશ્વરી વ્યવસ્થામાં–કૃપા રહેલી છે એમ સમજાય છે. મનુષ્ય અશ્વઉપર કે હાથીઉપર બેસે છે તે ઠીક છે, પણ જો ઘોડો કે હાથી મનુષ્યપર બેસે તો તેનું પરિણામ શું આવે? મનુષ્ય ધરતીને ખુંદે છે તે ઠીક છે, પણ જો ધરતી મનુષ્યને ખુંદે તો તેનું પરિણામ શું થાય? મનુષ્ય હાલતાંચાલતાં જાણેઅજાણે જીવહિંસા કરે છે,—ખુન કરે છે, જો ખુનનો બદલો ખુનથીજ લેવામાં આવે તો મનુષ્ય જીવી શકે ખરો? ઇશ્વરની કૃપા તો વર્ષીજ રહી છે. મનુષ્યોએ તે સમજવાનું બલ મેળવવું જોઇએ.

કર્મ જડ છે. ચેતનરૂપ ઇશ્વરવિના જડ કર્મ પોતાનું યોગ્ય ફલ ઉપજાંવી શકે નહિ. કર્મપ્રમાણે ફલ ઉપજાવવામાં ઇશ્વરનો ન્યાય ને ઇશ્વરની કૃપા કારણરૂપ છે.

કોઇને થોડું દઇને તેની પાસેથી ઝાઝું માગવું એ સંસારી સ્વાર્થી માણસોનો સ્વભાવ છે. ઇશ્વરના નિષ્કામભક્તો તો અહંત્વમમત્વ મૂકીને આમ કહે છેઃ—

"કહા દઉં? કહા દીલાઉં? સબ કુછ હૈ તેરા;
શિર કાટકે પાઉં ધરું, તોભી તેરાકા તેરા."

શ્રીઇશ્વર ભક્તને કે મુમુક્ષુને તેના પારમાર્થિક પુરુષપ્રયત્નને અંતે તેના ત્રિવિધ તાપ દૂર કરી ક્રમમોક્ષનું સુખ આપે છે, અથવા તેના ત્રણ પ્રકારના તાપની અત્યંત નિવૃત્તિ કરી, તેને પરમાનંદની પ્રાપ્તિ

કરાવે છે. ભક્તનો કે મુમુક્ષુનો ગમે તેટલો પ્રયત્ન હોય તોપણ તે ક્રમમોક્ષની, જીવન્મુક્તિની કે સદ્યોમોક્ષની પ્રાપ્તિની પાસે કાંઈ હિસાબમાં નથી એ તો સામાન્ય માણસ પણ સમજી શકે એવી વાત છે. અહીં ઈશ્વરની પરમ ઉદારતા વા પરમ કૃપા પ્રત્યક્ષ જણાય તેમ છે. આત્મજ્ઞાનને પામેલા મહારાજા જનક ઈશ્વરસ્વરૂપ–બ્રહ્મસ્વરૂપ–પોતાના શ્રીસદ્ગુરુ **શ્રીયાજ્ઞ**વલ્ક્યમુનિને પોતાનો આખો વિદેહદેશ તથા પોતાસહિત પોતાના સમસ્ત કુટુંબને અને પોતાના વિદેહદેશના લોકોને તેઓશ્રીના દાસપણામાટે અર્પણ કરીને પણ પોતે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવવાના બદલામાં કાંઇ સેવા કરી શક્યા નથી એમ તેમણે માન્યું હતું એમ **શ્રીબૃ**હદારણ્યક–ઉપનિષદ્માંની આખ્યાયિકાપરથી જણાય છે. સર્વ દુઃખની નિવૃત્તિની ને અનવધિ બ્રહ્માનંદની પ્રાપ્તિની સાથે કોઈ પણ વસ્તુને ન સરખાવી શકાય એ ઊઘાડી વાત છે.

જીવને તેનાં શુભાશુભકર્માનુસાર અન્ય જન્મની પ્રાપ્તિ થવામાટે મૃત્યુ છે. મરનાર મનુષ્યને વર્તમાનદેહમાં રહેવાથી લાભ છે કે તેને ભવિષ્યના દેહની પ્રાપ્તિમાં લાભ છે તે વાતને નહિ જાણનારાં તેનાં સંબંધીઓ સ્વાર્થને વા અજ્ઞાનને વશ થઈ તેને વર્તમાનદેહમાંજ રાખવાની દુરાશા સેવે એ યોગ્ય નથી. ધારો કે તે જીવ તેના પુણ્યવડે દેવ થવાનો હોય તો તેને શું મનુષ્યદેહમાં રોકી રાખવો એ યોગ્ય છે? ને ઈશ્વર તે વાત સ્વીકારે પણ કેમ? શ્રદ્ધાલુ જીવોએ તો એમજ માનવું જોઇએ કે ઈશ્વર સઘળું અમારા સારામાટે કરે છે, ને છે પણ તેમજ. ઈશ્વરનો નિગ્રહ પણ અનુગ્રહરૂપ હોય છે.

**अनन्याश्चिंतयंतो** ઇ૦ શ્લોકમાં કહ્યા પ્રમાણે ઈશ્વરની સાથે નિત્ય અભિયુક્ત થયેલા જનોના યોગક્ષેમનું વહન તેમની ભાવનાનુસાર શ્રીઈશ્વર કરે છે. એમ થવામાં સર્વ શક્તિમાન્ ઈશ્વરની સાથે તેમના હૃદયના અભિયુક્તપણારૂપ (દૃઢ જોડાણરૂપ) પુણ્યજ કારણરૂપ છે.

પ્રારબ્ધ, ને વર્તમાનજન્મની શુભભાવનારૂપ તથા શુભકર્મરૂપ પુરુષાર્થ એ બંનેમાં જે બલવાન્ હોય તેનો વિજય થાય છે. જો પ્રતિબંધક પ્રારબ્ધકર્મ વધારે બલવાન્ હોય તો વર્તમાનજન્મના શુભ-ભાવનારૂપ ને શુભકર્મરૂપ પુરુષાર્થનું ઇચ્છિત પરિણામ આવતું નથી.

વ્યવહારમાં કષ્ટના પ્રસંગો આવે તેથી જો મનુષ્યને સંસારમાં વૈરાગ્યની પ્રાપ્તિ થાય તો તેને કષ્ટના પ્રસંગો બહુ ઉપકારક થાય છે.

શાસ્ત્રનાં ને મહાપુરુષોનાં વચનોને શ્રદ્ધાપૂર્વક વિચારવાથી ને તેને અનુસરવાથી પરિણામે જીવને સાચી શાંતિ ને સાચું સુખ પ્રાપ્ત થાય છે.

આપત્કાલે ધૈર્ય રાખવું એ સમજુનું કર્તવ્ય છે. અધૈર્યથી લાભ નથી, પણ હાનિજ છે.

નિત્યકર્માદિ સ્વધર્મપાલન ઉત્સાહપૂર્વક ચાલુ રાખશો. એથી પણ ચિત્તની વ્યગ્રતા દૂર થશે. અંતઃકરણને નવરું ન રાખતાં કોઈ પણ ઉપયોગી શુભ ઉદ્યોગમાં જોડી રાખવું એ બહુ આવશ્યક છે. ભવિષ્યને માટે ચિંતા ન કરતાં શુભાશા રાખવામાંજ સાર છે. કૃપાસિંધુ પ્રભુ કોઇનું અઝ્યું રાખતા નથી. નેળનાં ગાડાં સદા નેળમાં રહેતાં નથી. "મનુષ્યયત્ન ને ઈશ્વરકૃપા" એ સૂત્રને અવલંબીને પ્રયત્નપરાયણ રહેવાથી ઈશ્વરની કૃપાવડે જીવને અનુકૂલતા પ્રાપ્ત થાય છે.

**मूकं करोति** ઇ૦ શ્લોકમાં ઈશ્વર સર્વ કરવાને સમર્થ છે એમ દર્શાવ્યું છે, પણ જીવના પુણ્યવિના તે તેમ કરે છે એમ તેપરથી સમજવાનું નથી.

કોઇ પણ પ્રકારની ઉન્નતિ સાધવાને જીવે પુણ્યરૂપ સામગ્રી તો મેળવવી જોઇએજ.

શોકમોહને અંતઃકરણમાંથી દૂર કરી પૂરી જાગૃતિથી વ્યવહાર-પરમાર્થનાં કાર્યમાં જોડાયેલા રહેવા સાવધાન રહેશો.

## પત્ર ૨૨૩-૨૩૪

× પરમશીતલસ્વરૂપ પરમાત્માના સ્મરણધ્યાનવડે મનને શીતલ રાખવામાં લાભ છે, તેને તપવા દેવામાં લાભ નથી. શુભાશા સુખજનક છે, નિરાશા દુઃખજનક છે, માટે શુભાશા સેવો.

... એ ઘણામાં ઘણું ધૈર્ય, શ્રદ્ધા, પ્રીતિ ને જાગૃતિ રાખી ઇષ્ટમંત્રનો જપ ને ઇષ્ટદેવનું ધ્યાન વિશેષ કરવાં જોઇએ.

તમે જે શુભકર્મ કરો છો તે શ્રદ્ધાપ્રીતિથી ચાલુ રાખશો. તમે જે જપ કરો છો તે શ્રેષ્ઠ છે, છતાં જો સૌના મનના ને તમારા મનના સંતોષ-માટે રાહુવગેરેના મંત્રોનો જપ આદિ કરાવવાની તમારી ઇચ્છા થાય તો તે ગૌણપક્ષે કરાવવામાં લાભ છે, તે પણ એક પ્રકારનું પુણ્યકર્મ છે.

શુભવિચાર, શુભનિષ્ઠા ને શુભકર્તવ્યાનુષ્ઠાનવડે મનને શાંત ને સન્માર્ગગામી રાખો.

૨૨૪ × ...ના શરીરત્યાગના ખેદજનક વર્તમાન જાણ્યા. વ્યવહારપક્ષે આ ઘણા માઠા બનેલા બનાવથી તમને સૌને ઘણો શોક થાય એ સ્વાભાવિક છે, તથાપિ શરીર વિનાશી ને ક્ષણભંગુર છે, પ્રારબ્ધકર્મનો ભોગ અનિવાર્ય છે, સગાંવહાલાંનો સંયોગવિયોગ કર્માધીન છે, ને આત્મા અમર છે. એ આદિ શાસ્ત્રીય વિચારોવડે સમજુએ પોતાના અંતઃકરણને શાંત કરવું જોઇએ, એ વિના શાંતિ મેળવવાનો અન્ય માર્ગ નથી.

મંદ કે મધ્યમ પ્રકારના પ્રારબ્ધને પુરુષાર્થવડે અટકાવી શકાય છે, પણ તીવ્ર પ્રારબ્ધને પુરુષાર્થવડે અટકાવી શકાતું નથી, માટે લૌકિક ને શાસ્ત્રીય ઉપચારોનું પ્રત્યક્ષ ફલ ન જોઇ તેમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરવાજેવું નથી. જે બલવત્તર હોય તેનો જય થાય એ નિયમ આમાં પણ લાગુ પડે છે.

... એ ઇષ્ટમંત્રનો જપ ને પ્રભુસ્મરણ આદિ જે જે ધાર્મિક-ક્રિયાઓ કરી કરાવી તે તેના ભાવિજન્મમાં ઉપકાર કરનારી થશે માટે

એ ક્રિયાઓનું ...ના જીવનના સંબંધમાં નિષ્ફલપણું દેખાતા છતાં પણ તેનું વાસ્તવિક નિષ્ફલપણું નથી.

આવા પ્રસંગમાં સ્નેહીઓને વિકલતા થાય એમાં કંઇ આશ્ચર્ય નથી, તથાપિ શાસ્ત્રીય વિવેકવિચારવડે એ વિકલતા શમાવી શાંતિ ગ્રહણ કરવી એ સમજુનું કર્તવ્ય છે.

શ્રીઈશ્વિર પરમદયાલુ છે. જીવોનાં કર્માનુસાર તેઓ જે કરે છે તેમાં જીવનું હિત હોય છે, ક્યારે પણ તેમાં જીવનું અહિત હોતું નથી. જીવની મરણોત્તર સ્થિતિને નહિ જાણનારા અજ્ઞાની જનો સ્નેહને ને સ્વાર્થને વશ થયેલા હોવાથી તેમને શ્રીઈશ્વિરની કૃતિમાં અનુચિતતા કે નિર્દયતા લાગે છે, પણ તેવું કશું શ્રીઈશ્વિરની નિયતિમાં નથી.

આવા પ્રસંગમાં ધૈર્ય રાખવું તે આવશ્યક છે. ઇચ્છિત ફલીભૂત ન થવાથી તીવ્ર લાગણીવાળા સકામમનુષ્યોના હૃદયને આઘાત થાય એ સ્વાભાવિક છે, પણ સમજુએ પોતાના હૃદયને આઘાત નહિ લાગવા દેતાં આવા પ્રસંગથી વૈરાગ્યની વૃદ્ધિ કરવાનું શીખવાનું છે.

૨૨૫ × ...ની અહીં સ્થિતિ હતી ત્યારે તેમણે સંન્યાસ લેવા ઇચ્છા જણાવેલી, પણ બાહ્યસંન્યાસના કરતાં માનસસંન્યાસ વિશેષ ઉપયોગી હોવાથી તેમને માનસસંન્યાસ ગ્રહણ કરવા સૂચવેલું, અને તેમણે તેમ કરવા સારો પ્રયત્ન કર્યો એમ તમે જણાવેલી તેમની દિનચર્યાંથી જણાય છે.

કેટલાક સમયથી તેમની વૃત્તિ પરમાત્માભણી વિશેષ વળી હતી, ને છેવટે પણ તેમણે સારું સ્મરણ કર્યું એ તેમના જીવાત્માને બહુ ઉપકાર કરનારું થશે.

સ્નેહસંબંધને લઇને તમને સૌને તેનો વિયોગ શોક ઉપજાવે એ સાહજિક છે, તથાપિ તમારે સૌએ શાસ્ત્રીય ઉપાયોવડે પોતાના અંતઃકરણને શાંત કરી તેને ઇશ્વિરના ભજનમાં તથા આવશ્યક વ્યવહારમાં જોડવું ઉચિત છે.

...ને કહેશો કે મોહજિતનું આખ્યાન તમે ઘણી વાર સાંભળ્યું છે, તે આ સમયે પુનઃ વિચારી જશો, ને અહીં કોઇ કોઇનું નથી એવો દૃઢ નિશ્ચય કરી અંતઃકરણને બની શકે તેટલું પરમાત્મામાં વધારે જોડશો.

ભક્તે તો "રાજી હું મેં ઇસ્મેં જીસ્મેં તેરી રજા હૈ" એમ કહેવું જોઇએ. પોતાના મનને એમ રાખવામાંજ ભક્તને લાભ છે.

શોક એ ગયેલી વસ્તુને પાછી મેળવવાનો કે અંતઃકરણને સુખી કરવાનો ઉપાય નથી. શોક તો તેને સેવનારના અંતઃકરણને વધારે ને વધારે સ્થૂલ બનાવી વિશેષ વિશેષ દુઃખી કરે છે, માટે તે સર્વથા ત્યાજ્ય છે.

જીવોને પરમાત્મા જે સ્થિતિમાં મૂકે છે તે સ્થિતિ તેમને માટે સાક્ષાત્ વા પરિણામે સુખ કરનારી હોય છે એ વાત પ્રભુના ભક્તો સારી રીતે સમજે છે.

બની શકે તેટલા શાસ્ત્રીય ઉપાયોવડે સૌ પોતપોતાના અંતઃ-કરણને શાંત કરી જાગૃતિથી સ્વકર્તવ્યમાં યોજશો.

૨૨૬ × ...એ આ ચોમાસામાં અહીં સ્થિતિ કર્યા પછી પોતાના અંતઃકરણને મોક્ષનાં સાધનોમાં જોડવા સારો પ્રયત્ન કર્યો હતો, અને તેનું ફલ તે મેળવશે, માટે તેના વિષે તમારે બંનેએ કાંઈ પણ શોક કરવો ઉચિત નથી. વ્યવહારપક્ષે જે કંઈ કર્તવ્ય જણાય તે યથાયોગ્ય કરવું. પાનાચંદશેઠનું ઉદાહરણ–જેણે પોતાના પુત્રનો વિવાહ ધામધૂમથી કર્યો હતો, ને તે પુત્રનું પરણાવ્યા પછી તુરત સર્પદંશથી મૃત્યુ થતાં તેની અંત્યેષ્ટિક્રિયા પણ સમભાવથી યોગ્યરીતે કરી હતી તે ઉદાહરણ–સ્મરણમાં રાખી તમે બંને પોતપોતાના અંતઃકરણનો ઘણામાં ઘણો સમભાવ જાળવશો. વેદાંતના શ્રવણ, મનન અને નિદિધ્યાસનું ફલ દૃશ્યને મનોરાજ્યના જેવું ગણી તેમાં સર્વદા સમભાવ રાખવો એ છે

તે તમારા જાણવાબહાર ન હોવું જોઇએ. હવે તમારા બંનેના અંતઃ-કરણમાં કંઈ પણ શોકનાં સ્ફુરણ ઊઠતાં હોય તો તેને વિવેકવડે દૂર કરી અંતઃકરણને સમભાવમાં સ્થાપશો.

ઘર એ ધર્મશાલાજેવું છે, અથવા આગગાડીના ડબ્બાજેવું છે. તેમાં પ્રવાસીઓ આવે છે, સ્થિતિ કરે છે, ને જાય છે, તેમાં કોણે કોનો શોક કરવો જોઇએ ? એ વિચારવડે મનને સંપૂર્ણ શાંતિમાં સ્થાપશો. **"न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति"** એ ભગવદ્વચનનો વિચાર કરી અને પ્રભુ પોતાના ભક્તનું સર્વદા ભલુંજ કરે છે એવો શુભવિચાર રાખી મનને સુપ્રસન્ન રાખશો.

× × × અગત્યની આજ્ઞાઓનું આદરપૂર્વક સ્મરણ રાખી તેજ પ્રમાણે સદાગ્રહથી સતત વર્તવા પ્રયત્ન થશે તો તમારું બંનેનું ભાવિ સુધરશે.

૨૨૭ × આ જગત્માં મમતા એ દુઃખનું કારણ છે. ગુણના દર્શનવડે અને સ્વાર્થબુદ્ધિવડે માણસને પ્રાણિપદાર્થમાં મમતા બંધાય છે. એ મમતા દુઃખના હેતુભૂત હોવાથી કોઈ પણ વિનાશી પ્રાણિપદાર્થમાં ગુણદર્શનવડે કે સ્વાર્થબુદ્ધિવડે મમતા બાંધવી નહિ.

...ના વ્યાવહારિક અને પારમાર્થિક શુભગુણોવડે તમારા મનમાં મમતા બંધાઈ હોય તો તે મમતા, મમતાના દુઃખદપણાના વિચારવડે દૂર કરવી જોઇએ.

અહીં કોઈ કોઇનું નથી, ને પ્રાણિપદાર્થનો સંયોગવિયોગ પ્રારબ્ધકર્માનુસાર છે એમ સમજી ...ના વિયોગવડે ચિત્તમાં ઉપજતા દાહને શાંત કરશો.

...એ શુભકર્મ ને શુભચિંતન જીવનના પાછલ્યા ભાગમાં કરેલ છે, તો તેનો શુભ બદલો આપવા પરમાત્મા સર્વથા સમર્થ છે. પરમાત્માના પ્રત્યેક કામમાં ભક્તે પરમાત્માનો શુભ અભિપ્રાય વિચારવો, કે જેથી તે મનુષ્યના મનમાં ખેદાદિ વિકારો ન ઉપજે, અને તેના મનની શાંતિ દૂર ન થાય.

તમારું શરીર પણ ક્ષણભંગુર છે એ તમે જાણો છો, તો ...ના શરીરપતનથી ખેદ ન કરતાં વધારે વૈરાગ્ય ઉપજાવી, પરમાત્માની અધિક અનન્યભક્તિ કરી, તમારા જીવનો ઉદ્ધાર કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો. સંતો કહે છે કેઃ—

"ઓર મરત કહા રોઇએ, જો આપા થિર ન રહાઈ."

૨૨૮ × ગજેંદ્રમોક્ષમાં વર્ણવેલો પર્વત તે આધ્યાત્મિકદૃષ્ટિએ નાસિકાના મૂલ અને બે ભ્રમરના મધ્યભાગમાં આવેલો ભાગ સમજવો. એ પર્વતને યોગાભ્યાસીઓ પોતાના ધ્યાનાભ્યાસવડે જોઈ શકે. જીવ ગજેંદ્ર છે, ને તેને સંસારરૂપી (અજ્ઞાનરૂપી) ગ્રાહે પકડેલ છે એ તમારા ધ્યાનબહાર નથી. એ પર્વતનાં ત્રણ શિખરો તે શુદ્ધરજોગુણ, સત્ત્વગુણ ને શુદ્ધસત્ત્વગુણ સમજવાં. તેની પાસેનું સરોવર તે ત્રિકુટિની ઉપરનો ભાગ સમજવો.

× × × નવા વર્ષમાં સાત્ત્વિકીશ્રદ્ધા, ઉત્સાહ ને સાવધાનતાનો વધારો કરી પરમાત્મસ્મરણધ્યાનવડે મનની શુદ્ધિમાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં વધારો કરશો.

૨૨૯ × પર્યંકવિદ્યાનું વર્ણન ઉપનિષદોમાં કૌષીતકી–ઉપનિષદ્‌નો સાર છે તેમાં જોશો, એટલે સ્પષ્ટ સમજાશે. એ વિદ્યામાં પલંગઉપર બેઠેલા બ્રહ્માની સાથે પોતાનો અભેદ ધારીને બ્રહ્માની ઉપાસના કરવાની હોય છે.

વેદાંતદર્શનના ૨૬ મા પૃષ્ઠમાં "તે બેને બ્રહ્મવેત્તા કહે છે" એ વાક્યનો અર્થ આ પ્રમાણે છેઃ–તે બેને એટલે હૃદયરૂપ ગુહામાં રહેલા પરમાત્મા તથા જીવ એ બેને બ્રહ્મવેત્તાઓ વર્ણવે છે. તેના ૨૧૨ મા પૃષ્ઠમાં "સત્ર અને અહીન" એવા બે શબ્દ છે તેનો આ પ્રમાણે અર્થ થાય છેઃ–ઘણા યજમાનોવડે બાર દિવસનો યજ્ઞ કરાય તે "સત્ર" કહેવાય, અને તેજ બાર દિવસનો યજ્ઞ એક યજમાનવડે કરાય તે "અહીન" કહેવાય. અસુર અને સુર એ શબ્દના જે અર્થ તમે

લખ્યા છે તે ઠીક નથી. શોભનમાર્ગાદિ નામો દેવયાનમાર્ગના પર્યાય છે. પ્લુતી એટલે ત્રણ માત્રા કે તેથી વધારે માત્રાસુધી કોઈ સ્વરનો ઉચ્ચાર કરવામાં આવે તે. પ્રાણાયામમાં આરંભના સંકલ્પની પેઠે અંતનો સંકલ્પ કરવો હોય તો તે થઈ શકે.

ચક્રભેદનમાં આરોહમાં ને અવરોહમાં અન્ય ચક્રોમાં અલ્પસમય ધારણા કરવાની હોય છે. ધારણાના અભ્યાસના આરંભમાં ને અંતમાં સંકલ્પ કરવો હોય તો કરી શકાય.

નવા વર્ષમાં શ્રદ્ધા, ઉત્સાહ ને સાવધાનતામાં વધારો કરી સ્વધર્મનું પરિપાલન અને શાસ્ત્રવાચન કરતા રહેશો.

૨૩૦ × નવા વર્ષમાં દેહાદિમાં રહેલી અહંતામમતા પરમપવિત્ર પરમાત્માના ચરણકમલમાં અર્પણ કરવાની શુભેચ્છા જાણી. તે શુભેચ્છા-પ્રમાણે વર્તી જીવભાવનું શમન કરતા રહેશો.

નીચેના શ્લોકમાં જણાવેલા ઉપદેશનું મનનઅનુસરણ કરવા પ્રયત્ન કરશોઃ–

**"या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।**
**व्युत्थाय विषयेभ्यस्तां प्रतीच्येव निवेशयेत् ॥"**
**"आनंदरूपं हृत्कोशे यद्भाति प्राणिनां सदा ।**
**तच्छुभ्रं ज्योतिषां ज्योतिर्द्रष्टव्यं तन्मुमुक्षुभिः ॥"**

( અવિવેકી મનુષ્યોની શબ્દાદિ વિષયોમાં જે દૂર ન કરી શકાય એવી પ્રીતિ છે તેને શબ્દાદિ વિષયોમાંથી ઊપાડી પ્રત્યગાત્મામાંજ પેસાડવી. )

( પ્રાણીઓના હૃદયકમલમાં જે આનંદરૂપ સર્વદા પ્રતીત થાય છે તે જ્યોતિઓના નિર્મલ જ્યોતિરૂપ છે, તેનો મુમુક્ષુઓએ સાક્ષાત્કાર કરવો જોઇએ. )

જો બની શકે તો વિદ્યારણ્યસ્વામિકૃત અનુભૂતિપ્રકાશ વાંચશો-વિચારશો. × × ×

૨૩૧ × ચાલુ થયેલા નવા વર્ષમાં સાત્ત્વિકીશ્રદ્ધામાં, ઉત્સાહમાં, કર્તવ્યપરાયણતામાં, વિવેકનિષ્ઠામાં, બુદ્ધિની સ્થિરતામાં ને બુદ્ધિની સૂક્ષ્મતામાં વધારો કરવા પ્રયત્નશીલ રહેશો, અને શાસ્ત્રજ્ઞાનમાં ને અનુભવમાં આગળ વધશો.

નિત્યકર્મ, પરમાત્મધ્યાન, જપ ને શાસ્ત્રવિચાર ચાલુ રાખશો. મનની શાંતિમાં વધારો કરશો.

× × × જેવી વાસના હોય તેવાં સ્વપ્ન પ્રાયશઃ આવે છે.

બ્રહ્માગ્નિ સળગાવવામાટે વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર કાષ્ઠોની જરૂર પડે છે માટે અંતઃકરણરૂપી ચૂલામાં એ ચાર સાધનરૂપ કાષ્ઠ ભેળાં કરી બ્રહ્માગ્નિ સળગાવવો, અને જીવભાવને બાળવો, કે જેથી જીવ કૃતાર્થ થાય.

૨૩૨ × નવા વર્ષમાં શ્રદ્ધાપ્રીતિથી પરમાર્થનાં સાધનોનું સેવન કરશો. સં. ૧૯૮૪ ઉપરથી એક અદ્વિતીય બ્રહ્મને જાણી પાંચ જ્ઞાનેંદ્રિયો ને ચાર અંતઃકરણ એ નવને વશ કરી, આઠ પ્રકારની જડ પ્રકૃતિનું અતિક્રમણ કરી, ચાર વેદોએ પ્રતિપાદન કરેલો સદ્યોમોક્ષ પામવાનો પ્રયત્ન કરવો. પ્રમાથીનામના સંવત્સરવડે અંતઃકરણને મથન કરી નાંખનારી દૃશ્યની તૃષ્ણાનો પરાજય કરવા પ્રયત્ન કરવો. સ્વાતિનક્ષત્રવડે અંતઃકરણને શાંત કરવાનો ને પ્રીતિયોગવડે પરમાત્મામાં પ્રીતિ કરવાનો બોધ ગ્રહણ કરવો. કાર્તિકમાસવડે કૃત્તિકાના છ તારાજેવા છ આંતર શત્રુઓનો પરાજય કરવાનું, શુકલપક્ષઉપરથી શુદ્ધ પરમાત્માને ઓળખવાનું, એકમઉપરથી એકજ અદ્વિતીયતત્ત્વને જાણવાનું, બુધવારપરથી જ્ઞાનનિષ્ઠા વધારવાનું ને તુલારાશિપરથી મનને સમતોલ રાખવાનું શીખવું.

વસ્ત્ર ઊતારતાં જો પ્રમાદથી યજ્ઞોપવીત નીકળી જાય તો જો સગવડ હોય તો યજ્ઞોપવીત બદલાવવું, નહિ તો "**यज्ञोपवीतं**" ઇત્યાદિ મંત્ર ભણી પુનઃ તે ધારણ કરવું. સાયંસંધ્યાસમયે ગાયત્રીનું વિસર્જન બેસીને પણ કરી શકાય.

× × × કર્તવ્યપરાયણતા વધારી પ્રસન્ન રહેશો.

૨૩૩ × ભસ્ત્રિકાપ્રાણાયામ ગમે તે સ્વર ચાલતો હોય તેમાં થઈ શકે. બંને નાસિકાથી સરખું ઘર્ષણ કરવું, અને કુંભકનો સમય વધારવો. કુંભકનો સમય વધવાથી લાભ છે. ભોજન કર્યા પછી કંદમાં થોડો થડકારો જણાય તે આહારના ભારને લીધે સમજવો. ષટ્ચક્રના મંત્રની સંખ્યા તે તે ચક્રોની સાથે શ્વાસોચ્છ્વાસના સંબંધને લઇને જણાવેલી છે. ષટ્ચક્રના દેવોની જણાવેલા મંત્રની સંખ્યાવડે ઉપાસના કરવાથી અંતઃકરણની શુદ્ધિમાં અને સ્થિરતામાં વધારો થાય છે. જો તમને ઊંઘ ન આવે અને બીજા વિચારનો વેગ ન વધે તો પશ્યંતી વાણીથી જપ કરતાં પણ અડચણ નથી. સર્વ કામ અંતઃકરણને અંતર્મુખ કરી વિવેકપૂર્વક કરવું. ધ્યાનકાલે આસપાસ કંઈ શબ્દ સંભળાય તો ભયને વશ ન થવું. કેવલકુંભકની પ્રાપ્તિ થયે પ્રાણાયામનો અભ્યાસ બંધ ન કરવો, પણ કુંભકનો સમય વધારવો.

સંસારના પ્રાણિપદાર્થમાંથી મમતા દૂર કરી પ્રભુમાં પ્રીતિ વધારવાથી પ્રભુની પ્રેમલક્ષણાભક્તિ સિદ્ધ થાય છે.

માલા કોઈ દેખે નહિ માટે ગૌમુખીમાં માલા રાખી જપ કરવાનું વિધાન છે. પરમાત્માનું સ્વરૂપ અનંત હોવાથી માલા સુમેરુથી આગળ ન ચલાવતાં સુમેરુઆગળથી પાછી ફેરવીને જપના ઉપયોગમાં લેવી.

શ્રદ્ધા અને ઉત્સાહથી પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવાથી તે વહેલાં સિદ્ધ થાય છે. તત્ત્વોના રંગમાટે સ્વરોદયમાં જોઇને અભ્યાસ કરશો.

પાંચ કરોડ મંત્રનો જપ કરવો હોય તો જેટલી માલા તમારાથી નિત્ય થઈ શકે તેટલી માલાવડે પાંચ કરોડને ભાંગવાથી કેટલા દિવસમાં તે થઈ શકશે તે તમને સમજી શકાશે.

× × × સાધનાભ્યાસ ધૈર્ય, જાગૃતિ અને વિવેક રાખીને કરશો. ઊતાવળી પ્રકૃતિ ન રાખશો.

## પત્ર ૨૩૪-૨૪૭

× પ્રભુની બલવતી માયા જીવને પ્રભુનું દર્શન થવા દેતી નથી તેમાં ભક્તજીવના હૃદયની કોઇક પ્રકારની ન્યૂનતા એ હેતુ હોય છે. ભક્તનો દૃઢતાવાળો પ્રયત્ન પ્રભુ પોતાની આગળ કે પાછળ જ્યાં હોય ત્યાંથી પ્રભુને શોધી શકે છે.

પ્રભુની અનન્યભક્તિ ને તેમનું અનન્યશરણ માયાને તરી જવાનું બલ ભક્તના હૃદયમાં આપે છે.

પ્રભુનો મહિમા સમજી પ્રભુનાં રહસ્યવાળાં આહ્લાદક વાક્યોનું વારંવાર સ્મરણમનન કરવાથી જીવનો જીવભાવ દૂર થઈ તેના હૃદયમાં નિરંતર પ્રભુનું સ્મરણ રહે છે, અને તે જીવ પ્રભુમાં અનન્યભાવે સ્થિત થાય છે.

નેત્રની ને હૃદયની આગળ પ્રભુનું સ્વરૂપ સુસ્થિર રાખવા પરમ-પ્રેમપૂર્વક પ્રયત્ન થતો હશે.

૨૩૫ × ગીતાજીના ૯ મા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં **सदसच्चाहं** એ શબ્દો છે તેમાંના સત્‌અસત્‌ના પ્રકટરૂપ ને અપ્રકટરૂપ એવા અર્થ સમજવા.

"**अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः**" એ શ્રુતિનો ભાવ આ પ્રમાણે સમજવો:–શ્રુતિ ઈશ્વરની આજ્ઞા છે. શ્રુતિએ સંધ્યાવંદનાદિ કર્મ કરવાનું કહ્યું છે. તે કર્મ નહિ કરવાથી ઈશ્વરાજ્ઞાનું ઉલ્લંઘન થાય છે તેથી પ્રત્યવાયની (દોષની) પ્રાપ્તિ થાય છે, એટલે વિચારસાગરના કર્મ ન કરવારૂપ અભાવથી પાપરૂપ ભાવની ઉત્પત્તિ ન થઈ શકે એ કથનનો વિરોધ આવતો નથી.

સુષુપ્તિમાં અનુભવેલા સુખની ને અજ્ઞાનની જાગ્રત્‌માં સ્મૃતિ થાય છે, અને સુષુપ્તિકાલે તે બંનેનો અનુભવ થાય છે. તે અનુભવ અવિદ્યાની વૃત્તિવડે થાય છે. અવિદ્યા એ અંતઃકરણનું સૂક્ષ્મરૂપ છે.

**सो पोखनको परिवार**–હાથીના મોઢામાંથી પડેલા કોળીઆનો ભાગ લઇને કીડીઓ પોતાના કુટુંબનું પોષણ કરવા ચાલી.

**पुंजी बीराने शाहकी**–પુંજી બીજા શાહુકારની છે.

ધ્યાનકાલે કે જપકાલે નવા અભ્યાસીએ ત્રિકુટિમાં અને લાંબા સમયના અભ્યાસીએ હૃદયમાં કે બ્રહ્મરંધ્રમાં મનોવૃત્તિ રાખવી.

વૈશ્વદેવમાં ખીચડી, રોટલી કે મિષ્ટાન્ન હોમી શકાય નહિ. રોટલીમાં તેલનું મોણ હોય, ખીચડીમાં મીઠું હોય, ને મિષ્ટાન્નમાં તેલનું મોણ વા ગોળ નાંખેલ હોય. તેલ ને ક્ષારવિનાનું કુત્સિત અન્નથી ભિન્ન અન્ન હોય તો ચાલી શકે.

ચાંગદેવના આયુષ્‌ની વાત સંભવવાળી જણાતી નથી. સુરેશ્વરાચાર્યનું આયુષ્‌ ૬૩૨ વર્ષનું હતું એમ કોઈ ગ્રંથમાં લખેલું જણાયું નથી.

ચોથી ભૂમિકાવાળાને વર્તમાનજન્મમાં મોક્ષ થાય, અને પાંચમીથી સાતમી ભૂમિકાસુધીના જીવન્મુક્તોને પણ વર્તમાનજન્મમાં મોક્ષનો લાભ થાય.

સંધ્યામાં જે પ્રાણાયામ કરવાના કહ્યા છે તે સંધ્યામાં કહેલી રીતે કરવા. જેને પ્રાણાયામનો ખાસ અભ્યાસ કરવો હોય તેણે સ્વાભાવિકધર્મ વગેરે યોગના ગ્રંથમાં કહ્યા પ્રમાણે અનુલોમવિલોમ પ્રાણાયામ કરવા.

નાદાનુસંધાનમાં ને ધ્યાનમાં ઉમંગપૂર્વક વધારે સમય લેવાશે તો ઉત્તરોત્તર આગળ વધાશે. સવારે ને સાંજે બેય વેલા પંચોપચારથી પૂજન થઈ શકે તો કરવું, નહિ તો એક વખત અવશ્ય કરવું.

૨૩૬ × ઉડ્ડીયાનબંધ ને જાલંધરબંધ પ્રાણાયામના અભ્યાસથી જૂદા કરવાના છે. તેમાં જેટલો સમય તમારાથી સુખપૂર્વક લેવાય તેટલો–આશરે ૫ મીનીટથી ૧૫ મીનીટસુધી–લેવાનો છે. બંધવિના પ્રાણાયામ કરવાથી જોઇએ તેવો લાભ થતો નથી. અર્દ્ધપદ્માસનવખતે ઊંડા શ્વાસોચ્છ્વાસ લેવામૂકવા કે નહિ તે તમારી ઇચ્છાનો વિષય છે. લેવાયમૂકાય તો લેવામૂકવા, નહિ તો નહિ.

સર્વ પ્રાણાયામમાં જ્યાં રેચક કરવાનો હોય ત્યાં એકદમ રેચક નહિ કરતાં ધીરે ધીરે વાયુને ઊતરવા દેવો.

કાળી દ્રાક્ષને પલાળી તેનો રસ કાઢીને પીવાય તો તેમાં અડચણ નથી. કાળી દ્રાક્ષમાંથી બી ન કાઢી શકો તો બીસહિત પણ ખાઈ શકાય. સવારમાં થોડું ઠંડું પાણી પીવાથી તાવ આવવાનો સંભવ નથી. ઠંડે પાણીએ નાવાથી એમ થવા સંભવ છે માટે સવારે ગરમ પાણીએ સ્નાન કરવું.

તમે વીશ વીશ પ્રાણાયામ ત્રણ વખત કરો છો તેમાં દરરોજ પાંચ પાંચનો વધારો કરી બની શકે તો એંશીસુધી પહોંચશો.

કુંભક તમારી શક્તિથી વધારે ન કરવો. કુંભકવેલા નાભિને સહજ ખેંચી રાખવી. કુંભક તમારી શક્તિથી વધારે થયો હોય તો હોજરીમાં ખેંચાણ થાય, ને હૃદય વેગથી ચાલે. શરીરમાં શ્રમ જણાય એટલા પ્રાણાયામ ન કરશો. કુંભક સુખપૂર્વક ૦।।। મીનીટથી ૧ મીનીટસુધી રાખી શકાય એટલો પ્રયત્ન ધીરે ધીરે કરવો જોઇએ. પૂરકવેલા નાભિમાં મન રાખવું, કુંભકવેલા હૃદયમાં મન રાખવું, ને રેચકવેલા ત્રિકુટિમાં મન રાખવું. તે વેલા ત્યાં શાંત તેજ છે એમ ધારણા કરવી. રેચક, પૂરક ને કુંભકવેલા કોઈ દેવની આકૃતિ નહિ ધારો તો ચાલી શકશે. પ્રાણાયામ અને ધારણાદિ વેલા શરીરની નબળાઇથી અપાન છૂટે તો તેમાં અડચણ નથી. ઇરાદાપૂર્વક અપાન છોડવા પ્રયત્ન ન કરવો. પ્રાણાયામાદિ વેલા તમને પશ્ચિમભણી મુખ રાખવાની અનુકૂલતા હોય તો તેમ કરશો. દૂધમાં તમને પાચન થઈ શકે તો થોડું થોડું ઘી નાંખતાં અડચણ નથી. ઘીના આહારથી કામની વૃદ્ધિ થવાનો સંભવ નથી. કામનો આધાર મનઉપર છે.

જવને શેકીને દળીને તેમાં પાણી નાંખીને તૈયાર કરવામાં આવે તેને જવનો સાથવો કહેવામાં આવે છે. જવની રોટલી ને દૂધ દિવસમાં એકવાર લેવાથી શરીરની શક્તિ જળવાઈ રહેશે, તેને હાનિ નહિ પહોંચે, તેથી શરીરશુદ્ધિ થવા પણ સંભવ છે. તમારે માટે તે ખોરાક અનુકૂલ જણાય છે.

પરમપ્રીતિથી પરમાત્માનું સ્મરણ ને ધ્યાન કરશો, અને પ્રાણ તથા મનને અંતર્મુખ રાખશો તો તમારા મનની શાંતિ વધતી જશે, ને વિકારોથી બચી જશો.

પૂરકવખતે મૂલબંધ રાખવો, કુંભકવખતે મૂલબંધ ને જાલંધરબંધ રાખવા, અને રેચકવખતે મૂલબંધ ને ઉડ્ડીયાનબંધ રાખવા.

૨૩૭ × જેમ પૃથિવીના મધ્યભાગમાં મેરુ છે તેમ માલાના મધ્યભાગમાં મેર (મેરુ) રાખવામાં આવે છે. મેરુ રાખવાથી માલાના મંત્રોની ગણત્રી કરવી સહેલી પડે છે. પરમાત્મામાં મુખ્ય ૧૦૮ શુભગુણો રહેલા છે તેનું સ્મરણ રાખવામાટે માલામાં ૧૦૮ મણકા રાખવામાં આવે છે. જૈનમતમાં પણ તેમના માનેલા પાંચ પરમેશ્વરના ૧૦૮ શુભગુણોના સ્મરણમાટે તેમની માલામાં પણ ૧૦૮ પારા રાખવામાં આવે છે.

ગદાવડે વિદ્યા, (જ્ઞાન,) ખડ્ગવડે આત્મવિચાર, ચક્રવડે વૈરાગ્ય, પદ્મવડે દૈવીસંપત્તિ, શંખવડે વીરપણું ને ત્રિશૂલવડે શુદ્ધસત્ત્વગુણ સમજવાં. હનુમાનજી એ વિમલબ્રહ્મચર્યનું સ્વરૂપ છે.

૨૩૮ × શબ્દાનુવિદ્ધસમાધિ એટલે પંચાક્ષરમંત્ર, અહં બ્રહ્માસ્મિ મહાવાક્ય કે પ્રણવ એમાંના કોઈ એકના જપની સાથે બ્રહ્માકારવૃત્તિ કરવાનો પ્રયત્ન કરવો તે. એમાં માલા લેવાની કે સંખ્યા ગણવાની અગત્ય રહેતી નથી. અનુકૂલતાપ્રમાણે કેટલો સમય જપ ને બ્રહ્મભાવના કરવાનાં છે તે નક્કી કરવું જોઇએ.

પોતાનાં ત્રણ શરીરોથી અને પ્રતીત થતા જગત્થી ભિન્ન તેમના આધારભૂત જે અખંડ એકરસ બ્રહ્મ છે તેમાં ઉપરના જપની સાથે અથવા જપવિના મનોવૃત્તિને સ્થિર કરવાની છે. એવો પ્રયત્ન કરતી વેલા લય, વિક્ષેપ અને કષાય એ ત્રણ દોષોમાંના કોઈ દોષથી અંતઃકરણ પરાભવ ન પામે તેમાટે અત્યંત સાવધાનતા સેવવી જોઇએ.

આ અભ્યાસમાં પ્રથમ જપ ને પછી ધ્યાન કરવાં. ધ્યાનમાં ઉપરનો

કોઈ દોષ નડે તો પુનઃ જપ ને ધ્યાન કરવાનું છે. એમ પ્રયત્ન કરી અંતઃકરણ વધારે સમયસુધી બ્રહ્માકાર રહે એમ પરિણામ લાવવું જોઇએ. ઉપર જણાવેલાં ત્રણમાંનો જે જપ તમને વધારે પ્રિય લાગે તે એક જપ તમારા અંતઃકરણની યોગ્યતાનો વિચાર કરી કરવો.

વૃત્તિનું ચંચલપણું ન રાખતાં જે એક સાધન આરંભ્યું હોય તેનો પરિપાક કરવા દીર્ઘકાલસુધી સતત પ્રયત્ન કરવો જોઇએ.

૨૩૯ × દારિદ્ર્યનો નાશ કરવામાટે જો બની શકે તો **શ્રીસૂક્તનો** પાઠ શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી નિત્યપ્રતિ એક વાર, ત્રણ વાર, પાંચ વાર વા તેર વાર પૂર્વાભિમુખે બેસી, સંમુખ ડાબી બાજુ ઘીનો દીવો રાખીને થાય તો કરવો. છેવટના પાઠવેલા એક એક મંત્ર ભણીને ઘીની આહુતિ અગ્નિમાં દેવાય તો વિશેષ ઉપકાર કરનાર થાય.

જો તમારે "દારિદ્ર્યદહનાય નમઃ શિવાય" એ મંત્રનો જપ એક વાર, પાંચ વાર વા અગિયાર વાર કરવો હોય તો તે પણ ઉપકારક છે. તેમાં નમઃ શિવાયને અંતે **શ્રીશંકરને** પગે લાગવું, ને મંત્રનો પાઠ ચાલે ત્યાંસુધી સંમુખ ડાબી બાજુ ઘીનો દીવો બની શકે તો રાખવો. વનપર્વમાં જે સૂર્યની પ્રાર્થનાનું સ્તોત્ર છે તે પણ ઉપકારક છે. તેનો એક વાર કે ત્રણ વાર પાઠ સંમુખ ડાબી બાજુએ આગળ ઘીનો દીવો મૂકીને શુદ્ધોચ્ચારથી કરવો જોઇએ. એ ત્રણમાંથી જે તમારા હૃદયને અને સ્થિતિને અનુકૂલ જણાય તે એક શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી કરશો. પ્રત્યેક શાસ્ત્રીયકર્મ દૃઢશ્રદ્ધાવાળાને ફળે છે એમ શાસ્ત્ર ને સજ્જનો કહે છે.

૨૪૦ × ખરેખરી રીતે પરા વાણી એ સ્ફુરણરૂપ છે. પશ્યંતી અને મધ્યમા એ મનનું સ્વરૂપ પકડે છે, અર્થાત્ મનસાથે જોડાય છે. સ્ફુરણપછી સંકલ્પવિકલ્પરૂપ મન પ્રતીત થાય છે. મન અને વાણી જાગ્રતકાલમાં સામાન્યપણે પોતાનું ન્યૂનાધિક કામ કરતાં હોય છે. વાણી

ઇષ્ટદેવના સ્મરણમાં કે કર્તવ્યના સ્મરણમાં જોડાય ને મન પણ ઇષ્ટદેવના ધ્યાનમાં કે તત્સંબંધી વિચારમાં જોડાય તે ઇચ્છવાયોગ્ય ગણાય છે. મનની સ્ફુરણરહિત સ્થિતિ એ નિર્વિકલ્પસમાધિ છે. મનની એકાગ્રતાના અભ્યાસવડે એ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

જ્ઞાનીઓ પણ પોતાની પ્રકૃતિને અનુસરે છે એમ ગીતાજીમાં કહ્યું છે ત્યાં બહુધા પોતાના શુભસ્વભાવને અનુસરે છે એમ સમજવું. પછી સામાન્યલોકમાં તે યોગ્ય મનાય કે અયોગ્ય મનાય તે બીજી વાત છે.

શ્રીકૃષ્ણને સખારૂપ માની તેમને અર્જુને કંઈ ઉપહાસરૂપ વચન કહ્યાં હશે તે અવિદ્યાના બલથી તે વેલા તેમનો મહિમા ભૂલીને કહ્યાં હશે એમ અનુમાન કરવું.

ગીતામાહાત્મ્યમાં જે અર્ધમાત્રશબ્દ વાપરેલો છે તે માંડૂક્ય-ઉપનિષદ્‌માં વાપરેલા અમાત્રશબ્દને માટે સમજવો.

જૂના સંસ્કૃતમાં ઋગ્વેદમાં ળ મૂલાક્ષરતરીકે વાપરેલો જણાય છે. ક્ષ સંયુક્તાક્ષર છે. ગુજરાતીમાં કવચિત્ તે મૂલાક્ષરરૂપ પણ ગણાય છે.

તમે જણાવેલા સૂર્યના ઉદય ને અસ્ત ધ્રુવની આસપાસના પ્રદેશમાં સંભવી શકે.

શ્રદ્ધા, પ્રીતિ, સ્થિરતા ને સાવધાનતાથી સ્વકર્તવ્ય કરતા રહી પરમાર્થમાં આગળ વધશો.

૨૪૧ * જે મનુષ્યની દુર્વાસનાથી અવગતિ થઈ હોય તે જીવ પ્રેત-સ્વરૂપ ધારણ કરી પોતાના ઘરની આસપાસ ભ્રમણ કર્યા કરે છે, અને પોતાનાં સગાંને સ્વપ્નમાં કે બીજી રીતે દેખાઈ અથવા કોઈના અંતઃકરણમાં આવિર્ભાવ પામી પોતાની વાસના પરિપૂર્ણ કરવા નિવેદન કરે છે.

મરનારને કોઈ વિષયમાં વાસના રહી હશે એમ અનુમાન થાય તો તેને જે વિષયમાં પ્રધાન પ્રીતિ જણાતી હતી તે પ્રીતિના પદાર્થનું સુપાત્રે યથાશક્તિ દાન કરવું.

તમે તમારા શાસ્ત્રોક્તકર્મમાં વધારે પ્રવૃત્ત રહો તેમાં તમારું ને મરનારનું હિત સમાયેલું છે. નકામા વિચારમાં મનને ભમાવ્યા કરવું નહિ.

૨૪૨ × જો બની શકે તો ધૌતિનો અભ્યાસ ધીરે ધીરે કરશો. સિદ્ધાસન એક કલાકસુધીનું ને બદ્ધપદ્માસન અર્ધા કલાકસુધીનું થઈ શકે તો કરશો, વૃક્ષાસન માત્ર સવારે પા કલાકથી અર્ધા કલાકસુધીનું થઈ શકે તો ક્રમથી કરવું. મહામુદ્રા ને મહાબંધમુદ્રા સવારસાંજ પા પા કલાક થઈ શકે તો ઠીક. જો મયૂરાસન સવારસાંજ ત્રણ ચાર મિનિટ કરી શકો તો કરશો.

ઉપર પ્રમાણે અભ્યાસ કરવાથી તમને યકૃત્‌નો વ્યાધિ કવચિત્ કવચિત્ જણાતો હશે તો તે નિવૃત્ત થશે, અને ઉત્તરોત્તર અંતઃકરણની યોગ્યતામાં વધારો થતો જશે.

૨૪૩ × જો નાંદીશ્રાદ્ધ કરીને જપાદિ કર્મનો આરંભ કર્યો હોય તો વૃદ્ધિસૂતક પડ્યા છતાં પણ જપાદિ કર્મ કરવામાં અડચણ નહિ. જો નાંદીશ્રાદ્ધ ન કર્યું હોય તો દશ દિવસનું વૃદ્ધિસૂતક સાત પેઢી-સુધીના મનુષ્યોએ પાળવું જોઇએ.

કોઈ પણ ધાર્મિક કર્મ નાંદીશ્રાદ્ધ કર્યા પછી આરંભવું કે જેથી બંને પ્રકારના સૂતકથી તે ધાર્મિકકર્મમાં ત્રુટ ન પડે.

જો બાપને ત્યાં દીકરી સૂવાવડ કરવા આવેલ હોય, અને પિતાને ઘેર તે બાળકને જન્મ આપે, તો ત્રણ દિવસ સૂતક પાળી પછી જૂદા ઘરમાં પિતાથી વૈદિક શાસ્ત્રોક્તકર્મ થઈ શકે. જેણે સૂવાવડી સ્ત્રીનો સ્પર્શ ન કર્યો હોય તેવો માણસ સૂવાવડી સ્ત્રીના ઘરથી જૂદા ઓરડામાં દૂધ, ફરાળ કે દશમી કરીને લાવે તો તે લઈ શકાય.

શ્રદ્ધા, ઉમંગ, સાવધાનતા ને વ્યવસ્થા રાખી સ્વધર્મનું પાલન કરી પરમાર્થમાં આગળ વધવા પ્રયત્નશીલ રહેશો.

૨૪૪ × શક્તિચાલનનો અભ્યાસ ચાલુ હોવાના સમાચાર જાણ્યા.

પરિધાનયુક્ત પરિચાલનમાં ધડનો ભાગ સ્થિર રાખીને માત્ર માથુંજ ઊંચુંનીચું કરતા હશો. તાડન અંને પગની પાનીથી કરતા હશો. તે વેલા પાનીઓ ઉપરાઉપર રહેતી હશે. કુંડલિનીને મનોમય ગ્રહણ કરીને પછી તે ઉપર ચઢે છે એવી ધારણા કરવાની છે. તેની વિશેષ સમજ અવકાશે અહીં આવો ત્યારે સમજી લેશો.

આહાર પથ્ય ને પવિત્ર લો છો તેમ લેતા રહેશો.

ત્રાટકના અભ્યાસના સમાચાર જાણ્યા. જૂદા રંગ ન જણાય તે સારું છે. શાંત તેજ તે કાલે પ્રતીત થાય તે ઇચ્છવાયોગ્ય છે.

૨૪૫ × ઉડ્ડીયાનબંધ, જાલંધરબંધ ને ભસ્ત્રિકાપ્રાણાયામ જો અનુકૂલતા હોય તો સવારસાંજ કરવા.

પશુપાલન કરી દૂધ, ઘી, દહીં ને છાશ વેચવાનો ધંધો બ્રાહ્મણને માટે નિષિદ્ધ છે. એ ધંધામાં લોભને વશ થઈ ઘાલમેલ કરવાના પ્રસંગ ઊભા થવાનો સંભવ હોવાથી એ ધંધો બ્રાહ્મણને માટે નિષિદ્ધ કહેલો છે. ક્ષત્રિય આપત્તિકાલમાં તે ધંધો કરી શકે. વૈશ્યને તેવો ધંધો કરવામાં બાધ નથી. એ ધંધો કરનારે બની શકે તેટલી પ્રામાણિકતા જાળવવી જોઇએ.

ચોમાસામાં સંન્યાસીને, બ્રહ્મચારીને તથા સાધુને બે માસ વા ચાર માસ એક સ્થલે રહેવાનું વિધાન શાસ્ત્રે નીચે જણાવેલા કારણથી કર્યું છેઃ—

ચોમાસામાં ઉત્પન્ન થતા ક્ષુદ્ર કીડાઓની હિંસા ન થાય, વર્ષાઋતુમાં પ્રવાસ કરવાથી થતી પ્રતિકૂલતા ન વેઠવી પડે, પોતાનો શાસ્ત્રસંબંધી ને સાધનસંબંધી અભ્યાસ સારી રીતે કરી શકાય, અને તે ગામના કે નગરના અધિકારી જનોને શાસ્ત્રાદિનો ઉપદેશ સારી રીતે કરી શકાય.

પરમાત્માની પ્રસાદીનું નામ પડ્યું એટલે આસ્તિક મનુષ્યે તે ભાવપૂર્વક લેવી જોઇએ. પ્રસાદીનું બાહ્યસ્વરૂપ જોવાનું નથી, પણ તેવડે અંતઃકરણની શુદ્ધિનો મુખ્ય હેતુ ધ્યાનમાં રાખવાનો હોય છે. “આવી

પ્રસાદી હું નહિ લઈ જાઉં" એમ બોલવું એ આસ્તિક મનુષ્યને માટે પાપરૂપ છે.

ચિત્તશાસ્ત્ર,-માનસશાસ્ત્ર, ચારિત્રમીમાંસા અને તત્ત્વમીમાંસામાટે પાતંજલયોગદર્શન, સાંખ્યદર્શન અને વેદાંતદર્શન વિચારવાયોગ્ય છે.

ભિન્ન ભિન્ન દેવદેવીઓનાં દર્શન અને ભાવના કરવાને બદલે ઉત્તમ જિજ્ઞાસુએ પોતાના ઇષ્ટદેવનાં દર્શન અને પોતાના ઇષ્ટદેવની ભાવના કરવાં એ ઉત્તમ છે.

પોતાના સદ્‌ગુરુશ્રીનો દિવ્યસંદેશ પ્રત્યેક દેશમાં ને પ્રત્યેક વ્યક્તિને મળે એવો પ્રયત્ન કરવો એ ઉચ્ચકોટિની ગુરુસેવા ગણાય.

કોઇનો જીવનવૃત્તાંત લખનારે જેમનો જીવનવૃત્તાંત લખવો હોય તેમની સાથે લાંબો કાલ રહેવું જોઇએ, તેમના ભાવોને ને તેમની પ્રવૃત્તિઓને સૂક્ષ્મદૃષ્ટિથી જાણવાં જોઇએ, અને તે ઉપર શાસ્ત્રીયરીતે વિચાર કરવાનું બલ મેળવવું જોઇએ.

પોતાના સદ્‌ગુરુનું માનસિક પૂજન કરી શકાય.

જો હવિષ્યાન્નવડે વૈશ્વદેવ નજ થઈ શકે તો જલથી વૈશ્વદેવ થાય. તેમાં ત્રભાણીમાં રહેલા પવિત્ર જલને અગ્નિ કલ્પાય, ને પંચપાત્રમાં રહેલા પવિત્ર જલને હવિષ્ય કલ્પાય, ને તેની આહુતિઓ અપાય.

૨૪૬ × શાસ્ત્રવિચારથી અને પ્રભુના સૌંદર્યસારનિધિસ્વરૂપમાં મનને સ્થિર રાખવાથી પ્રભુશ્રીનો અગાધ મહિમા સમજવા મન સમર્થ થાય છે.

ઇષ્ટદેવનું સ્મરણ, પૂજન ને ધ્યાન કરતાં તેઓશ્રીની મૂર્તિનું દર્શન થાય, અને પછી તેમના તેજોમય સ્વરૂપનું દર્શન થાય તે ક્રમથી ઉત્તમ ગણાય છે. શ્રીશંકરનું દક્ષિણામૂર્તિસ્વરૂપે અથવા તેજોમય બાણુસ્વરૂપે દર્શન થાય તે ક્રમથી ઉત્તમ ગણાય છે.

મૃત્યુંજયમંત્ર નીચે પ્રમાણે છે:—

**ॐ त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्धनं उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥**

શ્રદ્ધા, ઉમંગ ને વ્યવસ્થાથી સાધન કરતા રહેશો તો પરમાર્થમાં આગળ વધશો.

વિવેક, વૈરાગ્ય, શમ, દમ ને સહનશીલતા રાખી મનની અખંડ પ્રસન્નતા જાળવશો. કોઈ પણ નિમિત્તે મગજ, જ્ઞાનતંતુ, ગતિતંતુ ને રુધિરને તપવા દેશો નહિ.

**"मन्मना भव०" "यत्करोषि यदश्नासि०"** ને **"सर्वधर्मान्परित्यज्य०"** એ શ્રીભગવદ્ગીતાના શ્લોકોના અર્થનું મનન અને અનુસરણ કરવા પ્રયત્નશીલ રહેશો.

**"हृदयात्संपरित्यज्य सर्वमेव महामतिः ।**
**यस्तिष्ठति गतव्यथः स मुक्तः परमेश्वरः ॥"**

(જે મોટી બુદ્ધિવાળો પુરુષ સર્વદૃશ્યનો હૃદયથી સારી રીતે પરિત્યાગ કરીને વ્યથાવિનાનો રહે છે તે મુક્ત છે, તે પરમેશ્વર છે.)

૨૪૭ × પરમાત્માના સ્મરણધ્યાનવડે અને શરીરના ક્ષણભંગુરપણાના વિચારવડે તમારે તમારા મનને શાંત રાખવા પ્રયત્ન કરવો જોઇએ. મરણ થયા પછી જીવના કર્માનુસાર તેને જો દેવાદિના જન્મની પ્રાપ્તિ થવાની હોય તો તેને તુરત પુનર્જન્મ પ્રાપ્ત થાય છે, અને જો મનુષ્યાદિના શરીરની પ્રાપ્તિ થવાની હોય તો તે પ્રથમ પિતાના શરીરની સાથે જોડાઈ પછી માતાના શરીરમાં દાખલ થઈ સમય આવે જન્મ ધારણ કરે છે. દેહ છોડ્યા પછી અથવા પુનર્જન્મ પામ્યા પછી મરનારને પોતાના સંબંધીઓની ઈશ્વરના નિયમાનુસાર પ્રાયશઃ સ્મૃતિ રહેતી નથી. મરણ પામનાર જીવ જે શરીરની સાથે જોડાય છે ત્યાં પ્રાયશઃ તેના જીવને ઉપયોગપૂરતી શાંતિ રહે છે. મરનાર મનુષ્યના જીવાત્માને વિશેષ સુખી કરવા તેનાં સંબંધીઓએ થઈ શકે તેટલું પુણ્ય-

દાન ને શુભકર્મ શ્રદ્ધાપ્રીતિથી કરવું, ને તેનું ફલ મરનારને અર્પણ કરવું, તેથી તેને વિશેષ શાંતિનો ને વિશેષ સુખનો લાભ થાય છે.

તમારું સૂર્યોપાસન, જપ ને શાસ્ત્રવાચન નિત્ય નિયમપૂર્વક ચાલતાં હશે. તેમાં આળસ કે પ્રમાદ નહિ નડતાં હોય. ધર્મ પાળવાથી મનની અસ્વસ્થતા દૂર થાય છે.

## પત્ર ૨૪૮–૨૫૭

* બની શક્યા પ્રમાણે શાંતિથી ઇષ્ટમંત્રનો જપ ચાલુ રાખશો. ચિત્તનો સમભાવ જાળવવા પણ પ્રયત્નશીલ રહેશો. પરમાત્માના સ્મરણપૂર્વક દુઃખને શાંતિથી સહન કરવું એ પણ તપ છે, ને એ તપ દુઃખની નિવૃત્તિ કરવામાં ઉપયોગી થાય છે. શુભભાવનાને પ્રબલ કરવા પ્રયત્નશીલ રહેશો. પરમકૃપાલુ પરમાત્મા સર્વ કરવાને સમર્થ છે. આર્તમનુષ્યના અંતઃકરણની સાત્ત્વિકીશ્રદ્ધાના પ્રમાણમાં સત્પુરુષોનો આશીર્વાદ તેને ફલે છે.

મંદવાડના કારણથી શરીરની અશક્તિને લઇ ચાતુર્માસમાં એકટાણું ન બની શકે તો આપત્કાલનો ધર્મ ગણી અનુકૂલતાપ્રમાણે ભોજન લેવાનું રાખશો.

* કોઇ પણ પ્રવૃત્તિ પોતાનું ગજું વિચારીને કરવી જોઇએ. ગજાઉપરાંત પ્રવૃત્તિ કરવાથી ધાર્યું ન થાય ત્યારે અપકવ ચિત્તને ખેદ થાય એ સ્વાભાવિક છે, માટે ભવિષ્યમાં પોતાની શક્તિપ્રમાણે પ્રવૃત્તિ કરવાની સંભાળ રાખશો.

૨૪૯ * યોગની ચોપડીઓ વાંચી પ્રાણાયામનો અભ્યાસ કરવા માંડ્યો એ ઠીક ન કર્યું.

જે મનુષ્યનું પ્રાણાયામ કરતાં શરીર બગડ્યું હોય તેણે પોતાનું શરીર સુધારવા બદ્ધપદ્માસનનો થઇ શકે તેટલો સવારસાંજ અભ્યાસ કરવો. તાળવામાં, લમણામાં, બરડાની કરોડે, હાથનાં

તળીઆમાં ને પગનાં તળીઆમાં સવારસાંજ બદામનું તેલ લગડાવીને માલીશ કરાવવી.

જો બની શકે તો ત્રણેક દિવસ દૂધમાં કરેલો બાજરાનો રોટલો અર્ધો પકવીને માથાઉપર આશરે એક પહોરસુધી આંધી રાખવો.

તેણે બની શકે તેટલા સવારસાંજ ઊંડા શ્વાસ લેવાનો પણ પ્રયત્ન કરવો જોઇએ.

આહાર હલકો ને પાચન થઇ શકે તેટલોજ રાખવો. દબાવીને આહાર લેવો નહિ.

૨૫૦ * નાકે પાણી પીવાથી આંખો સ્વચ્છ રહે છે, અને મગજ શાંત રહે છે. આશરે પા શેર પાણી નાકથી પીવાય તો ઠીક. નાકે પાણી પીધા પછી સૂત્રની નેતિ કરવાની જરૂર નથી. નાકે પાણી પીવું તે જલનેતિ કહેવાય છે. નાકે પાણી પીધા પછી ધૌતિ ને આસન આદિનો અભ્યાસ કરવો હોય તો અર્ધા કલાકપછી કરવો. નેતિનો, ધૌતિનો ને આસનનો અભ્યાસ સવારે છથી નવસુધી થઈ શકે. આસનનો અભ્યાસ રાત્રે જમ્યા પહેલાં થઈ શકે. નેતિ, ધૌતિ ને આસનાદિનો અભ્યાસ ધીરજ, જાગૃતિ, વિવેક ને શ્રદ્ધા રાખીને કરવાનો છે.

એકવેલા ભોજન કરનાર મનુષ્યથી સવારે ને સાંજે મૂલબંધ તથા ઉડ્ડીયાનબંધ થઈ શકે. તેનો અભ્યાસ આશરે દશ દશ મિનિટ થાય તો ઠીક. રોજ બસ્તિ થઈ શકે. આશરે બશેરથી પાંચશેરસુધી જલ ચઢાવીને પા કલાક રાખી પછી કાઢી શકાય ત્યારે બસ્તિ સિદ્ધ થઈ ગણાય.

શ્રીગણપતિમાં જ્ઞાનનું વિશેષપણું જણાવવામાટે તેમને નાના નાકવાળાને બદલે શૂંઢરૂપ મોટા નાકવાળા બનાવવામાં આવે છે.

સંધ્યા, જપ અને શાસ્ત્રવાચન કરતા રહી અંતઃકરણની શુદ્ધિમાં ને સ્થિરતામાં વધારો કરશો.

**૨૫૧ * જો જાગ્રદવસ્થાના સમયનું યથાયોગ્ય સમયપત્રક બાંધી**

પછી શ્રદ્ધા ને ઉત્સાહ રાખી નિયમિતરીતે તે પ્રમાણે વર્તવામાં આવે તો મન પ્રસન્ન રહે, અને અસંતોષવડે તથા અધૈર્યવડે તેનો પરાભવ થઈ તે વ્યાકુલ ન થાય. મુમુક્ષુએ પોતાના મનને સર્વદા શુભ-કર્મમાં જોડી રાખવું, તેને ક્ષણ પણ નવરું નજ રહેવા દેવું. "સંતોષથી અત્યુત્તમ સુખનો લાભ થાય છે" એમ ભગવાન્ પતંજલિએ યોગદર્શનમાં કહ્યું છે. મહાભારતમાં પણ યયાતિ રાજાએ કહ્યું છે કેઃ—"આ લોકમાં જે ઇચ્છિત સુખ છે, અને સ્વર્ગનું જે દિવ્ય મોટું સુખ છે તે સર્વ સુખ તૃષ્ણાનો ક્ષય થવાથી જે ઉત્તમસુખની પ્રાપ્તિ થાય છે તેની આગળ એક આનાજેટલાં પણ નથી." આ વચનોનો વિચાર કરી મુમુક્ષુએ પોતાના મનને સંતોષવાળું રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

જિજ્ઞાસુએ શુભ પુરુષપ્રયત્નમાં આદર રાખી તેનું સેવન કરવું. મનની બહિર્મુખતા મનુષ્યને ન્યૂનાધિક દુઃખાનુભવ કરાવે છે, અને મનને જો ધ્યાનાદિવડે અંતર્મુખ કરવામાં આવે તો તે અંતર્મુખ થયેલું મન મનુષ્યને ઘણા શ્રેષ્ઠ સુખનો અનુભવ કરાવે છે. શ્રુતિમાં તેના સંબંધમાં આવા ભાવનું કહ્યું છેઃ—"સમાધિવડે નિર્મલ થયેલા ને આત્મામાં પ્રવેશ પામેલા ચિત્તને જે સુખ થાય છે તે સુખનું વર્ણન વાણી ત્યારે કરી શકતી નથી. તે સુખ માત્ર અંતઃકરણવડેજ ગ્રહણ કરી શકાય છે." શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ "**सुखमात्यंतिकं यत्तद् बुद्धिग्राह्यमतींद्रियम् ॥**" (આત્માના અનુભવથી પ્રાપ્ત થતું જે નિરતિશય સુખ છે તે આત્માભિ-મુખ સૂક્ષ્મબુદ્ધિવડે ગ્રહણ થઈ શકે એવું ને ઇન્દ્રિયોવડે ગ્રહણ ન કરી શકાય એવું છે,) એ વચનોવડે એમજ કહ્યું છે.

જીવને મનુષ્યશરીરની પ્રાપ્તિ ઘણા પુણ્યના ફલનો ઉદય થાય ત્યારે થાય છે. એ મનુષ્યજન્મનો લાભ લઇ લેવા વિવેકી મનુષ્યે ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. કેમે કરીને પાછો ન મેળવી શકાય એવો બહુમૂલ્યવાન્ કાલ બહુ ઊતાવળે ચાલ્યો જાય છે એમ સમજી હવે જેમ બને તેમ નજ

ચાલે એટલો જનસંગ રાખી આત્મવિચાર, આત્મધ્યાન ને શાસ્ત્રવિચાર કર્યા કરવાં. આહારને નિયમમાં રાખી શરીરનું આરોગ્ય સાચવવું, ને વિવેકવિરાગના અનુષ્ઠાનવડે મનની સ્વસ્થતા જાળવવી. એકાંતસ્થાનમાં રહી આત્મધ્યાન કરવાથી અંતઃકરણમાં આત્મસુખનો અનુભવ મેળવવાની યોગ્યતા આવે છે. "બીન એકાંત ન આનંદ કબહુ, મીલે અબ્ધિલોં પૃથ્વી સબહુ." ત્યાં સાધનને માટે એકાંતની અનુકૂલતા છે, અહીં એવી અનુકૂલતા નથી.

* અહીં નાનાવિધ પ્રવૃત્તિથી બાહ્યવૃત્તિ વધારે રહે, ને એકાંતમાં સ્વસ્થપણે બેસી કરવાનું અગત્યનું સાધન થઈ શકે નહિ, માટે અહીં આવવાનો વિચાર નહિ રાખતાં ત્યાં રહી આજસુધી જેટલો જેટલો ઉપદેશ સાંભળ્યો છે તે સર્વ ઉપદેશનું આદરપૂર્વક મનન કરી તેને દૃઢતાપૂર્વક આચારમાં મૂકી હૃદયની શુદ્ધિમાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં ઘણામાં ઘણો વધારો કરવા પ્રયત્ન કરવો. આમ કરવામાં તમને આરંભમાં શ્રમ ને કંટાળો જણાશે, પણ શ્રદ્ધા ને ઉમંગના વધારાથી શ્રમનું ને કંટાળાનું ભાન દૂર થઇ જશે. મનની બહિર્મુખતા દૂર કરી તેની અંતર્મુખતા કર્યા વિના મુમુક્ષુને પરમતત્ત્વનું ભાન ને આનંદનો અનુભવ થઇ શકતો નથી. મનની સ્થૂલતાને ક્રમથી દૂર કરી તેને સૂક્ષ્મતમ કરવું જોઇએ. પરમાત્મા સ્થૂલરૂપ નથી, પણ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણશરીરથી પર અતિસૂક્ષ્મ ને વ્યાપકસ્વરૂપ છે. મનને અતિસૂક્ષ્મ કર્યા વિના તેમનો સાક્ષાત્કાર થઈ શકતો નથી. પરમાત્માના સ્થૂલસ્વરૂપનું દર્શન ઘણો સમય કર્યું, હવે તેમના સૂક્ષ્મતમસ્વરૂપનો સાક્ષાત્કાર કરવા ઘણામાં ઘણા ઉમંગથી ઘણામાં ઘણો પ્રયત્ન કરવો.

"**बाह्यस्पर्शेष्व०**" થી માંડીને "**योऽन्तःसुखोऽन्तरा०**" ત્યાંસુધીના **શ્રીગી**તાજીના પાંચમા અધ્યાયના ચાર શ્લોકોનું સારી રીતે મનન કરી સમજપૂર્વક આચારમાં મૂકવાથી તમારું અંતઃકરણ પરમાર્થનાં સાધનોમાં વધારે ઉત્સાહી રહેશે.

૨૫૨ * તમે માથાઉપર રોજ રાત્રે અને સવારે બદામના તેલની માલીશ કરાવશો, તથા હાથે, પગે અને બરડાની કરોડે પણ બદામના તેલની માલીશ કરાવશો, અને રોજ સવારે એક રૂપીઆભાર બદામનો મેસુબ ખાશો તો તમારા મગજમાંથી ઊઠતા કૃત્રિમનાદો શાંત થવાનો સંભવ છે.

તમને ઉડ્ડીયાનબંધ યથાયોગ્ય નહિ આવડવાથી તેનો લાભ નહિ જણાયો હોય.

૨૫૩ * ધર્મનું કામ પોતાના ગુરુની અનુમતિ મેળવીને જો શિષ્ય કરે તો તે કામ તેને ઉપકારક થાય છે.

પુરશ્ચરણનો જપ આસનપર બેસીને કરવો જોઇએ.

તમારા શરીરનું આરોગ્ય સચવાય તો મોળું જમવું, નહિ તો એક વેલા થોડા મીઠાવાળું જમવું.

ઇષ્ટમંત્ર, અઘોરમંત્ર ને ગાયત્રીમંત્ર તમારી સવગડપ્રમાણે શ્રદ્ધા, ઉમંગ ને મનની સ્થિરતા રાખી કરવો.

પશ્ચિમતાનાસન કરવામાં શ્રમ જણાય તો તે ન કરવું. નાભિને બરડાની કરોડભણી સુખપૂર્વક ખેંચી શકાય તેટલી વાર ખેંચવી.

શ્રાદ્ધપક્ષમાં શુભકામે બહાર ન જવાય તો ઠીક.

રેલમાં લાગટ બે દિવસ બેસવું પડે તો સંધ્યાપૂજાદિ મનમાં કરવાં. જો ગાડીમાં અસ્પૃશ્યવર્ણનો સ્પર્શ થાય તો પહેરેલાં વસ્ત્રો ધોઈ નાંખવાં, ને સ્નાન કરવું.

જો એક લાખ ગાયત્રીમંત્રનો જપ કર્યો હોય તો હોમતર્પણાદિ કરવું પડે. સવા લાખ ગાયત્રીમંત્રનો જપ કરનારને તે ન કરવાં પડે.

૨૫૪ * એકલા શાસ્ત્રશ્રવણથી મુમુક્ષુને જોઇએ તેવો લાભ થતો નથી. સાંભળેલાનું વા વાંચેલાનું મનન તથા અનુસરણ કરવાથીજ તેને લાભ થાય છે.

જનસંગ પરિમિત રખાય, તથા બ્રહ્મસાક્ષાત્કારનાં સાધનોનું શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી સેવન કરાય, તોજ જિજ્ઞાસુનું બહિર્મુખ અંતઃકરણ અંતર્મુખ થઈ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થઈ શકે છે.

મુમુક્ષુએ સાધારણ સાધારણ પ્રતિકૂલ પ્રસંગમાં પોતાના મનને તપવા દેવું નહિ જોઇએ, તથા પોતાના મનની કુકલ્પનાવડે તેને વિક્ષેપવાળું ન કરવું જોઇએ. તેણે પોતાના મનની સ્થૂલતા ને ચંચલતા દૂર કરવા સતત ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

× હવે બની શકે તેટલા મનના ઉમળકાથી શાસ્ત્રનું જ્ઞાન મેળવવા ને પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન કરવા પ્રયત્ન કરવાનો છે. સંસ્કૃત-ભાષા ન જાણી શકાય તો તેની આવશ્યકતા નથી.

જે મુમુક્ષુ શાશ્વતી શાંતિ અને શાશ્વતસુખ મેળવવા ઇચ્છતો હોય તેણે પોતાનું ધાર્યું કરવાનો સ્વભાવ મૂકી દઇને પોતાના સદ્‌ગુરુની આજ્ઞા શ્રદ્ધા ને ઉમંગથી પાળવા પ્રયત્ન કરવો જોઇએ.

સર્વ દૃશ્ય મિથ્યા છે, અને એ દૃશ્યનો પ્રકાશક આત્માજ સત્ય છે એવો નિશ્ચય તેણે પોતાના મનમાં સુસ્થિર રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

૨૫૫ * તમારે તમારા મનોબલનો ને ધર્મનિષ્ઠાનો પૂરો વિચાર કર્યા વિના ઉપવીત લેવું જોઇતું નહોતું, ને જો તે લીધું તો પછી તેનો પ્રમાદને ને અશ્રદ્ધાને વશ થઈ પરિત્યાગ કરવો જોઇતો નહોતો.

જો કોઈ મહાવ્રાત્ય વ્યાવહારિક વૈશ્ય વિધિવત્ મહાપ્રાયશ્ચિત્ત કરી શ્રદ્ધાપૂર્વક ઉપવીત લેવા ઇચ્છે તો તે ઉપવીત લઇ શકે.

તમારા પેટમાં જો દુઃખાવો રહેતો હોય તો તમારે કોઇ યોગ જાણનાર યોગાભ્યાસી પુરુષપાસેથી અગત્યનાં આસનો ને પ્રાણાયામ શીખી તેનો અભ્યાસ કરવો જોઇએ.

તમારી પડતી થવામાં ઉપવીત કારણરૂપ નહિ હોય, પણ તમારો પ્રમાદ ને ધંધાની આવડનો અભાવ એ કારણ હશે.

તમારે ઉપવીત લેવું કે નહિ તે તમારી ઇચ્છાનો વિષય છે. જો લેવું તો મહાપ્રાયશ્ચિત્ત કરી વિધિવત્ લેવું, ને પછી સંધ્યા, જપ ને વૈશ્વદેવાદિ બરાબર કરવાં, તેમાં આળસ કે પ્રમાદ નજ રાખવાં.

ધર્મ પાળવામાં ને જાગૃતિ રાખી ધંધો કરવામાં તમારું શ્રેયસ્ રહેલું છે.

૨૫૬ * વર્તમાનસમયનો વિચાર કરીને તમારે બહુ સાવધાનતા ને નિયમિતતા રાખીને વર્તવું જોઇએ. તમારે પ્રત્યેક કામ સમયસર ને ધોરણપ્રમાણે કરવાનો સ્વભાવ રાખવો જોઇએ. ઉપરિઓ ને તાબેદારોની સાથે હળીમળીને ચાલવું જોઇએ. કોઇનો દ્વેષ પોતાના ઉપર ઊતરે એવા વિચાર ને વર્તનનો ત્યાગ સેવવો જોઇએ. કોઈ પણ વેલા ક્રોધને વશ નજ થવું જોઇએ. ક્રોધને વશ થઇ કોઈના સંબંધમાં અણઘટતાં વચન ન બોલી દેવાં જોઇએ. મનને સ્થિર અને પ્રસન્ન રાખી સ્વધર્મ-પાલન શ્રદ્ધાપ્રીતિથી કરતા રહેશો, અને વ્યવહારમાં ઘણામાં ઘણી કુશલતા સેવશો. તમારા ઉપરિઓ તમારા વિષે સારો અભિપ્રાય બાંધે તેમ તમારે વર્તવું જોઇએ. જે જે કામ તમને સોંપાયું હોય તે તે કામ તમારે ઘણામાં ઘણું સારું કરવું જોઇએ. તમારે પોતાની ભૂલો સૂક્ષ્મ-દૃષ્ટિથી જોવી જોઇએ, અને તે દૂર કરવા તમારે ઘણામાં ઘણો દૃઢ પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી ચિત્ત વિક્ષેપને વશ ન થાય.

૨૫૭ * તમે લખેલા બંને શ્લોક સાચા છે. તેમાં પહેલા શ્લોકમાં બ્રાહ્મણનું લક્ષણ કહ્યું છે, ને બીજા શ્લોકમાં શ્રોત્રિયનું લક્ષણ કહ્યું છે. તે પહેલો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

**"जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।**
**वेदाभ्यासाद् भवेद् विप्रो ब्रह्म जानाति ब्राह्मणः ॥"**

એ શ્લોકનો અર્થ નીચે પ્રમાણે થાય છેઃ—

બ્રાહ્મણમાબાપના પેટથી જે પુત્ર ઉત્પન્ન થાય છે તે ઉપવીત-

સંસ્કારના અભાવે તથા ભક્ષ્યાભક્ષ્યાદિના જ્ઞાનના અભાવે શૂદ્રના જેવો ગણાય છે. ઉપવીતસંસ્કારથી તે દ્વિજ એટલે બીજી વાર જન્મેલો કહેવાય છે. વેદના ઉચ્ચાર, અર્થ ને તાત્પર્યના જ્ઞાનથી તે વિપ્ર થાય છે, અને સગુણબ્રહ્મનું વા નિર્ગુણબ્રહ્મનું પરોક્ષ કે અપરોક્ષજ્ઞાન મેળવવાથી તે વાસ્તવિક બ્રાહ્મણ થાય છે.

તેમાં પહેલા ચરણમાં જે શૂદ્રશબ્દ છે તે શૂદ્રવત્ એટલે શૂદ્રના જેવો એવો અર્થ જણાવે છે, કેમકે જો તે જન્મથી શૂદ્ર હોય તો તેને ઉપવીતસંસ્કાર ને વેદાધ્યયન સંભવે નહિ. પૂર્વાપરનો વિચાર કરીને શાસ્ત્રનાં વચનોનો અર્થ કરવો એવો શાસ્ત્રજ્ઞ પુરુષોનો અભિપ્રાય છે.

બીજો શ્લોક જનોઈ આપવાના અધિકારી ગણાવતાં કહેવાયેલ છે. જો પિતાના કે માતાના સગામાંથી કોઇ સગોવહાલો બટુને જનોઇ આપનાર ન હોય તો સર્વના અભાવમાં તેને શ્રોત્રિય જનોઇ આપી શકે એમ જણાવી તે શ્લોકમાં શ્રોત્રિયનું લક્ષણ કહ્યું છે. તે શ્લોક નીચે પ્રમાણે છે:—

**"जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारैर्द्विज उच्यते ।**
**विद्यया याति विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते ॥"**

એ શ્લોકનો અર્થ નીચે પ્રમાણે થાય છે:—

બ્રાહ્મણમાબાપથી જન્મેલો હોય તેને જન્મવડે સંસ્કારહીન બ્રાહ્મણ જાણવો. ઉપવીત આદિ સંસ્કારોવડે તે દ્વિજ કહેવાય છે, વિદ્યાભ્યાસવડે તે વિપ્રપણાને પામે છે, અને જન્મ, સંસ્કાર ને વિદ્યા એ ત્રણવડે તે શ્રોત્રિય કહેવાય છે.

ક્ષત્રિયને ને વૈશ્યને ઉપવીત આદિ સંસ્કાર થયા હોય, ને વેદાદિનો અભ્યાસ પણ તેણે કર્યો હોય, તોપણ તે જન્મથી બ્રાહ્મણ ન હોવાથી શ્રોત્રિય કહેવાય નહિ એમ જણાવવામાટે ઉપરના શ્લોકની પ્રવૃત્તિ છે.

પહેલા શ્લોકમાં શૂદ્રવત્ લખવાથી છંદોભંગ થાય માટે શૂદ્રવત્ શબ્દને બદલે શૂદ્રશબ્દ લેખકે મૂકેલો છે એમ જાણવું.

સંધ્યા, જપ, વૈશ્વદેવ, શાસ્ત્રવાચન, દેવપૂજન ને પરમાત્મધ્યાન ચાલતાં હશે.

## પત્ર ૨૫૮–૨૬૫

* ખેતી કરીને જે અનાજ ઉપજાવવામાં આવે તે સર્વ અનાજ ગામની ઔષધિ અને વગડામાં એની મેળે થનારાં સામો ને અરડાઉ ડાંગર વગેરે અરણ્યની ઔષધિ કહેવાય.

કંસપાત્ર પ્યાલાના આકારનું થાય છે.

સ્વર્ગમાં રહેનારા દેવોના સ્વામીપણાવડે સ્વર્ગાભિમાની ઇંદ્રદેવ, ને દિવાચર પ્રાણીઓના તથા સૂર્યલોકમાં રહેનારાં પ્રાણીઓના સ્વામીપણાવડે આદિત્યદેવ સ્થિત છે. દિશાઓ પોતાનામાં રહેલાં પ્રાણીઓના સ્વામીપણાવડે અને ચંદ્રમા નિશાચર પ્રાણીઓના તથા ચંદ્રલોકમાં રહેલાં પ્રાણીઓના સ્વામીપણાવડે ને પર્જન્ય પોતાનાથી ઉત્પન્ન થતાં ને નભતાં પ્રાણીઓના સ્વામીપણાવડે સ્થિત છે. વાયુ પોતાના લોકમાં રહેલાં પ્રાણીઓના ને આકાશ પોતાને આશરે રહેલાં સૂક્ષ્મ પ્રાણીઓના સ્વામીપણાવડે સ્થિત છે.

વિશેષનામોનો અર્થ બહુધા વ્યુત્પત્તિને અનુસરીને ન થાય, છતાં પ્રાચીનયોગના પુત્ર હોવાથી કોઇ ઋષિને પ્રાચીનયોગ્ય ને વ્યાઘ્રપદના પુત્ર હોવાથી કોઇ ઋષિને વૈયાઘ્રપદ્ય કહી શકાય.

વૈશ્વાનરની અધુરી ઉપાસના પૂરું ફલ ઉપજાવતી નથી એમ જણાવવા તે ઉપાસનાની નિંદારૂપ વચનો અશ્વપતિરાજાએ કહ્યાં છે. એવાં વચનો અર્થવાદરૂપ ગણાય. એવી અધુરી ઉપાસનાથી કદાચ વૈશ્વાનરના કોપથી તેવા ઉપાસકના તે તે અવયવોને કાંઇ હાનિ પણ પહોંચે.

વિશેષણ ને વિશેષ્ય એકસાથે લખવાં કે પૃથક્ પૃથક્ લખવાં તે લખનારની ઇચ્છાનો વિષય છે, તે બંને પ્રકાર યોગ્ય છે.

સંગીત શીખવું હોય તો કોઇ ધર્મનિષ્ઠ ને સદાચારી મનુષ્યપાસેથી શીખવું, અને તેમાં લુબ્ધ થઇ કર્તવ્યમાંથી ચલિત ન થવાય તેવી સાવધાનતા સેવવી.

૨૫૯ * જીવને મનુષ્યશરીરની પ્રાપ્તિ તેના પૂર્વજન્મોનાં શુભકર્મોથી થાય છે એ શાસ્ત્રસિદ્ધાંતને સર્વદા સ્મરણમાં રાખી તમને તમારા પૂર્વજન્મોનાં શુભકર્મોથી આ મનુષ્યદેહની પ્રાપ્તિ થઈ છે એ વાતમાં લગારે સંદેહ રાખશો નહિ, ને પ્રાપ્ત થયેલા આ મનુષ્યદેહથી તમારા જીવાત્માનું જેટલું વધારેમાં વધારે હિત તમારાથી સાધી શકાય તેટલું વધારેમાં વધારે હિત સાધવામાં લગારે આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા ને ભ્રાંતિ નજ રાખશો.

ઉપનિષદોનો ને ઉપનિષદોના સારભૂત શ્રીમદ્ભગવદ્ગીતાનો ઉપદેશ સર્વથા સર્વદા સત્યરૂપ માની તે ઉપદેશને અનુસરવા તમે સર્વ ઘણામાં ઘણો સદાગ્રહ રાખી પ્રયત્ન કરશો. અશ્રદ્ધાને તથા અનુત્સાહને તમે તમારા મનમાં લગારે અવકાશ નજ આપશો.

શ્રીઉપનિષદો તથા શ્રીમદ્ભગવદ્ગીતા આત્માથી અભિન્ન બ્રહ્મના દૃઢ જ્ઞાનથી મનુષ્યાદિને મોક્ષલાભ એટલે ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ તથા પરમાનંદની નિત્યપ્રાપ્તિ થાય છે એમ કહે છે. એ મોક્ષની પ્રાપ્તિ કરવી એજ મનુષ્યજન્મનો મોટામાં મોટો ઉદ્દેશ શાસ્ત્રીયદૃષ્ટિએ મનાય છે. મોક્ષ એજ પરમ પુરુષાર્થ કહેવાય છે. મુમુક્ષુને એ પરમપુરુષાર્થની સિદ્ધિ પોતાના ચિત્તની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા પ્રાપ્ત કરવાથી થાય છે.

અભક્ષ્ય પદાર્થોના ભક્ષણનો તથા અપેય પદાર્થોના પાનનો દૃઢ ત્યાગ રાખવાથી, અવિહિત સેવાની કે અનુચિત દયાની શાસ્ત્રનિરપેક્ષ

લાગણીને વશ થઇ અસ્પૃશ્ય પ્રાણિપદાર્થોનો સ્પર્શ કરવાની ઇચ્છાનો ને પ્રવૃત્તિનો ત્યાગ રાખવાથી, પોતાનો પ્રાપ્તવ્યવહાર કુતૃષ્ણાના પરિત્યાગપૂર્વક શુદ્ધરીતે કરવાથી, સર્વ પ્રાણીઓની સાથે પ્રેમ, દયા ને વિનયથી વર્તવાથી તથા શાસ્ત્રોક્ત સંધ્યાવંદનાદિ કર્મો શ્રદ્ધા, પ્રીતિ, જાગૃતિ ને સાવધાનતાથી નિયમપૂર્વક કરવાથી મનુષ્યના અંતઃકરણની મલિનતા દૂર થઇ તેની નિર્મલતા એટલે શુદ્ધિ થાય છે, માટે તમારે પણ શ્રદ્ધા, ઉત્સાહ, નિર્ભયતા, દક્ષતા ને દૃઢતા રાખી તમારા ભલામાટે તે પ્રમાણે વર્તવા સદૈવ પ્રયત્નશીલ રહેવું. એમાં તમારે તમારા મનને લગારે ડગમગતું નજ રાખવું.

પોતાના ઇષ્ટદેવરૂપ સગુણબ્રહ્મનું ધ્યાન શ્રદ્ધાપ્રીતિથી સવારસાંજ તથા અન્ય અનુકૂલ સમયે કરવાથી, પથ્ય ને પરિમિત આહાર લેવાથી, શ્રમ પરિમિત કરવાથી, ઊજાગરો નહિ કરવાથી, દુર્જનોના સંગનો ત્યાગ સેવવાથી, પરિમિત બોલવાથી, ને નકામું નહિ વાંચવાથી મનુષ્યના મનની ચંચલતા દૂર થઇ તેની સ્થિરતા થાય છે. તમારે પણ શ્રદ્ધાપ્રીતિથી એ પ્રમાણે વર્તવા સદા ઉમંગી રહેવું જોઇએ.

આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર તેનું સ્વરૂપ જાણ્યા વિના થઇ શકતો નથી. તેનું સ્વરૂપ જાણવામાટે બ્રહ્મજ્ઞપુરુષદ્વારા સતશાસ્ત્રનું શ્રવણ કરવું જોઇએ, તથા શ્રોત્રિય ને બ્રહ્માનુભવી મહાપુરુષનું વિધિવત્ શરણ ગ્રહણ કરવું જોઇએ. વેદાંતશાસ્ત્રનું શ્રવણ તથા સમર્થ સદ્ગુરુનું શરણ પ્રાપ્ત કરવામાટે જિજ્ઞાસુ મનુષ્યે પ્રથમ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા એ સાધનો સદાગ્રહવાળી લાગણી રાખી પ્રાપ્ત કરવાં જોઇએ. અહીંના ઘણા લેખોમાં વિવેકાદિનાં સ્વરૂપો સંક્ષેપમાં તથા વિસ્તારથી કહેવાઇ ગયાં છે. તે સાધનો પ્રાપ્ત કર્યા પછી સમર્થ બ્રહ્મજ્ઞ સદ્ગુરુનું અનન્યભાવે વિધિવત્ શરણ ગ્રહણ કરી, તેમનો સદુપદેશ સાંભળી તેને આચારમાં મૂકવો જોઇએ. તેમાં જ્યાં સંશય થાય ત્યાં વેદાંતશાસ્ત્રના શ્રવણથી તે દૂર કરવો જોઇએ.

વિધિપૂર્વક સદ્‌ગુરુનું શરણ ગ્રહણ કર્યા પછી તેમના ઉપદેશનું ને વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરી, પછી તે સર્વનું એકાંત ને પવિત્ર દેશમાં આદરપૂર્વક મનન કરી, પ્રતીત થતો ભેદ વા દ્વૈત મિથ્યા છે, ને તે ભેદોના આધારભૂત બ્રહ્મ એકજ સત્ય છે એવો દૃઢ નિશ્ચય પોતાના મનમાં સ્થિર કરવો જોઇએ. પછી પવિત્ર ને એકાંત દેશમાં બેસી તે બ્રહ્મનો વિચાર વા તે બ્રહ્મનું ધ્યાન કરી તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ. આવી રીતના શુભપ્રયત્નથી મનુષ્ય બ્રહ્મસાક્ષાત્કારવડે પુનરાવૃત્તિરહિત મોક્ષ મેળવી કૃતાર્થ થાય છે.

તમે સર્વે પોતપોતાના અંતઃકરણની વર્તમાન સ્થિતિનો વિચાર કરી પછી તમારા પરમપ્રાપ્તવ્યનો વિચાર તમારા અંતઃકરણની આગળ સર્વદા રાખી તે પરમપાવનપદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ કરવા સદા શુદ્ધભાવથી પ્રયત્ન કરતા રહેશો.

૨૬૦ * ૧ દ્વિજકન્યાઓનો વિવાહકાલ આઠ વર્ષથી માંડીને બાર વર્ષસુધી ને દ્વિજકુમારોનો વિવાહ સોળ વર્ષથી માંડીને પચીશ વર્ષસુધી શાસ્ત્રસંમત જણાય છે.

૨ તેમાં વર્તમાનપરિસ્થિતિઅનુસાર દ્વિજકન્યાઓનો વિવાહ બારમા વર્ષની આસપાસ ને દ્વિજકુમારોનો વિવાહ વીશમા વર્ષની આસપાસ થાય એ યોગ્ય જણાય છે.

૩ રજોદર્શનપછી દ્વિજકન્યાના વિવાહનું મુખ્યપણું કે ગૌણપણું ગણાતું નથી, પણ આપત્કાલપણું ગણાય છે.

૪ ઋતુદર્શનમાં વૃષલીત્વબોધક વાક્યોનું તાત્પર્ય આપત્કાલવિના ઋતુદર્શન થયા પહેલાં દ્વિજકન્યાનો વિવાહ અવશ્ય કરવો જોઇએ એમ જણાવવામાં છે.

૫ દ્રાવીડ બ્રાહ્મણોનો દ્રાવીડ બ્રાહ્મણોની સદાચારયુક્ત અવાંતર શ્રેણીઓમાં ને ગૌડબ્રાહ્મણોનો ગૌડબ્રાહ્મણોની સદાચારયુક્ત અવાંતર

શ્રેણીઓમાં વિવાહ શાસ્ત્રસંમત જણાય છે. એજ પ્રમાણે જેમના લગભગ સમાન આચાર હોય તેવા ક્ષત્રિયોમાટે ને વૈશ્યોમાટે પણ જાણવું.

૬ શ્રુતિસ્મૃતિનો વિરોધ ન આવે ને વર્ણાશ્રમના સદાચારનું રક્ષણ થાય તેટલું ધર્મપરિવર્તન શાસ્ત્રજ્ઞ શિષ્ટ પુરુષોની અનુમતિથી થઇ શકે. તેમાં કોઇ વિષયમાં સંકોચનાખ્ય ને કોઇ વિષયમાં પ્રવર્તનાખ્ય ધર્મ-પરિવર્તન થઇ શકે.

૭ દ્વિજ વિધવાઓનો પુનર્વિવાહ અને દ્વિજદંપતીના વિવાહનો મોક્ષ ધર્મશાસ્ત્રદૃષ્ટિએ યોગ્ય નથી, કિંતુ નિંદ્ય છે.

૮ ચાંડાલાદિ અસ્પૃશ્યોનું અસ્પૃશ્યપણું તેમનાં પૂર્વજન્મનાં કુકર્મને લઇને જાતિથી છે, માત્ર વર્તમાનકર્મથીજ નથી.

૯ મ્લેચ્છોના ને અંત્યજોના સ્પર્શવિષયમાં, તેમના સભાપ્રવેશ-વિષયમાં, તેમના કૂપોદકગ્રહણવિષયમાં ને તેમના દેવાલયપ્રવેશવિષયમાં લોકવિદ્વેષ ન થાય એમ વર્તી ધર્મનું રક્ષણ કરવું યોગ્ય છે. મ્લેચ્છોનો ને અંત્યજોનો સ્પર્શ આપત્કાલવિના દ્વિજે ન કરવો. આપત્કાલે તેમનો સ્પર્શ થાય તો તેમણે સ્નાન કરવું. સભામાં તેમનો પ્રવેશ કરાવવાની અગત્ય જણાય તો તેમનાં આસનો પૃથક્ ગોઠવાય, ને તેમ નજ બને તો દ્વિજ પોતાને ઘેર જઇ સ્નાન કરે. તેમને માટે પૃથક્ કૂપ કરાવાય, ને તેમાંથી તેઓ જલગ્રહણ કરે, તેમ યત્ન કર્યા છતાં તુરતમાં નજ બને એમ હોય તો તેવી ગોઠવણ થતાંસુધી આપદ્ધર્મ અંગીકાર કરીને જલગ્રહણ કરવાનો સમય નક્કી કરી, દ્વિજ પ્રથમ જલગ્રહણ કરે, ને પછી તેઓ જલગ્રહણ કરે. દેવાલયમાં તેમનો પ્રવેશ ન કરાવી શકાય. સગવડ હોય તો તેઓ બહારથી દેવનાં દર્શન કરી શકે.

૧૦ ભાગવતધર્મદીક્ષા ક્ષત્રિયાદિ જાતિનો ઉત્કર્ષ પ્રાપ્ત કરાવનારી નથી.

૧૧ યવનાદિ જાતિ પૂર્વકાલમાં વેદધર્મના ત્યાગરૂપ કર્મવડે થયેલી, પણ વર્તમાનકાલમાં તે જન્મસિદ્ધ ગણાય.

૧૨ ભાગવતધર્મદીક્ષામાં જાતિવિશેષ પ્રતિબંધક ગણાય છે, અર્થાત્ તેમાં જાતિનો નિયમ નથી.

૧૩ દેવલસ્મૃતિનું શૂલપાણિ આદિની વ્યવસ્થાનુસાર પ્રમાણપણું અંગીકાર કરવું ઉચિત છે.

૧૪ દ્વિજે મ્લેચ્છનો જેવો સંસર્ગ કર્યો હોય તે પ્રમાણે તેને પ્રાયશ્ચિત્ત આપી શકાય, પણ મ્લેચ્છધર્મ અંગીકાર કરી તેમની સાથે જેમણે ખાનપાનનો વ્યવહાર સેવ્યો હોય તેમને પ્રાયશ્ચિત્ત આપી પુનઃ દ્વિજ ન કરી શકાય. તેમને હિંદુધર્મમાં લઇ શકાય.

૧૫ સંવત્સરપર્યંત મ્લેચ્છનો સંસર્ગ રાખનારને અને તેથી અધિક સમય તેમનો સંસર્ગ રાખનારને પ્રાયશ્ચિત્તવિષયમાં ને વ્યવહાર કરવા-યોગ્યપણામાં વિરુદ્ધપણું છે.

૧૬ લૌકિકરીતે જેઓની ગણના ક્ષત્રિયમાં ને વૈશ્યમાં થતી હોય એવા ક્ષત્રિયો ને વૈશ્યો જો તેઓ ત્રણથી અધિક પેઢીના વ્રાત્ય હોય તોપણ તેમને સંસ્કાર કરી શકાય એમ ધર્મશાસ્ત્રના અભિપ્રાયથી જણાય છે.

૧૭ જાતિસામાન્ય જન્મકૃત ને વ્યવસ્થિત છે.

૨૬૧ * તમે તમારા મનને અત્યંત નબળું પાડી શરીરે અને મને દુઃખી થાઓ છો તે ઠીક થતું નથી, એ તમને સમજાતું હશે, ન સમજાતું હોય તો તે સમજવા અવશ્ય પ્રયત્ન કરશો. તમે તમારી વ્યાવહારિક પ્રતિષ્ઠાનો, વ્યાવહારિક લાભનો તથા પારમાર્થિક લાભનો વિચાર કરી મનને જાગ્રત્ કરો તો સારું. તમારું મન કહ્યું ન કરતું હોય તો આજ્ઞાપ્રમાણે વર્તવા પ્રયત્ન કરો, કે જેથી તનમનની સ્થિતિ વેલાસર સુધરે. અયોગ્યરીતે વર્તવાથી વ્યવહારને, પરમાર્થને તથા ધર્મને હાનિ પહોંચે છે તે તમારે સાવધાનતા રાખી જાણવું જોઇએ.

શ્રદ્ધાસેવનમાં ને આજ્ઞાપાલનમાંજ કલ્યાણ રહેલું છે એમ તમે તમારા અંતઃકરણને વેલાસર સમજાવશો.

મનનો ઉત્સાહ વધારવામાટે કંઇ યજ્ઞયાગાદિ કરવાની ઇચ્છા થાય તો તેમ કરીને પણ મનનો ઉત્સાહ વધારવા પ્રયત્ન કરશો.

સ્નાન, સંધ્યા, દેવપૂજન ને જમવામાં નિયમિતપણું જાળવવા ઘણામાં ઘણો પ્રયત્ન કરશો.

૨૬૨ × જો ...ને રાત્રે નિદ્રા ન આવતી હોય તો આસમાની રંગના બીલોરી કાચના સીસાને સ્વચ્છ કરી તેમાં ચોવડે ગરણે ગાળેલું પાણી ભરી તેને દિવસના દશ વાગ્યાથી ત્રણ વાગ્યાસુધી ચોખ્ખા તડકામાં રાખી, પછી સાંજના છ વાગે ને રાતના દશ વાગે તેમાંથી પાંચ પાંચ રૂપીઆભાર પાણી તેમને પાવાની ગોઠવણ રાખશો. એ પાણી થઇ રહે તો તે પ્રમાણે બીજું પાણી તૈયાર કરજો. આમ પંદર દિવસસુધી કરજો.

તેમના દુઃખથી તમે મુંઝાઓ ને દુકાનનું કામ જોઇએ તેવું ન કરી શકો એ સ્વાભાવિક છે, પણ મુંઝાયે સિદ્ધિ નથી. સાવધાનતા રાખી દવા કરતા રહો, ને દુકાનનું કામ પણ કરો. મુંઝાવાથી લાભ નથી, પણ મન શાંત રાખી કર્તવ્ય કરવાથી લાભ છે.

૨૬૩ * કોટ્યવધિ શબ્દ સાચો છે. એ શબ્દના કરતાં અસંખ્ય શબ્દ વાપરવો એ વધારે યોગ્ય ગણાય.

આંતરકુંભકનું ને બાહ્યકુંભકનું ફલ લગભગ સરખુંજ છે, પણ આંતરકુંભક ચિત્તનિરોધમાં વધારે ઉપકાર કરે છે.

પ્રાણબલશબ્દનો અર્થ પ્રાણમાં રહેલું સાત્વિકબલ એવો સમજવો. પ્રાણનિરોધક શક્તિ એવો અર્થ ત્યાં ન સમજવો. ×

**"न परमवल्लोके हितकरम्"** નો અર્થ હું મારું અત્યંત હિત કરનાર આપના વિના બીજું કાંઇ સાધન જોતો નથી એવો થાય છે.

× ઘણામાં ઘણી શ્રદ્ધા, ઘણામાં ઘણો ઉત્સાહ ને ઘણામાં ઘણી વ્યવસ્થા રાખી સર્વે મુમુક્ષુઓ પોતપોતાના પારમાર્થિક કર્તવ્યમાં બહુ નિયમિત ને સાવધાન રહેશો.

૨૬૪ * મોટાં અંબાજીનાં દર્શન કરી મહિષાસુરરૂપ ક્રોધનું અને રક્તબીજરૂપ વિષમભાવનું હનન કરવાનું બલ માગવા વિચાર હશે.

શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવી યાત્રા કરશો. યાત્રાવડે અંતઃકરણની શુદ્ધિ વધારવાનો હેતુ ધ્યાનમાં રાખશો.

સૂર્યોપાસન, જપ ને શાસ્ત્રવાચન નિયમપૂર્વક ચાલતાં હશે. નિત્યકર્મમાં નિત્ય આશરે બે કલાક લેવાતા હશે.

૨૬૫ * આજે વિક્રમસંવત્સરના નવા વર્ષનો આરંભ થાય છે. તમારે આ નવા વર્ષમાં પરમાર્થનાં સાધનોનું યથાધિકાર ઉત્તમપ્રકારે અનુષ્ઠાન કરી પરમાર્થમાં આગળ વધવાનો દૃઢ સંકલ્પ કરવો જોઇએ. આજે સં. ૧૯૮૫ના વર્ષનો આરંભ થાય છે. તેના અંકોઉપરથી તમારે આ પ્રમાણે બોધ લેવો જોઇએઃ—એક અદ્વિતીય બ્રહ્મને જાણવામાટે તમારે પાંચ જ્ઞાનેંદ્રિયો ને ચાર અંતઃકરણ એ નવના બાહ્યવેગોને વશ રાખવા, આઠ અપરાપ્રકૃતિને આત્માથી પૃથક્ કરવી, ને શબ્દાદિ પાંચ વિષયપરનો રાગ શિથિલ કરવા પ્રયત્ન કરવો જોઇએ.

કાર્તિકમાસપરથી દંભદર્પાદિ આસુરીસંપત્તિને હણવામાં કાર્તિકસ્વામીજેવા થવાનો, શુકલપક્ષઉપરથી અંતઃકરણને ઉજ્જવલ કરવાનો, પ્રતિપદાઉપરથી સર્વત્ર એકજ પરમતત્ત્વને જોવાનો, મંગલવારપરથી અંતરબહાર સર્વત્ર મંગલરૂપ ચેતનને જોવાનો, અનુરાધાનક્ષત્રપરથી પરમાત્માની અખંડ અનન્યભક્તિ પ્રાપ્ત કરવાનો, શોભનયોગપરથી બ્રહ્માકારવૃત્તિવડે શોભિતા થવાનો ને પહેલા બવકરણપરથી મુમુક્ષુઓમાં પ્રથમ ગણાવાનો બોધ ગ્રહણ કરશો.

આ વર્ષના સંવત્સરનું નામ વિક્રમ છે તે પરથી તમે સૌ પોતપોતાનું કર્તવ્ય કરવામાં પરાક્રમી રહેવાનો બોધ ગ્રહણ કરશો. આ વર્ષનો રાજા બુધ છે તે પરથી જ્ઞાની થવાનો બોધ લેશો, ને પ્રધાન શનિ છે તે પરથી શનિના જેવા દુઃખદ અજ્ઞાનનો પરિત્યાગ કરવાનો બોધ ગ્રહણ કરશો.

ક્ષણે ક્ષણે મનુષ્યનું આયુષ્ ઘટતું જાય છે માટે પરમાર્થનાં સાધનોનું સેવન કરવામાં ઉદ્યોગી, સાવધાન ને શીઘ્ર કર્તવ્ય કરવાના સ્વભાવવાળા રહેશો.

તમારો જે જે ધંધો હોય તેમાં ઉદ્યોગી, જાગ્રત્, આવડવાળા ને પ્રામાણિક રહી, સંધ્યાવંદન, જપ, દેવપૂજન, શાસ્ત્રવાચન ને પરમાત્મ-ધ્યાન પરમાદરપૂર્વક કરતા રહેશો.

તમારે ધીરે ધીરે તુરીયપદમાં રહી સ્વરૂપભૂત નિરતિશય આનંદનો આસ્વાદ લેવાની યોગ્યતા પ્રાપ્ત કરવાની છે તે તમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ સતત ધ્યાનમાં રાખી તમે નાનામોટા પ્રત્યેક વિચારવ્યવહારમાં વર્તવાનો સ્વભાવ પાડશો.

બ્રહ્મને આશરે શુદ્ધસત્ત્વગુણ રહ્યો છે, તે શુદ્ધસત્ત્વગુણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શ્રી ને યશથી યુક્ત છે, માટે તમે શુદ્ધબુદ્ધિથી જો બ્રહ્મનું આરાધન કર્યા કરશો તો તમારા અંતઃકરણમાં તે ધર્માદિ આવિર્ભાવ પામવા લાગશે, ને અંતે તમે કૃતકૃત્ય થશો.

અંતઃકરણને જાગ્રત્ કરી શ્રદ્ધાપ્રીતિથી સંદેશ સાંભળો, સાંભળીને ઉમળકાપૂર્વક આચરણમાં મૂકો, ને આચરણમાં મૂકી તેના ફલનો અનુભવ કરવા ભાગ્યશાલી થાઓ. ॐ શમ્ ॥

## પત્ર ૨૬૬–૨૮૧

* સૂર્યોદયપહેલાં ઊઠવાથી ઊગતા સૂર્યનાં સાત્ત્વિક કિરણોની તે વેલા સૂર્યમાં અનુકૂલ મતિ રાખનારા જે દ્વિજો જાગતા હોય તેમના અંતઃકરણપર સાત્ત્વિક અસર થાય છે, તે તેમના આરોગ્યાદિના લાભમાં હેતુભૂત થાય છે.

દિવસના સમયમાં તથા બંને સંધ્યાના સમયમાં ઉત્તરભણી મુખ રાખીને અને રાત્રિના સમયમાં દક્ષિણભણી મુખ રાખીને મલમૂત્રનો ત્યાગ કરવાની ધર્મશાસ્ત્રે દ્વિજોને કરેલી આજ્ઞાનું કારણ તે વેલા તેમને તે દિશાભણીથી શુભવિચારપોષક પ્રાણપ્રવાહ મળે છે તે છે.

જનોઇના નવ તંતુઓમાં નવ દેવોનું ને બ્રહ્મગ્રંથિમાં ત્રણ દેવોનું આવાહન તથા સ્થાપન કરેલું છે. મલમૂત્રનો ત્યાગ કરતી વેલા જો તે જનોઇને મસ્તક કે જે મનુષ્યના શરીરમાં પવિત્ર ભાગ છે ત્યાં ન રાખવામાં આવે તો તે જનોઇ અપવિત્ર થાય છે. કંઠલંબિત કર્યા વિના તે જનોઇ ગળાની ઉપર મસ્તકપર ધારણ કરી શકાય નહિ, તેથી જનોઇને માળાની પેઠે કંઠલંબિત કરી પછી જમણા કાનપર વીંટવાની ધર્મશાસ્ત્રે આજ્ઞા કરી છે. ×

૨૬૭ * દેવીની આગળ પાડાનો, બકરાનો, ઘેટાનો કે કૂકડાનો વધ કરી તેનો દેવીને ભોગ ધરવો એવી વેદની આજ્ઞા જોવામાં આવી નથી. વેદમાં તો (**શ્રીછાંદોગ્યોપનિષદ્**ના ત્રીજા પ્રપાઠકના છઠ્ઠા ખંડમાં તો) "**न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥**" (દેવો નિશ્ચય ખાતા નથી, તથા પીતા નથી, આ અમૃતને જોઇનેજ તૃપ્ત થાય છે,) એમ કહ્યું છે, એટલે સાત્ત્વિક દેવો માંસરુધિરાદિનો ઉપયોગ કરતા નથી એમ સિદ્ધ થાય છે.

સ્મૃતિઓમાં વા ધર્મશાસ્ત્રોમાં પણ એવી આજ્ઞા જોવામાં આવતી નથી. પાતંજલયોગદર્શનના સાધનપાદના ચોવીશમા સૂત્રપરના **શ્રીવ્યાસજી**કૃત યોગભાષ્યમાં તો "**मोहेन धर्मो मे भविष्यतीति**" (પશુઓના બલિદાનથી મને ધર્મની પ્રાપ્તિ થશે એવા મોહવડે હિંસા થાય છે) એમ જણાવી એવી હિંસાનો નિષેધ કર્યો છે.

પ્રમાણભૂત પુરાણોમાં પણ એવી આજ્ઞા જોવામાં આવતી નથી.

વામમતમાં દેવીને પ્રસન્ન કરવા તેમને પશુનો ભોગ આપવાનાં વચનો હોય, પણ તે વચનો તે રૂપમાં પ્રમાણભૂત ગણાય નહિ, આધ્યાત્મિક અર્થમાં પ્રમાણભૂત ગણાય. વિજયાદશમીને દિવસે પોતાનાં કુલદેવીની આગળ કોઇ રાજાઓ રૂઢિને વશ થઇ પાડાનો, બકરાનો કે કૂકડાનો ભોગ એ કર્મવડે પોતાના શત્રુના પર વિજય મેળવવાની

ભાવનાથી વા ભાવી પીડાઓથી દૂર રહેવાની ભાવનાથી ધરતા હોય તો તેમણે પોતાનાં કુલદેવીની આગળ પાડા આદિ લાવી, તેમનો સ્પર્શ કરી, દેવીને નિવેદન કરી, પછી તેમને છોડી મૂકવાં, ને તેના મૂલ્ય-જેટલા પૈસાની મીઠાઇ દેવીને ધરી તેનો પ્રસાદ સૌએ લેવો એ યોગ્ય છે, અને દેવી એટલે ચેતનરૂપ શક્તિને પ્રસન્ન કરવા પોતાના અંતઃ-કરણમાં રહેલા કામ, ક્રોધ ને લોભાદિરૂપ પશુઓનું તેમને બલિદાન આપવું એ સર્વોત્તમ દેવીપૂજન ને તેમને ભોગ આપવો છે. એવો ભોગ ધરવાથી પૂજ્ય દેવી અત્યંત પ્રસન્ન થાય એ સૌથી સમજી શકાય એવી સ્પષ્ટ વાત છે.

૨૬૮ * સ્થૂલદેહ પડી ગયા પછી જીવ પોતાના પ્રારબ્ધકર્માનુ-સાર સૂક્ષ્મશરીરસહિત મર્ત્યલોકમાં કે સ્વર્ગલોકમાં જાય છે. જો મર્ત્ય-લોકમાં જાય તો પ્રથમ તે નવા જન્મના પિતાના શરીરની સાથે જોડાઈ પછી માતાના ગર્ભમાં પ્રવેશ કરે છે. પછી મનુષ્યશરીરમાં લગભગ ૨૮૦ દિવસે જન્મ પામે છે. જો બીજું શરીર હોય તો ન્યૂનાધિક દિવસે જન્મે છે. સ્થૂલશરીર પડ્યા પછી જીવનું તુરત કોઇ પણ સ્થૂલશરીરની સાથે અનુસંધાન થઈ પછી ઘટે તેટલે સમયે તે જન્મ પામે છે.

જો જીવનાં પુણ્યપાપ લગભગ સમાન હોય તો મનુષ્યશરીરનો ત્યાગ કર્યા પછી તે જીવ પુનઃ મનુષ્યશરીરને પ્રાપ્ત થાય છે.

પુણ્યનું ને સ્વધર્મનું સેવન કર્યું હોય તો મરનાર મનુષ્ય દેવ-શરીરને કે મનુષ્યશરીરને તેના પુણ્યબલને અનુસરીને પામે છે. ×

૨૬૯ * કર્મની ગતિ ગહન છે. પ્રારબ્ધકર્મવશાત્ પ્રાપ્ત થતી પ્રતિકૂલ સ્થિતિને વિવેકી મનુષ્યે ધૈર્ય રાખીને ભોગવી લેવી જોઇએ. "ધીરજ ધર્મ મિત્ર અરુ નારી, આપતકાલ પરખીએ ચારી" એ વચનનું સ્મરણ રાખી સમજુએ આપત્કાલમાં ધીરજથી ને ધર્મથી પોતાના મનને ચ્યુત નજ થવા દેવું જોઇએ.

પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થયે મનુષ્યે પોતાના મનને અયોગ્ય ઊતાવળને વશ ન થવા દેતાં શાંત ને સુવિચારવાળું રાખવું જોઇએ. ગભરાવું નહિ. શુભાશા રાખી યોગ્ય પ્રયત્ન કરવો એ સમજુનું કર્તવ્ય છે.

પરમાત્માના સ્મરણધ્યાનવડે મનની શાંતિ જાળવવા પ્રયત્ન કરતા રહેશો.

૨૭૦ * અંત્યજોનું અને તેમનાં બાલકોનું દયા ને પ્રેમથી જેટલું વધારેમાં વધારે હિત સાધી શકાય તેટલું વધારેમાં વધારે હિત સધાય એવા પ્રયત્નો ધર્મશાસ્ત્રાનુસાર કરવા કરાવવા તે ચારે વર્ણને અને તેમને લાભકર છે, પણ તેમના સ્પર્શનોજ અભિનિવેશ રાખવો પરિણામે હિતકર છે કે કેમ? તે બહુ શાંતચિત્તે શાસ્ત્રદૃષ્ટિએ તથા અનુભવદૃષ્ટિએ વિચારવાયોગ્ય છે. સાત્ત્વિકરચના ત્રોડવી સહેલી છે, પણ તે બાંધવી કઠિન છે એ તમે જાણો છો.

શિક્ષણનો હેતુ મનુષ્યના અંતઃકરણની વધારેમાં વધારે શુદ્ધિ ને તેનો વધારેમાં વધારે વિકાસ કરવો એ છે. એ હેતુ મનુષ્યના અંતઃકરણમાં સંસ્કારાનુસાર પ્રકટતા રજોગુણના ધર્મોને તથા તમોગુણના ધર્મોને ધૈર્ય, વિવેક ને સાવધાનતાવડે દૂર કરવાનો તથા સત્ત્વગુણના ધર્મોને પરમાદરથી પોષણ મળે એવો શાસ્ત્રોક્ત પ્રયત્ન કરવાથી સફલ થાય છે. આમ હોવાથી શિક્ષકોએ બાલકોના અંતઃકરણમાંથી પ્રકટતા રજોગુણના તથા તમોગુણના ધર્મોને ક્રમથી બલહીન કરવાનો તથા સત્ત્વગુણના ધર્મોને બલવાન્ કરવાનો પ્રયત્ન વિવેકપૂર્વક કરવો જોઇએ. માળી જેમ બાગમાંથી કાંટાવાળા ને અપકારક છોડોને કાઢી નાંખે છે, અને કોમલ ને ઉપકારક છોડોને પોષે છે તેમ શિક્ષકે બાલકના મનની અહિતકર વૃત્તિઓ દૂર કરવાનો ને શુભવૃત્તિઓનું પોષણ કરવાનો પ્રયત્ન કરવાનો છે.

૨૭૧ * રજ્જુના સ્વરૂપના અજ્ઞાનથી જેમ તેમાં સર્પ ભાસે છે તેમ બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનથી અજ્ઞાનીને બ્રહ્મમાં જગત્ ભાસે છે. તેમાં

સાવયવનિરવયવનો વિચાર કરવાનો નથી. વળી આકાશ નિરવયવ છતાં તેમાં જેમ આસમાની રંગની ભ્રાંતિ થાય છે તેમ નિરવયવ બ્રહ્મમાં પણ જગત્‌ની ભ્રાંતિ સંભવી શકે છે.

જીવની ને કૂટસ્થની એકતા નથી, પણ જીવમાં જે અંતઃકરણ તથા તેના સુખદુઃખાદિ ધર્મો રહેલા છે તે કાઢી નાંખવામાં આવે તો તે જીવના શુદ્ધચેતનરૂપ ભાગની કૂટસ્થની સાથે એકતા થાય છે, વા તે કૂટસ્થ છે એમ સમજાય છે.

૨૭૨ * અનુલોમવિલોમપ્રાણાયામ પ્રથમ સવારે તથા સાંજે દશ દશ કરવા, પછી તેમાં નિત્ય પાંચ પાંચનો વધારો કરવો. એમ જો બની શકે તો ધીરે ધીરે સવારે તથા સાંજે એશી એશી અનુલોમ-વિલોમપ્રાણાયામ આશરે ચાર માસસુધી કરવા.

કુંભક સુખપૂર્વક એક મિનિટ રહી શકે ત્યારે પ્રાણાયામ સિદ્ધ થયો ગણાય.

પ્રાણ સુષુમ્ણામાં પ્રવેશ કરે ત્યારે પ્રાણાપાન બરડાની કરોડમાં ઉપર ચઢતા જણાય, તથા શરીર હળવું જણાય.

પ્રાણાયામદ્વારા પ્રાણ જ્યારે બ્રહ્મરંધ્રમાં જાય ત્યારે ત્યાં અભ્યાસના બલપ્રમાણે સ્થિતિ કરી પાછો પ્રારબ્ધકર્મને લીધે પોતાની મેળે નીચે ઉતરે છે.

પ્રાણાયામના અભ્યાસકાલે એક વેલા ખોરાક લેવાય, ને બીજી વેલા દૂધ વગેરે હલકો ખોરાક લેવાય તો ઠીક. રાત્રે ઇચ્છા થાય તો બીજી વાર હલકો ખોરાક લેતાં અડચણ નહિ. ખોરાક સાત્વિક લેવો. વિશેષ જાણવાની ઇચ્છા થાય તો યોગકૌસ્તુભમાં મિતાહારનું પ્રકરણ જોશો.

પ્રાણાયામપ્રત્યાહારવડે ચિત્તની શુદ્ધિ તથા થોડી સ્થિરતા કરવા-થી ધારણાદિદ્વારા મુમુક્ષુને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે.

* વૃક્ષાસન ને નાભિને બરડાની કરોડભણી ખેંચવાની ક્રિયા ચાલુ રાખવાથી પેટમાં થતો દુઃખાવો દૂર થવા લાગશે.

ઔષધસેવનવેલા ખાટું, તેલ, મરચાં, ભાજી ને કઠોળ ન ખાવાં.

૨૭૩ *...ના પરલોકવાસથી તમારા મનમાં પ્રકટેલી વિરાગ-ભાવના તથા કર્તવ્યભાવના સર્વદા સુસ્થિર રાખવા હવે સદાગ્રહપૂર્વક ઘણામાં ઘણો શુભપ્રયત્ન કરશો. મનને જેમ બને તેમ શાંત અને પૂર્વાપરના વિચારવાળું રાખી બોલવામાં ને લખવામાં ક્રોધનો ને આવેશનો વેગ ન પ્રકટે એમ કરવા પણ પ્રયત્નશીલ રહેશો.

મુમુક્ષુને જંગલમાં, પર્વતમાં કે તીર્થસ્થલમાં વસવાથી લાભ નથી, પણ બ્રહ્મજ્ઞાનના પ્રતિબંધક સ્વભાવો છોડી પોતાના શ્રીસદ્ગુરુની સમીપમાં વસી શ્રદ્ધાપ્રીતિથી શ્રવણમનનાદિ કરવામાં લાભ છે. મુમુક્ષુએ ઘર છોડવાને બદલે ઘર આદિની મમતા છોડવી જોઇએ.

૨૭૪ * "**गायत्रीं त्र्यक्षरां**"નો ત્રણ અક્ષરવાળી ગાયત્રીદેવી એવો અર્થ થાય છે. ગાયત્રીશબ્દ ત્રણ અક્ષરનો બનેલો છે એ વાત પ્રસિદ્ધ છે. ગાયત્રીછંદ ચોવીશ અક્ષરનો થાય છે, માટે ગાયત્રીના ચોવીશ અક્ષર કહ્યા છે, તે ગાયત્રીછંદના ચોવીશ અક્ષરો સમજવા. ૐની ત્રણ માત્રા છે, ત્રણ અક્ષર નથી. ચોવીશ અક્ષરવાળી ગાયત્રી સાચી છે. ૐ એ પરમાત્માનું નામ છે, પણ તે ગાયત્રી નથી.

"...**सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा**" એ મંત્રવડે પ્રાતઃકાલની સંધ્યામાં આચમન લેવાનું છે. એમાં પોતાથી રાત્રે જે ક્ષુદ્ર પાપ કરાયાં હોય તે સૂર્યરૂપ જ્યોતિમાં હોમવાની ભાવના છે; અને ગાયત્રીમંત્રવડે સૂર્યને જે અર્ઘ્યપ્રદાન સવારે કરાય છે તેમાં મંદેહાનામના રાક્ષસો જે સૂર્યને વિઘ્ન કરવા તૈયાર થયા હોય છે તેમનું હનન કરવાની ભાવના છે. અર્ઘ્યપ્રદાન કરવાને બદલે જો તે અર્ઘ્યનું પાણી પી જવામાં આવે તો તે અર્ઘ્યપ્રદાન કર્યું કહેવાય નહિ.

તંત્રશાસ્ત્રમાં ચોવીશ મુદ્રાઓ કહી છે, એ મુદ્રાઓ કરી જવી, વા એક એક મુદ્રા ને એક એક ગાયત્રીમંત્રનો અક્ષર લઈ તેવડે

ન્યાસ કરવા. तत् એ બ્રહ્માનું નામ નથી, પણ બ્રહ્મનું નામ છે. तत् એ મંત્રના જપવડે ને બ્રહ્મના ધ્યાનવડે જપધ્યાન કરનાર મનુષ્ય તેના પરિપાકે બ્રહ્મને આશરે રહેલી સિદ્ધિઓમાંની કોઈ એક કે અનેક સિદ્ધિ પોતાની યોગ્યતાપ્રમાણે મેળવી શકે.

સત્યનો શોધ કરવામાં કાંઈ વિરોધ નથી.

શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા ને વિવેક રાખી સ્વધર્મ પાળતા રહેશો.

૨૭૫ * પરમાત્માની ભક્તિ કરવા ઇચ્છનારે સહનશીલ ને સંતોષી રહેવું જોઇએ, ને મનવાણીને માધુર્યથી ભરેલાં રાખવાં જોઇએ. એમ વર્તવાથી તે મનુષ્ય પ્રસન્ન રહી શકે છે.

૨૭૬ * મુગ્ધાભક્તિના કરતાં મધ્યાભક્તિ ઉત્તમ ગણાય છે, અને મધ્યાભક્તિના કરતાં પ્રૌઢાભક્તિ શ્રેષ્ઠ ગણાય છે, માટે પ્રભુનો અનુગ્રહ મેળવવા ઇચ્છનાર મનુષ્યે અંતે પ્રૌઢાભક્તિ પ્રાપ્ત કરવી જોઇએ.

૨૭૭ * જેમ અનેક દર્પણોનાં પ્રતિબિંબોને સૂર્ય એક હોય છે, જેમ અનેક કમલોને સૂર્ય એક હોય છે, જેમ અનેક પોયણીઓને ચંદ્ર એક હોય છે, ને જેમ અનેક પ્રજાને રાજા એક હોય છે, તેમ અનેક ભક્તોને પ્રભુ એક હોય છે. જેમ અનેક સેવકોનો તેમની યોગ્યતાપ્રમાણે રાજા દ્રવ્યદાનાદિવડે સત્કાર કરે છે તેમ અનેક ભક્તોનો પુણ્યશ્લોક પ્રભુ તેમની યોગ્યતાપ્રમાણે સત્ય, ધર્મ, એકનિષ્ઠા, ભક્તિ, પ્રકાશ ને આનંદાનુભવ આપી સત્કાર કરે છે.

૨૭૮ * સાત્ત્વિકીશ્રદ્ધા, સમજપૂર્વક સ્થિરમને પરમાર્થનાં સાધનોનું સેવન, પરમસત્યમાં એકનિષ્ઠા, કર્તવ્યાકર્તવ્યની સમજ, પરિણામદર્શિતા ને સાવધાનતા એ શુભગુણોનો વધારો કરી પરમોદાર પરમાત્માનો અનુગ્રહ પ્રાપ્ત કરાવનારાં સાધનોનું સેવન કરશો તો પરમાર્થમાં સુખપૂર્વક આગળ વધી શકશો.

જે માણસને જે વિષયમાં બહુ પ્રીતિ હોય તે માણસને તે વિષયનાં સ્વપ્નો વધારે આવે છે.

નીચેનાં પાંચ વાક્યોમાંનું કોઇ એક વાક્ય જિજ્ઞાસુને બ્રહ્મભાવનાની દૃઢતા કરવામાં ઉપયોગી થાય છે:—

"હું બ્રહ્મ છું," "બ્રહ્મૈવાહં," "આ સર્વ બ્રહ્મ છે," "શિવોહં," ને "સચ્ચિદાનંદોહં."

૨૭૯ * * સત્યપરાયણ એવા પોતાના અનન્યભક્તનું રક્ષણ કરવા પરમકૃપાલુ પ્રભુ સર્વદા સર્વથા સમર્થ છે.

× પરમાત્માની ભક્તવત્સલતાનું ને તેમની અમોઘ કૃપાનું પુનઃ પુનઃ પ્રીતિપૂર્વક સ્મરણ કરી પ્રભુના દિવ્યસ્વરૂપમાં તમે તમારા મનને સુસ્થિર કરતા રહી આનંદાનુભવ કરશો.

પ્રેમાર્દ્ર હૃદયવાળા પ્રભુ પોતાના અનન્યભક્તનાં લાડકોડ પૂરાં પાડવા સર્વદા શક્તિમાન્ છે. ભક્તનું હૃદય સર્વદા પરમાત્માની અભિમુખ હોવું જોઇએ.

× × શ્રદ્ધા, ઉમંગ, સાવધાનતા, લેશ પણ સંકોચવિના પ્રભુની આજ્ઞાનું ઘણા ઉમળકાથી પાલન ને જાગૃતિ રાખી પ્રભુપરાયણતામાં વધારો કરી સુપ્રસન્ન રહેશો.

ભક્તિના પ્રમાણમાં ભક્તને સુખાનુભવ થાય છે, ભક્તિ નિરતિશયપણાને પામવાથી સુખ પણ નિરતિશય અનુભવાય છે.

૨૮૦ * પરમાત્માના અનન્યભક્તોને પ્રભુનો વિરહ બહુજ દુઃખદ જણાય, વિરહનો અલ્પ સમય તેમને ઘણો લાંબો જણાય, ને તેમનું મન પ્રભુનું સતત સ્મરણચિંતન કર્યા કરે એ સ્વાભાવિક છે. શુભપ્રયત્નને પરિણામે પ્રભુના અનુગ્રહથી તે અનન્યભક્ત પ્રભુનાં અખંડ દર્શન કરવા ને પરમાનંદ મહોદધિમાં ઝીલવા ભાગ્યશાલી થાય છે.

× જે ભક્તને પ્રભુ અત્યંત પ્રિય હોય છે તે ભક્ત પરમાત્માને પણ અત્યંત પ્રિય હોય છે, ને જે ભક્ત પરમાત્માને નિરંતર સંભારે છે તેને પ્રભુ પણ નિરંતર સંભારે છે એમ ભક્તિશાસ્ત્રો કહે છે.

૨૮૧ * અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું ધ્યાન શ્રદ્ધાપ્રીતિથી ચાલુ રાખશો. શુભભાવનાનું ને શુભપ્રયત્નનું ફલ શુભજ થાય છે. ત્રાટક ને પ્રાણાયામ પણ કરતા રહેશો.

અંતઃકરણને વિવેકવિરાગથી યુક્ત રાખી પ્રાપ્તવ્યવહાર સમભાવથી સેવશો, ને સર્વાધિષ્ઠાનરૂપ બ્રહ્મનું અનુસંધાન પ્રીતિપૂર્વક કરતા રહેશો.

સંધ્યાવંદનાદિ નિત્યકર્મ ચાલુ રાખી ચિત્તશુદ્ધિમાં વધારો કરતા રહેશો.

ધ્યાનકાલે દૃશ્ય પ્રાણિપદાર્થમાં મનને વિરાગવાળું અને બ્રહ્મમાં પ્રેમવાળું કરવું. જો ધ્યેયના અભાનથી મન અજ્ઞાનમાં લીન થાય તો તેને જગાડી શાંત તેજોમય બ્રહ્મની ભાવના કરી મનને તેમાં જોડવું. મનની શાંતિમાં ને સુખાનુભવમાં જેટલો વધારો થાય તેટલી તમારે તમારા અભ્યાસની સફલતા જાણવી.

જ્યારે જ્ઞાનીનું મન જગદાકાર થાય ત્યારે તેમનું મન સામાન્યપણે બ્રહ્માકાર રહે, અને બ્રહ્માનંદનો અનુભવ પણ તેમના મનના ઊંડાણમાં સામાન્યરૂપે રહે.

ઈશ્વર આપેક્ષિક વ્યાપક છે. તેઓ માયાના સર્વ પ્રદેશમાં વ્યાપી રહેલા હોવાથી તેમને વ્યાપક કહેવામાં આવે છે, પણ વસ્તુતાએ તેમને આપેક્ષિક વ્યાપક જાણવા, નિરતિશય વ્યાપક નહિ.

નિદિધ્યાસનકાલે મનને બ્રહ્મના સદાદિ સ્વભાવના વિચારમાં જોડવું, અથવા બ્રહ્મના નિરુપાધિક આનંદસ્વરૂપના ધ્યાનમાં જોડવું.

અંતઃકરણના અગ્રભાગમાં રહેલું ચેતન ( ચિદાભાસ ) દૃશ્યને વિષય કરે છે, એટલે દૃશ્યને પ્રકાશે છે, તેનો સદ્‌ભાવ સિદ્ધ કરે છે. દૃશ્ય વાસ્તવિક વસ્તુ નથી. બ્રહ્મજ જોનારના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનાદિવડે દૃશ્યરૂપે પ્રતીત થાય છે.

ધ્યાનમાં બેસતી વેલા અમુક સમયસુધી મારું મન બ્રહ્મમાં સ્થિર રહો એવો સંકલ્પ કરીને બેસવું તે ઉત્તમ છે. એવો સંકલ્પ ન કર્યો હોય તોપણ પ્રારબ્ધકર્મના બલથી મન બ્રહ્મધ્યાનનો ત્યાગ કરીને જગદાકાર થાય છે.

જાગ્રદવસ્થામાં જેમ દૃશ્ય પદાર્થ સ્પષ્ટ પ્રતીત થાય છે તેમ ચિત્તની જે અવસ્થામાં બ્રહ્મનું સ્પષ્ટ ભાન થાય છે તે તુરીયાવસ્થા કહેવાય છે, અને જેમ સુષુપ્તિમાં સ્થૂલ ને સૂક્ષ્મ દૃશ્યની અપ્રતીતિ હોય છે તેમ ચિત્તની જે અવસ્થામાં સર્વ દૃશ્યની સત્યરૂપે અપ્રતીતિ હોય છે તે તુરીયાવસ્થા કહેવાય છે. એવી રીતે તુરીયાવસ્થાનું જાગ્રદવસ્થાની સાથે ને સુષુપ્તિઅવસ્થાની સાથે એક એક અંશે મળતાપણું છે.

પ્રત્યેક સ્થૂલ પ્રાણિપદાર્થ વિરાટ્‌ના અવયવરૂપ છે. વિરાટ્‌માં જે સ્થૂલ પાંચ ભૂતો છે તેજ પાંચ ભૂતો સ્થૂલશરીરમાં ને સ્થૂલપદાર્થોમાં છે, અને સર્વ વિશ્વોની સમષ્ટિરૂપ વિરાટ્ છે. એવીજ રીતે હિરણ્યગર્ભના સમષ્ટિસૂક્ષ્મશરીરમાં જે પાંચ સૂક્ષ્મભૂતો છે તેજ પાંચ સૂક્ષ્મભૂતો તૈજસના વ્યષ્ટિસૂક્ષ્મશરીરમાં છે, અને સર્વ તૈજસોની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ છે. એવી રીતે વ્યષ્ટિશરીરોનો સમષ્ટિશરીરની સાથે, વિશ્વોનો વિરાટ્‌ની સાથે, અને તૈજસોનો હિરણ્યગર્ભની સાથે અભેદ છે.

બ્રહ્મના પરોક્ષજ્ઞાનથી અને બ્રહ્મના અદૃઢ અપરોક્ષજ્ઞાનથી સંચિતકર્મો બલહીન થઈ જાય છે, પણ દાહ પામતાં નથી. જ્યારે બ્રહ્મનું દૃઢ અપરોક્ષજ્ઞાન થાય છે ત્યારેજ તે સંચિતકર્મો દાહ પામે છે.

સ્થાવરજંગમ સર્વ પ્રાણિપદાર્થોમાં તે તે પ્રાણિપદાર્થના અધિષ્ઠાનરૂપે બ્રહ્મ રહેલું છે, અર્થાત્ સર્વ જીવોમાં ને સર્વ જડ પદાર્થોમાં સદ્રૂપે, ચિદ્રૂપે ને આનંદરૂપે બ્રહ્મ રહેલું છે.

બ્રહ્મજ્ઞાનીને વિવેકકાલે વા સમાધિકાલે બ્રહ્માનંદનો પ્રધાનપણે

અનુભવ રહે છે, અને વ્યવહારકાલે તેમની વૃત્તિ જગદાકાર થયેલી હોય એટલે તેમને બ્રહ્માનંદનો અનુભવ ગૌણ રહે છે.

જો બ્રહ્મધ્યાનપરાયણ મનુષ્યનું મન મરણકાલે બ્રહ્મલોકના ભોગની વાસનાવાળું હોય તો તે બ્રહ્મલોકમાં જઈ ત્યાંના ભોગો ભોગવી આ મર્ત્યલોકમાં સારે ઘેર જન્મી પુનઃ જ્ઞાનાભ્યાસપરાયણ થઈ બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થાય છે. જો અહંગ્રહોપાસનાના પરિપાકવડે તે ઉપાસક બ્રહ્મલોકમાં ગયેલ હોય તો તેને ત્યાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પછી તે જીવન્મુક્તરૂપે ત્યાં રહે છે, અને તેને ત્યાંના ભોગો બંધન કરી શકતા નથી. *

## પત્ર ૨૮૨–૨૯૨

* આયુષ્–આવરદા–જીવના પ્રારબ્ધકર્માનુસાર રહેતો સૂક્ષ્મ-શરીરનો ને સ્થૂલશરીરનો સંયોગ. મંદવેગવાળા ને મધ્યમવેગવાળા પ્રારબ્ધ-કર્માનુસાર નક્કી થયેલા મનુષ્યના આયુષ્માં તીવ્ર શુભાશુભકર્મથી મનુષ્યવડે ફેરફાર કરી શકાય છે. તીવ્રપ્રારબ્ધકર્મથી નક્કી થયેલા આયુષ્માં પુરુષપ્રયત્નવડે ફેરફાર કરી શકાતો નથી.

કલિયુગમાં વધારેમાં વધારે આયુષ્ ૧૨૦ વર્ષનું ગણાય છે.

પુરાણોમાં જે આત્મજ્ઞાનનો, યોગનો, ઈશભક્તિનો ને શાસ્ત્રોક્ત શુભકર્મનો મહિમા અને સદાચારદુરાચારનું ફલ વર્ણવેલ છે તે મનુષ્યે શાંતચિત્તે સમજવાં જોઇએ, ને તે ઉપરથી પોતાનું કર્તવ્ય નક્કી કરી તેણે અશુભવિચાર ને અશુભકર્મ ન કરવાં જોઇએ, અને શુભવિચાર ને શુભકર્મ કરવાં જોઇએ. તેમાં જણાવેલા ભૂગોલખગોલસંબંધીના ને રાજાઓની વંશાવલિસંબંધીના વિચારોનો વિચાર કરવાનો નથી. રાજાઓ-ની વંશાવલિપરથી સંસારનું ક્ષણિકપણું સમજી મનુષ્યથી પોતાના મનને વિરાગવાળું કરી શકાય.

ત્યાગી અતીતો વગેરે જે લાગા ગામના ખેડુ કે વ્યાપારી વગેરેની

પાસેથી લે છે તે એક પ્રકારની જૂના વખતથી ચાલતી આવેલી ધાર્મિક ભીખ છે, ને તે વર્ગના મનુષ્યોના પૂર્વજોએ તે તે સાધુઓના નિર્વાહને માટે કરી આપેલો ધાર્મિક હક છે. એવો લાગો તેમને આપવો કે ન આપવો તે આપનાર મનુષ્યની ઇચ્છાનો વિષય છે. ધાર્મિકદૃષ્ટિએ યોગ્ય સંતનો સત્કાર કરવો તે ગૃહસ્થાશ્રમીનું આવશ્યક કર્તવ્ય ગણાય છે.

પ્રાથમિકશાલાના વિદ્યાર્થીઓને ઉત્તમપ્રકારે સ્વચ્છતા શીખવવી,- તેઓ પોતાની બેસવાની જગા, પુસ્તકો, વસ્ત્રો ને શરીર સ્વચ્છ રાખે એવો ઉપદેશ તેમને આપવો, ને તેને આચારમાં મૂકાવવો. સત્ય બોલવાનો, અપશબ્દો ન બોલવાનો, સંપસંપીને રહેવાનો, દુઃખીને સાહાય્ય કરવાનો ને વિનયથી વર્તવાનો સ્વભાવ પાડે એવો તેમને ઉદાહરણોસહિત ઉપદેશ આપવો, સવારસાંજ અનુકૂલતાપ્રમાણે શ્રદ્ધાપ્રીતિથી પરમાત્માનું સ્મરણ કરે, તથા તેમને પ્રણામ કરે, અને તેમની સ્તુતિ કરે એવો ઉપદેશ પણ તેમને આપવો, અને તે પ્રમાણે વર્તાવવાનો પ્રયત્ન કરવો. સવારસાંજ પરમાત્માની કીર્તનભક્તિ પણ કરાવવી, અને તેમનામાં કર્તવ્યનિષ્ઠા વધારવામાટે મહાભારતમાંથી ને રામાયણ વગેરેમાંથી વાર્તા કહેવી. એવું શિક્ષણ આપનારે પ્રથમ પોતે યોગ્ય થવું જોઇએ, એ બહુ અગત્યની વાત છે.

શિક્ષકે પોતાનું અંતઃકરણ ધર્મનિષ્ઠાવાળું, શાસ્ત્રાનુસાર વર્તવાના બલવાળું, વિનયી ને કર્તવ્યપરાયણતાવાળું કરી વિદ્યાર્થીઓને તેવા અંતઃકરણવાળા કરવા પ્રયત્ન કરવો જોઇએ. અંતઃકરણને શુદ્ધ ને વિકસિત કરવું એજ સાચું શિક્ષણ છે. × ×

૨૮૩ * કર્મ જડ હોવાથી તે સ્વતંત્રપણે ફલ આપી શકે નહિ. સર્વ વિશ્વના નિયામક પરમાત્મા જીવોને તેમનાં કર્માનુસાર ફલ આપે છે.

ઈશ્વરની તથા પોતાના શ્રીસદ્‌ગુરુની છલકપટ તથા દંભવિનાની ભક્તિ કરવા ઇચ્છનારે તેમની સાથેના કોઇ પણ વ્યવહારમાં છલ,

કપટ કે અસત્યભાષણરૂપ પાપ કરવું નહિ. પોતાના મનમાં તેમને વિષે શ્રદ્ધા ન હોય છતાં ઉપરથી શ્રદ્ધાનો ડોળ કરવો નહિ. તેમને પરમાત્મરૂપ સમજી ઘણામાં ઘણા પ્રેમભાવથી સાવધાનતાપૂર્વક વિવેક રાખી તેમની સેવા કરવી.

૨૮૪ × શિવને અર્પણ કરેલું દ્રવ્ય તે શિવનિર્માલ્ય કહેવાય છે. એવા દ્રવ્યનો કોઈ પણ માણસે પોતાના ખાનગી કામમાં ઉપયોગ કરવો નહિ. **શ્રીશંકરની** પ્રદક્ષિણા જમણો હાથ અંદર રાખીને જલાધારીસુધી કરવી, અને પછી પાછું બીજી બાજુએ જલાધારીસુધી આવવું એ શંકરની પ્રદક્ષિણા કરી કહેવાય છે.

શંકરના મંદિરની આગળ જે કાચબો રાખવામાં આવે છે તે આત્મવિચાર સમજવો, અને જે પોઠીઓ છે તેને સદ્ધર્મ સમજવો. પોઠીઆની પાછળ ઊભા રહીને શંકરનાં દર્શન થાય, અને પોઠીઆભણી પીઠ ન આવે એવી રીતે કાચબાની પાસે ઊભા રહીને પણ તેમનાં દર્શન થાય. કાચબો ને પોઠીઓ પ્રદક્ષિણાની અંદર આવે એમ પ્રદક્ષિણા થાય તો વધારે સારું. પોઠીઆના પૂછડાવાળા ભાગને સ્પર્શ કરવો. બીજે સ્પર્શ કરવાની જરૂર નથી. પોતાના મનને શંકરમાં સર્વદા સ્થિર કરવાનો ભાવ જણાવવા શંકરભક્ત શંકરની પ્રદક્ષિણા કરે છે. ત્રણ કે તેથી વધારે થઇ શકે તેટલી પ્રદક્ષિણા દેવને કરવાની હોય છે.

સદ્‌ગુરુદ્વારા પ્રાપ્ત થયેલો મંત્ર શ્રદ્ધાપ્રીતિથી નિયમિતરીતે જપવામાં આવે તો તેથી વ્યવહારમાં ને પરમાર્થમાં ઉન્નતિ થાય છે. જપ કરનારના અંતઃકરણમાં પાપકર્મ વધારે હોય તો તેની મોડી ઉન્નતિ થાય છે.

એકનિષ્ઠા, શ્રદ્ધા અને ઉમંગ રાખી પૂર્વાપરનો વિચાર કરી વ્યવહાર-પરમાર્થમાં વર્તશો તો સુખી થશો.

૨૮૫ * સુખદુઃખ ચેતનના આભાસવાળા અંતઃકરણને થાય છે.

જન્મમરણ બ્રહ્મમાં કલ્પાયેલા જીવને વા ચિદાભાસને થાય છે.

ચિદાભાસવાળું અંતઃકરણ કેવલ જડ નથી, પણ જડચેતન-મિશ્રજેવું છે તેથી તેમાં સુખદુઃખનો અનુભવ સંભવી શકે છે.

૨૮૬ * સુષુમ્ણાનાડીદ્વારા યોગી સગુણબ્રહ્મને પ્રાપ્ત થાય છે.

સ્થૂલશરીરના ત્યાગપછી જ્યાંસુધી જીવને કોઇ પણ પ્રકારનું સ્થૂલશરીર પ્રાપ્ત ન થાય ત્યાંસુધી તેને રૂપાદિ વિષયોનો અનુભવ ન થાય.

શ્રદ્ધાએ વા અશ્રદ્ધાએ કરેલું પુણ્યકર્મ અધિક વા ન્યૂન ફ્લ આપે. જાણે અજાણે કરેલું પાપકર્મ પણ ન્યૂનાધિક ફ્લ આપે.

આહાર પથ્ય ને પરિમિત લેતા રહેશો, ને આસનાભ્યાસ ચાલુ રાખશો, કે જેથી પેટનો વ્યાધિ નિવૃત્ત થાય. ×

૨૮૭ * તમારા હૃદયની શાસ્ત્રીય શુભભાવનાથી સંતોષ થયો. એવી શુભભાવનાથી હૃદયને વધારે વધારે ભરતા રહેશો. મનને અંતર્મુખ કરવા એને અધિક અધિક સદુપદેશ આપતા રહેશો. × ×

મન વિકારાધીન હોય કે પ્રવૃત્તિમાં હોય ત્યારે પણ સર્વમાં સૂક્ષ્મસ્વરૂપે વિરાજતા અંતર્યામીનું સ્વરૂપ વિલોકવા પ્રયત્ન કરવો. પોતાના બ્રહ્મસ્વરૂપની ભાવના વારંવાર કરવાથી એ ભાવના દૃઢપણાને પામે છે.

તમારું અંતઃકરણ જેમ જેમ સ્થિર ને સૂક્ષ્મ થઈ આત્માભિમુખ થતું જશે તેમ તેમ આત્મસ્વરૂપની રમણીયતાનું વિશેષ વિશેષ ભાન તેને થવા લાગશે.

ચિત્તની વૃત્તિઓનો ધ્યેયને આકારે પ્રવાહ ચાલ્યા કરે તે ચિત્તની એકાગ્રઅવસ્થા કહેવાય છે. ચિત્તની વૃત્તિઓ જીવને જણાય એવી નહિ ઊઠતાં ચિત્ત સંસ્કારશેષઅવસ્થાવાળું થાય તેને ચિત્તની નિરોધાવસ્થા કહેવાય છે.

બ્રહ્મમાંથી આ જગત્ વિવર્તરૂપે ઉપજ્યું છે. રજ્જુસર્પાદિનાં ઉદાહરણ પણ વિવર્તવાદને સ્પષ્ટ કરવામાટે છે, અને સોના આદિમાંથી

કુંડલ આદિ થાય છે ત્યાં પણ સોના આદિમાં કુંડલ આદિ અલંકારનાં માત્ર નામરૂપ કલ્પાય છે એમ જણાવી કુંડલાદિ એ સોના આદિનો વિવર્ત છે એમ જણાવ્યું છે. સોના આદિના પરિણામરૂપ કુંડલાદિ છે એમ કહેવાનો શાસ્ત્રનો આશય નથી.

રોગ, મલમૂત્ર અને વૃશ્ચિકાદિમાં જ્યાંસુધી તેમનું વિશેષરૂપે ભાન ન થાય, પણ આ એવું તેનું સામાન્ય ભાન થાય ત્યાંસુધી તેમાં પ્રિય-પણાનું ભાન હોય છે, પણ તેમનું વિશેષભાન થતાં તેમાં રહેલો પ્રિય-પણાનો અંશ તિરોધાન પામે છે.

હઠયોગવિના પણ મનને બ્રહ્માકાર કરવાના શાસ્ત્રોક્ત પ્રયત્નથી ચિત્તકલારૂપ કુંડલિની જાગ્રત્ થઇને પછી પ્રાણકલારૂપ કુંડલિની જાગ્રત્ થાય છે. કોઈ જિજ્ઞાસુ ન્યૂનાધિક રોગવાળો હોય, પણ જો તે બ્રહ્મધ્યાનમાં ને બ્રહ્મવિચારમાં સાવધાનતા સેવે તો તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે.

કાગડો જેમ પોતાના ડાબા નેત્રગોલકદ્વારા જુએ ત્યારે તેના નેત્રનું જમણું ગોલક બંધ થાય છે, અને જમણા નેત્રગોલકદ્વારા તે જુએ ત્યારે તેનું ડાબું નેત્રગોલક બંધ થાય છે, તેમ જ્યારે બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મનો અનુભવ કરતા હોય ત્યારે જગત્નું બ્રહ્મમાં તિરોધાન થાય છે, ને જ્યારે તેઓ પ્રારબ્ધકર્મના વેગથી જગત્ જોતા હોય ત્યારે જગત્માં બ્રહ્મ તિરોધાન પામ્યાજેવું થઈ જાય છે.

જિજ્ઞાસુએ વિષયોમાં વૈરાગ્ય ઉપજાવવાનો છે, અને તે વૈરાગ્ય દોષદર્શનવિના ઉપજે નહિ માટે તેણે શબ્દાદિ વિષયોમાં અને તેનાં ઉપકરણોમાં દોષદર્શન કર્યા કરવું. તેણે અન્ય પ્રાણિપદાર્થના દોષો ન જોતાં તેમાં જે ન્યૂનાધિક ગુણ રહેલો હોય તે જોવાનો સારગ્રાહી બુદ્ધિવડે સ્વભાવ રાખવો, કે જેથી દ્વેષ ને ઈર્ષ્યા ઇત્યાદિ દોષો તેના અંતઃકરણમાં આવિર્ભાવ ન પામે.

પતિવ્રતા સ્ત્રી જો પોતાના પતિની શુદ્ધભાવે સેવા કરતી હોય, અને પતિવ્રતાના ધર્મ પાળતી હોય તો તેને ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય. જો ઇશ્વરના અને પતિના અનુગ્રહથી તેને જ્ઞાન થાય તો તે પરમપદને પ્રાપ્ત કરી શકે. પતિ પોતાના શાસ્ત્રોક્ત પુરુષાર્થથી પરમપદની પ્રાપ્તિ કરે તેથી ઉપર જણાવેલા સ્વભાવવાળી સ્ત્રી પરમપદની પ્રાપ્તિ કરી શકે નહિ.

દેવો પ્રાણિપદાર્થમાં રહેલા સારભૂત અંશરૂપ જે અમૃત છે તેને જોઇને તૃપ્ત થાય છે. મનુષ્યોની પેઠે દેવો ખાતાપીતા નથી. અમૃતનું પાન કરવું એટલે સારભૂત ભાગનું દર્શનવડે ગ્રહણ કરવું.

અપ્સરાઓ સર્વ દેવોની સ્ત્રીઓ ગણાય છે. તેમાં જેમને પરસ્પર પ્રેમ બંધાય તેઓ પતિપત્નીતરીકે ઇચ્છિત સમયસુધી વ્યવહાર કરે. દેવોમાં ઇંદ્રવિના બીજા કોઇને પુત્રપુત્રીરૂપ પ્રજા ન હોય.

મિથિલાનગરીની ગાદીપર ચૌદ જનક થયા. તેઓ વિદેહદેશના રાજા હોવાથી વિદેહી (વૈદેહ) કહેવાયા. **શ્રીયાજ્ઞવલ્ક્યમુનિ** તથા **શ્રીઅષ્ટાવક્રમુનિ** પૃથક્ પૃથક્ છે.

જેમનું જીવન બહુ નિવૃત્તિપરાયણ હોય તેવા પુરુષથી પ્રણવોપાસના થઇ શકે. ગૃહસ્થનું જીવન પ્રાયશઃ પ્રવૃત્તિપરાયણ હોય તેથી તેનાથી જોઇએ તેવી પ્રણવોપાસના થઈ શકે નહિ.

* "**अयमात्मा ब्रह्म**" આ મહાવાક્યમાં આત્માનો બ્રહ્મથી અભેદ કહ્યો છે. જીવનું પરિચ્છિન્નપણું દૂર કરવામાટે એ ઉપદેશ છે. ત્યાં બ્રહ્મનું એકદેશીપણું કહ્યું નથી.

અંતઃકરણ કોઈ પણ વેલા વૃત્તિરૂપ પરિણામવિનાનું રહી શકે નહિ. અંતઃકરણની નિરોધાવસ્થા થાય ત્યારે પણ અંતઃકરણની ઘણીજ સૂક્ષ્મવૃત્તિઓ બ્રહ્માકાર થયાજ કરતી હોય છે. બ્રહ્મથી ભિન્ન માયા ને માયાનાં સૌ કાર્યો ક્ષણે ક્ષણે પરિણામ પામનારાં છે.

શ્રદ્ધા, પ્રીતિ, જાગૃતિ, સ્થિરતા અને વ્યવસ્થા રાખી સ્વકર્તવ્ય કરતા રહેશો.

૨૮૮ * ઇંદ્રિયોનો ને અંતઃકરણનો બાહ્યવેગ પાછો વાળી હૃદયસ્થ બ્રહ્મથી અભિન્ન આત્મામાં તેને સ્થિર કરવા પ્રયત્ન કરવો. સંસારમાં વિરાગ ને બ્રહ્મમાં પરમપ્રેમ ઉપજાવીને પારમાર્થિક કર્તવ્ય કરવું. ધ્યાનકાલે નાભિને તથા હૃદયને બરડાની કરોડભણી બની શકે તેટલાં આકર્ષેલાં રાખવાં.

વાણીના ને મનના નકામા વેગોને રોકી તે બંનેને બ્રહ્મમાં સ્થિર સ્થાપવા પ્રયત્નશીલ રહેવું.

મનને વશ રાખી, વાણીને વશ રાખી, વિવેકનિષ્ઠા વધારી, પરિણામનો વિચાર કરી, તથા સદાચાર પાળી, બ્રહ્માનુભવને સુદૃઢ કરવા સર્વદા પ્રયત્નશીલ રહેવું. અનુચિત સંગ સેવવો નહિ. ×

૨૮૯ * * જેઓ આસુરીસંપત્તિને વશ વર્તે છે, ને પોતાનો કુસ્વભાવ છોડતા નથી તેઓ પોતાનો આ ભવ ને પરભવ બગાડે છે, ને બીજાને અપકાર કરનારા થાય છે.

૨૯૦ * ત્રિવિધતાપરૂપ ઉષ્ણજલથી ભરેલો અને મનોવિકારોરૂપ મોટાં મોજાંઓથી ઊછળતો આ ભવસાગર સુખરૂપે તરી જવામાટે પરમાત્માના ચરણકમલરૂપ દૃઢ ને વિશાલ નૌકાનો મનુષ્યે આશ્રય લેવો જોઇએ. તે નૌકામાં શુદ્ધભાવથી સુસ્થિરપણે બેસવાથી અનાયાસે ભવસાગર તરી શકાશે.

શેરડીના વાઢને જો નિત્ય પૂરતું પાણી પાવામાં ન આવે તો તે શેરડી સૂકાઈ જાય છે, જો ઘઉંની વાડીને નિત્ય પૂરતું પાણી પાવામાં ન આવે તો ઘઉંના છોડ સૂકાઈ જાય છે, અને જો ડાંગર કે કમોદને નિત્ય પૂરતું પાણી ન મળે તો તે ડાંગર કે કમોદ સૂકાઈ જાય છે, તેમ જે મનુષ્ય પરમાત્માનો મહિમા સમજી તેમનું સ્મરણધ્યાન પરમાદરથી

સતત ન કરે તો તેનું હૃદય પણ સૂકાઈ જાય છે, ને તેને પરમાત્માના અનુગ્રહથી અનુભવાતો અપૂર્વ આનંદ પ્રાપ્ત થતો નથી. પ્રભુભક્તે સતત પોતાના હૃદયને પ્રભુભક્તિથી ભીનું રાખવું જોઇએ.

જો ભવકૂપમાં પુનઃ પુનઃ ડુબવાથી મનને દુઃખનું ભાન થતું હોય તો મનને સારી રીતે જાગ્રત્ રાખી, સંસારના રાગદ્વેષોને શિથિલ કરી, પરમાદરથી પરમાત્માનું સતત સ્મરણધ્યાન કરી મનને ઉન્નત કરશો. ×

૨૯૧ * બુદ્ધિને ઉત્તરોત્તર અધિક સૂક્ષ્મ કરી શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરવાની ને શાસ્ત્રોક્ત અનુભવ સાધનોવડે પ્રાપ્ત કરવાની ઘણી આવશ્યકતા છે. શ્રદ્ધા, ઉમંગ ને સાવધાનતાવડે અંતઃકરણને સાક્ષીની અભિમુખ કરવાનો પ્રયત્ન રાખી તેને સાક્ષીમાં સ્થિર કરવાથી સાચી શાંતિનો ને સાચા સુખનો અનુભવ થવા લાગશે.

૨૯૨ * "તુઝે દુરાની કહા પડી, તું અપની નીવેડ;
તેરા નાવ સમુદ્રમેં, ખેડ ખેડ અરુ ખેડ."
"નારાયણ તું આપકા, ઘરકું પ્રથમ બુહાર;
જો ચાહે તો ઓરકા, ઘરકું ફેર નિહાર."

અન્યમાં નિરર્થક કલ્પિત દોષોનો આરોપ કરવાથી, ને નકામી ભૂતકાલની ભ્રમણાઓનું સ્મરણ કર્યા કરવાથી મનુષ્યનું મન તમોગુણથી ઘેરાઈ જાય છે, તેથી તે મનુષ્ય પોતાનો પ્રાપ્તવ્યવહાર યથાયોગ્ય કરી શકતો નથી, ને પરમાર્થનાં સાધનો પણ યોગ્ય રીતે સેવી શકતો નથી. ધૂમાડાથી ભરાઈ ગયેલા ઘરમાં જેમ કાંઈ સૂઝતું નથી તેમ તમોગુણના ધર્મોથી ભરેલા ચિત્તવાળાને પોતાના હિતાહિતનું ને બોલવાનું ભાન રહેતું નથી.

બીજાની પંચાત મૂકી દઈ તમે તમારું મન સત્ત્વગુણવાળું ને શાંત રાખો. વાણીનો નિગ્રહ ઘણામાં ઘણો રાખો. × ×

પોતાના બોલેલા વાક્યના અર્થનો બોધ સમજવા તમે પ્રયત્ન કરતા

નથી તેથી તમને તમારા બોલવાના દોષો સમજાતા નથી. તમોગુણી આવેશને અંતર્યામીની પ્રેરણા ન સમજવી. નકામા ખોટા ખોટા કુતર્ક કરી પાપ બાંધવામાં મનુષ્યને લાભ થતો નથી, પણ હાનિ થાય છે.

તમે તમારી યોગ્યતાની ખાત્રી કામ કરીને બતાવો. ન બોલ્યામાં નવ ગુણ છે, માટે પ્રયોજનજેટલું નિર્દોષ બોલવાનો સ્વભાવ પાડો, સૌની સાથે હળીમળીને વર્તો, ને જેટલી સેવા થઇ શકે તેટલી સ્થિરમને સમજપૂર્વક કરો.

ચીડીઆ સ્વભાવના કરતાં આનંદીસ્વભાવ સારો ગણાય છે.

"લઘુતાસેં હી પ્રભુ મીલે," "લઘુતા મેરે મન માની," ઇત્યાદિ સજ્જનોનાં વચનો વિચારી બહુ નમ્રતા રાખો.

"નમ્રા નિર્મલ તેની દશા, જેને હરિ હૃદયમાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો હૃદયે નવ ગણે;
કોઇના દોષ ન દેખે કશા, નમ્રા નિર્મલ તેની દશા."

## પત્ર ૨૯૩-૩૦૩

* ઉત્તમ તિતિક્ષુએ પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા રોગાદિની નિવૃત્તિમાટે વ્યગ્ર મનવાળા થઈ સ્વેચ્છાએ ઉપાય ન કરવા, બીજાઓ ઉપાય કરે તો તે કરવા દેવા; મધ્યમ તિતિક્ષુએ મનને સ્વસ્થ રાખી આતુરતાવિના સ્વેચ્છાએ સાત્ત્વિક ઉપાય કરવા; અને કનિષ્ઠ તિતિક્ષુએ મનને બની શકે તેટલું શાંત રાખી કરવા ઘટે તે યોગ્ય ઉપાય સ્વેચ્છાએ કરવા.

ઘણા જન્મોના શુભપુરુષાર્થવડે બ્રહ્મજ્ઞાનને પામેલા જ્ઞાની મને (પરમાત્માને) પામે છે એવો તમે લખેલા **શ્રીગી**તાજીના શ્લોકનો અર્થ છે. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેવા જ્ઞાનીને પુનર્જન્મ થતો નથી એવો શ્રુતિ, સ્મૃતિ ને યુક્તિથી દૃઢ નિર્ણય થાય છે, માટે જ્ઞાની ઘણા જન્મોને અંતે પરમાત્માને પામે છે એવો એ શ્લોકનો અર્થ થાય નહિ.

આળસ તમોગુણમાંથી ઉપજે છે, ને શાંતિ સત્ત્વગુણમાંથી ઉપજે છે. મગર તથા સર્પાદિ નિદ્રાજેવી સ્થિતિમાં પડેલા દેખાય તે શાંતિને પામેલા ગણાય નહિ. તે વેલા તેમનું મન તમોગુણમાં લય થયાજેવું હોય છે. આળસની પેઠે નિદ્રા પણ તમોગુણમાંથી ઉપજે છે.

જ્ઞાનના ભાવિપ્રતિબંધવાળાને તે જન્મમાં અનન્યભક્તિયોગનો પરિપાક થઈ જ્ઞાન થઈ શકે નહિ તેથી તે જન્મમાં તે મુક્તિ મેળવી શકે નહિ. ભાવિપ્રતિબંધ દૂર થયે બીજા કે ત્રીજા જન્મમાં તેને જ્ઞાનદ્વારા મોક્ષલાભ થાય.

આકાશમાં જે અનેક ગોળો પ્રતીત થાય છે તે પણ પૃથિવીના જેવાં યોગ્ય પ્રાણીઓનાં નિવાસસ્થાનો છે. વાયુ આકાશના લગભગ દશમા ભાગમાં રહેલો છે. પૃથિવી આદિની આસપાસ અમુકસીમાસુધી સ્થૂલસૂક્ષ્મ વાયુ હોય છે.

પવિત્ર પર્વતોના, પવિત્ર વનોના ને પવિત્ર નદીઓનાં તટોના કોઈ કોઈ ભાગો સ્થૂલ એકાંતપ્રદેશ ગણાય છે. તે અનુભવીઓને પૂછી પ્રયોજન હોય ત્યારે જાણી શકાય.

બ્રહ્મા પણ પોતાનું આયુષ્ પુરું થયે–મહાપ્રલયકાલે–પોતાના શરીરનો પરિત્યાગ કરે છે. પછી સૃષ્ટિના આરંભમાં બીજા બ્રહ્મા તેમના પદપર આવે છે.

૨૯૪ * તમે શ્રવણ ઘણો સમય કર્યું છે. હવે મનનમાં ને નિદિધ્યાસનમાં શ્રદ્ધા, પ્રીતિ ને જાગૃતિથી જેટલો વધારે સમય લઈ શકાય તેટલો લેવા તમારે સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવાનો છે.

બ્રહ્મ સ્થૂલશરીરરૂપ નથી, તે ત્રણ શરીરથી પર, આકાશ ને માયાથી પણ સૂક્ષ્મ, અસંગ ને સચ્ચિદાનંદરૂપ છે, તેમાં મનને સુસ્થિર કરવા મુમુક્ષુએ આગ્રહપૂર્વક પ્રયત્ન કરવાનો છે.

વિવેક, વિરાગ, શમ, દમ ને સમાધાનાદિવિના જિજ્ઞાસુને અંતર્મુખ-

વૃત્તિ પ્રાપ્ત થઈ શકતી નથી, ને અંતર્મુખવૃત્તિ થયા વિના જિજ્ઞાસુને અવિદ્યાની નિવૃત્તિનો ને અખંડાનંદનો અનુભવ થતો નથી.

× × સર્વ દૃશ્યનું મિથ્યાપણું ને માત્ર દ્રષ્ટાનું સત્યપણું અંતઃકરણમાં ઉત્તરોત્તર વધારે સ્થિર કરતાં રહેશો.

તમારે મૈત્રી, ગાર્ગી અને સુલભાના જેવી સ્થિતિ પ્રાપ્ત કરવા ઘણામાં ઘણી શ્રદ્ધા, પ્રીતિ, ધૈર્ય, સાવધાનતા ને દૃઢતા રાખી સતત પ્રયત્ન કરવો જોઇએ.

સ્વસ્તિકાસન, સિદ્ધાસન કે પદ્માસન એ ત્રણમાંના કોઈ એક આસને ત્રણ કલાક બેસવાનું બલ મેળવવું જોઇએ.

મનુષ્યજન્મનું માહાત્મ્ય સમજી તથા જીવનનું ક્ષણભંગુરપણું જાણી આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. આલસ્યપ્રમાદાદિને વશ નજ થવું જોઇએ.

બ્રહ્મસુખ સ્વાધીન, અપાર ને પરમપવિત્ર છે એમ સમજી તેમાં મન આદિને સુસ્થિર રાખવા પ્રયત્ન કરવો જોઇએ. ×

૨૯૫ * યોગમાર્ગે ન ચાલી શકે તેવો જિજ્ઞાસુ જો વિશુદ્ધપ્રેમવાળો હોય તો તે ભક્તિમાર્ગના ધોરણે ઉપરની દીક્ષા પ્રાપ્ત કરી શકે. અનેક યોગ્ય સાધનવડે બ્રહ્માનંદરૂપ એક સાધ્ય પ્રાપ્ત કરી શકાય છે..

વાસ્તુ, શ્રાદ્ધ, સીમંત, છઠ્ઠી ને ચૌલસંસ્કારના ભોજનમાં નજ ચાલતાં દ્વિજ મુમુક્ષુને ભોજન કરવા જવું પડે તો તેણે ન્યૂનમાં ન્યૂન દશ ગાયત્રીમંત્રવડે અભિમંત્રણ કરેલું જલ પોતાના પ્રાણની શુદ્ધિમાટે પીવું જોઇએ.

સગુણબ્રહ્મમાં વૃત્તિઓનો નિરોધ થાય તેના કરતાં નિર્ગુણબ્રહ્મમાં વૃત્તિઓનો નિરોધ થાય તે શ્રેષ્ઠ ગણાય છે.

ઘરમાં જે દેવપ્રતિમા હોય તેમને ઘરમાં પવિત્રપણે રાંધેલું અન્ન નૈવેદ્યરૂપે ધરી શકાય.

જે ખાંડમાં કે શાકરમાં હાડકાનો ભૂકો નાંખવામાં આવતો હોય તે ખાંડ કે શાકર મુમુક્ષુએ ન વાપરવી. જાવાની ખાંડમાં એવું હોવા સંભવ જણાયો નથી. જે કેસરમાં ચરબી કે પ્રાણિજપદાર્થ પડતો હોય તે કેસર પણ મુમુક્ષુએ ન વાપરવું.

વ્યાવહારિક વિષયોમાં સમાધિ (ચિત્તની એકાગ્રતા) થવાથી તે મનુષ્યને સુખાનુભવ થાય, પણ તેના ચિત્તની સ્થૂલતા વધવાથી તે પરમાર્થનાં સાધનોનું સેવન કરવા સમર્થ થતો નથી.

વ્યવહારપરાયણ મનુષ્યને આશરે ૬ાા કલાકથી ૭ કલાક નિદ્રા લેવી જોઇએ. સંકલ્પબલમાં વધારો કર્યો હોય તો શરીરમન શ્રમિત છતાં મનુષ્ય ઉપયોગપૂરતી સામાન્ય નિદ્રા પ્રાપ્ત કરી શકે. આત્મધ્યાનથી શારીરિકમાનસિક શ્રમ ઘણે અંશે દૂર કરી શકાય. જ્ઞાનીની સાત્ત્વિક નિદ્રા હોય, અને અજ્ઞાનીની રાજસ કે તામસ નિદ્રા હોય. ×

૨૯૬ * વેદાંતશ્રવણને ફલીભૂત કરવામાટે મુમુક્ષુએ વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ૭ સંપત્તિ. ને મુમુક્ષુતા એ ચાર સાધનો ધૈર્ય ને જાગૃતિ રાખી ઉત્તમપ્રકારે પ્રાપ્ત કરવાં જોઇએ, અને શ્રવણના કરતાં લગભગ ચારથી છગણું મનન ને મનનના કરતાં લગભગ સાતગણું નિદિધ્યાસન કરવું જોઇએ. જીવભાવને શમાવી, જ્ઞાનનો મહિમા સમજી, ભૂલી જવાયેલા શિવભાવનો પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ કરવા મુમુક્ષુએ શુભમતિથી સદાગ્રહપૂર્વક સતત પ્રયત્ન કરવો જોઇએ.

બીજા વિચારોથી પોતાના મનને મોકળું રાખી મુમુક્ષુએ પ્રેમપૂર્વક બ્રહ્મવિચાર કરવા આદરપૂર્વક પ્રયત્નશીલ રહેવું જોઇએ.

પશ્ચિમતાનાસન કરવાથી બીજાં ઉપયોગી આસનોના સમયમાં વધારો થઈ શકે છે. મુમુક્ષુએ અંતર્મુખવૃત્તિ કરવા સદા ઉદ્યુક્ત રહેવું જોઇએ.

૨૯૭ * બ્રહ્મનું જ્ઞાન થયા છતાં પણ મનોનાશના અને વાસના-

શ્રયના જોઇએ તેવા અભ્યાસને અભાવે બ્રહ્મજ્ઞાનીથી પાંચમી, છઠ્ઠી ને સાતમી ભૂમિકામાં જઈ શકાતું નથી. જે મનુષ્ય બ્રહ્મના દૃઢજ્ઞાનવડે જ્ઞાનની ચોથી ભૂમિકાને પ્રાપ્ત થયો હોય તેનું અધોગમન થતું નથી.

વાણીમાં વૈખરી વધારે વેગવાળી ગણાય છે. સ્તોત્રપાઠ વૈખરીથી કરાય તે વધારે ઉપકારક ગણાય છે.

નિત્યનૈમિત્તિકકર્મ નહિ કરવાથી શાસ્ત્રાજ્ઞાના ભંગરૂપ પાપ થઈ જીવની અધોગતિ થાય છે, અને નિત્યનૈમિત્તિકકર્મ શ્રદ્ધાપ્રીતિથી ચાલુ રાખવાથી પ્રત્યવાયની નિવૃત્તિપૂર્વક કર્તાને સ્વર્ગનો લાભ થાય છે. ×

૨૯૮ * જેમ શંકરનું પ્રતીક બાણ છે, ને વિષ્ણુનું પ્રતીક શાલગ્રામશિલા છે તેમ ઈશ્વરનું પ્રતીક ૐ છે. તે ૐ ના આકારમાં વા તે આકારે રોકેલા શાંતતેજમાં મુમુક્ષુએ પોતાના મનને સ્થિર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. પ્રણવનો જપ ને પ્રણવનું ધ્યાન શ્રદ્ધા ને ઉમંગથી કરવાં જોઇએ. જપ મધ્યમ સ્વરવડે કંઠમાંથી થાય તે ઠીક.

દેશકાલવડે જેમનો પરિચ્છેદ નથી એવા ઈશ્વરમાં પ્રણવનો આકાર ઉપાસનામાટે કલ્પાય છે.

નેત્રદ્વારા નીકળતી અંતઃકરણની વૃત્તિવડે પ્રણવનું સ્વરૂપ સારી રીતે જોઈ પછી આંખો બંધ કરી હૃદયમાં પ્રણવના સ્વરૂપને જોવાનો પ્રયત્ન કરવો તે પ્રણવનું ધ્યાન વા આલંબન છે. એવા પ્રયત્નના પરિપાકે ઈશ્વરની કૃપાથી મુમુક્ષુને ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે.

શ્રદ્ધાપ્રીતિથી શુભપ્રયત્ન કરતા રહેશો.

૨૯૯ * ઇંદ્રિયોવડે ને બહિર્મુખ મનવડે પ્રતીત થતા દૃશ્યને મિથ્યા જાણવું, ને શાસ્ત્રસંસ્કારવાળી બુદ્ધિએ જે બ્રહ્મ નક્કી કર્યું છે તેનો મનને સ્પષ્ટ અનુભવ કરાવવો એ ઉત્તમ મુમુક્ષુનું કર્તવ્ય છે.

૩૦૦ * જેમ લૌકિક પ્રવાસમાં તે પ્રવાસ સુખરૂપ થવામાટે લૌકિક ભાતાની મનુષ્યને આવશ્યકતા મનાય છે તેમ ભવરૂપ પ્રવાસમાં

તે પ્રવાસ સુખરૂપ થાય એટલામાટે અલૌકિક ભાતાની–પુણ્યસંસ્કારોની વા શુભાદૃષ્ટની–મનુષ્યને આવશ્યકતા મનાય છે. તે પુણ્યસંસ્કારો પુણ્યકર્મ કરવાથી કર્તાના અંતઃકરણમાં પડે છે, માટે તમે સૌ તમારી લૌકિક બાહ્યસામગ્રી જે દ્રવ્યાદિ તેવડે, તમારા સ્થૂલશરીરવડે, તમારી જ્ઞાનેંદ્રિયકર્મેંદ્રિયવડે, તમારી વિદ્યાવડે, તમારા બાહ્યવૈભવવડે ને તમારા અંતઃકરણના અન્ય શુભધર્મોવડે પરમાદરથી શ્રદ્ધાપૂર્વક પુણ્યકર્મ કરતા રહેશો. જો કદાચ તમારાથી તમારી બાહ્યાભ્યંતરની સામગ્રીવડે પુણ્યકર્મ નજ થઈ શકે તો સર્વ પ્રકારનાં પાપકર્મોથી ઘણામાં ઘણું ધૈર્ય ને ઘણામાં ઘણી સાવધાનતા રાખી અવશ્ય ઘણામાં ઘણા દૂર રહેશો.

પાપને માર્ગે દ્રવ્ય મેળવવા ભૂલથી પણ પ્રયત્ન ન કરશો એટલુંજ નહિ, પણ અસત્ય, ઠગાઈ ને કપટથી દ્રવ્ય મેળવવાનો વિચારસરખો પણ નજ કરશો.

કર્મેંદ્રિયોને નિષિદ્ધમાર્ગે નજ જવા દેશો, ને જ્ઞાનેંદ્રિયોને પણ તેમના નિષિદ્ધ વિષયોમાં નજ જવા દેશો. બંને પ્રકારની ઇંદ્રિયોને અયોગ્યમાર્ગે જવા દેવાથી મનુષ્યને બહુવિધ અનર્થની પ્રાપ્તિ થાય છે, અને બંને પ્રકારની ઇંદ્રિયોને સારી રીતે વશ રાખી શુભમાર્ગમાં ચલાવવાથી મનુષ્યને આ લોકમાં ને પરલોકમાં સુખની પ્રાપ્તિ થાય છે, અને મોક્ષની પ્રાપ્તિ કરવાની યોગ્યતા પણ પ્રાપ્ત થાય છે.

અભક્ષ્યનું ભક્ષણ, અપેયનું પાન, ન બોલવાયોગ્ય બોલવું, ન જોવાયોગ્ય જોવું, ન સાંભળવાયોગ્ય સાંભળવું, ને ન સ્પર્શ કરવાયોગ્યનો સ્પર્શ કરવો એ અશુભકર્મથી તમે સૌ સર્વદા વિવેકપૂર્વક ભાવિ હાનિનો વિચાર કરીને દૂરજ રહેશો.

અંતઃકરણ એ જીવના મુખ્યમંત્રિરૂપ છે. તે મુખ્યમંત્રી જો શુદ્ધસત્ત્વગુણવાળો હોય તો જીવરૂપ રાજાનું તે ઘણું હિત સાધી શકે છે, માટે અંતઃકરણને શુદ્ધસત્ત્વગુણવાળું કરવા, ને શુદ્ધસત્ત્વગુણવાળું રાખવા

તમે સૌ ઘણામાં ઘણો પ્રયત્ન કરશો. તમોગુણના ને રજોગુણના ધર્મોનો પરિત્યાગ કરવાથી અને લૌકિક સુખનું ને લૌકિક જ્ઞાનનું અભિમાન ત્યજવાથી અંતઃકરણને શુદ્ધસત્ત્વગુણવાળું કરી શકાય છે, તથા તેને શુદ્ધસત્ત્વગુણવાળું રાખી શકાય છે. તમોગુણના ધર્મોનું તથા તેમનો જય કરવાના ઉપાયોનું અને રજોગુણના ધર્મોનું તથા તેમનો જય કરવાના ઉપાયોનું વિસ્તૃત નિરૂપણ **પરમસુખી થવાના ઉપાય** એ નામના પુસ્તકમાં કરેલું છે તે તમે વાંચ્યુંવિચાર્યું હશે. જેમણે તે ન વાંચ્યુંવિચાર્યું હોય તેમણે તે વાંચવુંવિચારવું. નિત્યકર્મ, જપ, શાસ્ત્રવાચન, પ્રાણાયામ ને બ્રહ્મધારણા કરતા રહેશો.

ઉત્તમ મનુષ્યશરીરને તથા સારા સંગને પામીને તમારે સર્વેએ સચ્ચિદાનંદઘનસ્વરૂપની પ્રાપ્તિ કરી તમારો મનુષ્યજન્મ સફલ કરવો જોઇએ, માટે તમને કરેલા બ્રહ્મોપદેશનું ભાવપૂર્વક સારી રીતે સ્મરણ રાખી, શ્રદ્ધાપૂર્વક તેને સત્ય માની, એકાંતમાં બેસી તેનું ઉત્તમપ્રકારે મનન કરી, અને પવિત્ર ને એકાંત દેશમાં બ્રહ્મથી અભિન્ન આત્માનું ધ્યાન કરી, બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર કરવા તમે સૌ સર્વદા સદાગ્રહપૂર્વક પ્રયત્નશીલ રહેશો.

શાસ્ત્રોના ને સદ્દગુરુના ઉપદેશનું શ્રવણ કરવાથી જિજ્ઞાસુને શાસ્ત્રો બ્રહ્મનુંજ પ્રતિપાદન કરે છે એવો નિશ્ચય થાય છે, એકાંતમાં બેસી તેનું મનન કરવાથી શાસ્ત્રે પ્રતિપાદન કરેલા વિષયોના સંશયો દૂર થઈ બ્રહ્મનું દૃઢ પરોક્ષજ્ઞાન થાય છે, અને બ્રહ્મધ્યાન ને બ્રહ્મવિચાર કરવાથી દેહાદિમાં રહેલી આત્માની બુદ્ધિરૂપ ને જગત્માં રહેલી સત્યપણાની બુદ્ધિરૂપ ભ્રાંતિ દૂર થાય છે. ભ્રાંતિ દૂર થઈ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે. તમે સૌ એવી કૃતાર્થતા પ્રાપ્ત કરવા તમારાથી જેટલો વધારે પ્રયત્ન થઈ શકે તેટલો વધારે પ્રયત્ન સંશયાદિને દૂર કરી એકનિષ્ઠા રાખી અવશ્ય કરશો. પરમકૃપાલુ અંતર્યામી તમારા તે શુભપ્રયત્નમાં તમને સાહાય્ય થાઓ. ૐ

૩૦૧ * શ્રાદ્ધકર્મ ને દેવપૂજા વિશેષ પવિત્રકર્મ હોવાથી ગૌણ-સ્નાનથી તે કરી શકાય નહિ.

ઉઘાડી ભૂમિ અપવિત્ર, ટાઢી કે ઊની હોવાનો સંભવ હોવાથી, લાકડાના ઉઘાડા આસનમાં પણ એવી સ્થિતિનો સંભવ હોવાથી, ને ગૃહસ્થને માટે સૂત્રાઉ આસન દારિદ્ર્ય આપનારું કહ્યું છે માટે તેવી રીતના આસને બેસી સંધ્યાવંદન ન કરવું એમ ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે.

દાંતમાંથી કે દાઢમાંથી જો લોહી નીકળે તો વ્રતનો ભંગ થાય માટે ઉપવાસને દિવસે દાતણ કરવાની ધર્મશાસ્ત્રે ના કહી છે. મોઢામાંથી લોહી નીકળે તો શરીર અપવિત્ર થવાથી તે દિવસે શ્રાદ્ધ કરી શકાય નહિ તેથી તે દિવસે દાતણ કરવાની ના કહી છે. અમાવાસ્યાએ ચંદ્રનો વૃક્ષમાં ને છોડમાં વાસ હોવાથી દાતણ તોડાય નહિ માટે તે દિવસે પણ દાતણ કરવાની ના કહી છે.

૩૦૨ * "**उपाध्या०**" એ શ્લોકમાં જે આચાર્યશબ્દ છે તેનો અર્થ અર્થસહિત વેદનું અધ્યયન કરાવનાર એવો થાય છે, બ્રહ્મોપદેષ્ટા સદ્ગુરુ એવો થતો નથી.

ऋનો ઉચ્ચાર રુ અથવા રે એવો થાય છે.

અભેદદર્શનવેલા દ્વૈત ન હોવાથી જોનારને અભાવે તે કાંઈ નથી, વા નથી એમ આલંકારિકરીતે કહેવાય.

પુરશ્ચરણના અંગના હોમમાં **अद्याद्य ... शुभपुण्यतिथौ जपांगभूतं होममहं करिष्ये** એમ બોલવું, તર્પણમાં **अद्याद्य ... शुभपुण्यतिथौ जपांगभूतं तर्पणमहं करिष्ये** એમ બોલવું, ને માર્જનમાં **अद्याद्य ... शुभपुण्यतिथौ जपांगभूतं मार्जनमहं करिष्ये** એમ બોલવું. સવાલક્ષ જપને બદલે **सपादलक्षजपमहं करिष्ये** એમ બોલવું.

ઇષ્ટમંત્ર બોલીને **तृप्यताम्** એમ ન બોલવું, પણ ઇષ્ટમંત્ર બોલ્યા પછી **श्रीसदाशिवस्तृप्यताम्** એમ તર્પણમાં બોલવું.

પુરશ્ચરણનો આરંભ કર્યા પહેલાં નાંદીમુખશ્રાદ્ધ કરાય તો ઠીક. તે વેલા જનોઇ બાદલવું જોઇએ. ×

૩૦૩ * અવકાશના સર્વ સમયમાં, સર્વ દેશમાં, સર્વ સ્થિતિમાં ને સર્વ પ્રાણિપદાર્થમાં તેમના નામરૂપનો બાધ કરી બ્રહ્મભાવના કરવી, અર્થાત્ દૃશ્યાનુવિદ્ધ સમાધિ કરવો તે મંત્રજપના કરતાં શ્રેષ્ઠ ગણાય છે.

શાસ્ત્રવાચન કરતાં કરતાં મન જ્યારે બ્રહ્મમાં વિરામ પામે ત્યારે મનને તેમાં લય, વિક્ષેપ કે કષાયરહિત સ્થિર થવા દેવું. મન પુનઃ જ્યારે વ્યુત્થાન પામે ત્યારે પુનઃ શાસ્ત્રવાચન ચાલુ કરવું.

લય, વિક્ષેપ ને કષાય એ ત્રણ દોષોને વશ થઈ જવાના ધર્મવાળી મનોવૃત્તિને લય, વિક્ષેપ ને કષાય એ ત્રણ દોષોમાંના કોઈ એક દોષને વશ ન થવા દેતાં તેને શરીરમાંના કોઈ પવિત્ર સ્થાનમાં રહેલા બ્રહ્મમાં સ્થિર કરવામાટે નાસિકાગ્રપર, હૃદયમાં, ત્રિકુટીમાં કે બ્રહ્મરંધ્રમાં જપાદિકાલે સ્થિર રાખવા શાસ્ત્રમાં કહ્યું છે, છતાં મુમુક્ષુ જો સર્વવ્યાપક બ્રહ્મમાં પોતાનું મન સ્થિર રાખવા સમર્થ થાય તો તેમ કરતાં કોઈ પ્રકારની અડચણ નથી. એક સ્થાનમાં રહેલા બ્રહ્મમાં પોતાનું મન સ્થિર થયા પછી તેને સર્વવ્યાપક બ્રહ્મમાં જોડવામાં આવે છે. ×

દૃશ્યાનુવિદ્ધસમાધિ કરવામાં આસનની, એકાંતદેશની કે અમુકકાલની અપેક્ષા હોતી નથી.

દિવ્યપ્રભાસહિત અંતર્યામીના આદેશોનું તથા વિવેકભાસ્કરનું વાચનમનન તમારા હૃદયપર સારો પ્રકાશ પાડશે.

## પત્ર ૩૦૪–૩૧૨

* નિદ્રા એ તમોગુણનું કાર્ય છે. એ નિદ્રા પુરુષની વૃત્તિ નથી એમ યોગીને સ્પષ્ટ જણાય છે. યોગીને વ્યવહારકાલે જેમ પ્રત્યક્ષાદિ ચિત્તની વૃત્તિઓ હોય તેમ વ્યવહારના ઉપરામકાલે નિદ્રાવૃત્તિ પણ તેમના ચિત્તમાં હોય, પણ તે સાત્ત્વિકીસુષુપ્તિ હોય, રાજસીતામસી

નહિ. પ્રકૃતિપુરુષનો વિવેક હોવાથી યોગીને પ્રકૃતિના કાર્યરૂપ ચિત્તની પાંચ વૃત્તિઓ પુરુષની નથી એમ અનુભવાય છે, ને સંપ્રજ્ઞાતયોગકાલે કે અસંપ્રજ્ઞાતયોગકાલે તે પાંચમાંની કોઈ પણ વૃત્તિ તેમને પ્રતીત થતી નથી. વ્યુત્થાનકાલે પાંચ કે પાંચમાંની કોઈ ચિત્તવૃત્તિ તેઓ અનુભવે તો તેથી તેમના યોગાનુભવને બાધ આવતો નથી. યોગીનું શરીર ને ચિત્ત રહે ત્યાંસુધી તેમના શરીરમાં ને ચિત્તમાં જીવનનિર્વાહજેટલા ત્રણે ગુણો રહે. તેમાં સત્ત્વગુણ બલવાન્ થઇને રહે, અને રજોગુણ ને તમોગુણ ગૌણભાવે રહે. આ પ્રમાણે જીવનનિર્વાહમાટે તેમના ચિત્તમાં ઉપયોગપૂરતો શુદ્ધતમોગુણ રહે છે.

૩૦૫ * મનની વૃત્તિઓ દૃશ્યમાં જ્યાં જ્યાં જતી હોય ત્યાંથી વિવેકવિરાગપૂર્વક પાછી વાળી પરમાત્માનો મહિમા સમજી તેમના સ્વરૂપમાં તેમને સુસ્થિર કરવા સદા પ્રયત્નશીલ રહેશો.

શુભપ્રયત્ન કર્યા કરવાથી મનુષ્યની સર્વ શુભેચ્છાઓ તે કર્મનો પરિપાક થયે ફલીભૂત થાય છે. × ×

હૃદયની શાંતિમાં ને આનંદાનુભવમાં ઉત્તરોત્તર વધારો કરતાં રહેશો.

૩૦૬ * શ્રદ્ધા, પ્રીતિ ને મનની એકાગ્રતા વધવાથી સત્યનું વિશેષ વિશેષ ભાન થશે. મનને સ્થિર કરવાનો અભ્યાસ કરવાથી અને વૈરાગ્ય વધારવાથી મનની ધ્યેયમાં સ્થિરતા વધવા લાગશે. એમ કરવાથી અશુભ વિચારો પણ ધીમે ધીમે શાંત થતા જશે. તમે એક વખત જમો છો, અને કોઈ પણ પ્રકારના માદક પદાર્થ લેતા નથી તે યોગ્ય કરો છો. તમારો શુભપ્રયત્ન અને ઈશ્વરની કૃપા તમને તમારા શુભમાર્ગમાં આગળ વધાર્યા કરશે.

૩૦૭ * યુરોપમાંથી જે ખાંડ આવે છે તેમાંની ઘણી ખરી ખાંડમાં પશુનાં હાડકાં કે લોહી હોવાની શંકા થાય છે, પણ જાવા તથા ચીનમાંથી આવતી ખાંડમાં તેવા અશુદ્ધ પદાર્થ હોવાનો સંભવ જણાતો નથી. જાવાની ખાંડ દરેક ઠેકાણે મળી શકે છે.

ચોખ્ખી હિંગ ખાવામાં કોઈ જાતનો શાસ્ત્રીય બાધ નથી.

ગીતા સ્મૃતિગ્રંથ હોવાથી શૂદ્રો તે ભણે તો તેમાં કંઈ બાધજેવું જણાતું નથી.

લૌકિકક્ષત્રિય તથા લૌકિકવૈશ્ય જ્યાંસુધી વૈદિકસંસ્કારયુક્ત ન થાય ત્યાંસુધી તેઓ શૂદ્રતુલ્ય ગણાય છે. તેવા લૌકિકક્ષત્રિય અને લૌકિકવૈશ્ય જેઓ મહાવ્રાત્ય ગણાય છે તેમને શાસ્ત્રમાં જણાવેલું મહાપ્રાયશ્ચિત્ત કરાવીને પછી વેદોક્તસંસ્કાર થઈ શકે.

પ્રણવનો વાચિક જપ કરવાનો અધિકાર સંન્યાસીઓને છે. માનસ જપ કરવાનો અધિકાર બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યને મનાય છે.

"શ્રીકૃષ્ણઃ શરણં મમ" એ મંત્રનો અર્થ શ્રીકૃષ્ણ મારું સાચું શરણ છે એવો થાય છે.

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરમાં આદિદેવ શંકર ( મહેશ્વર ) મોટા છે.

પુસ્તકોમાં સરસ્વતીનો સદ્‌ભાવ હોવાથી શાસ્ત્રીય પુસ્તકો સંધ્યાદિ વેલાએ વાપરવામાં અડચણ નથી, પણ સરેશથી બાંધેલાં પુંઠાંવાળાં પુસ્તકો પાકી નવેણમાં વાપરવાયોગ્ય ગણાતાં નથી.

તમે લખેલા નિર્ણયસિંધુના શ્લોકમાં દ્વીપ અને અંતરિક્ષ એવા જે શબ્દો છે તેમાંના દ્વીપનો અર્થ ચારે બાજુએ પાંણીવાળું સ્થાન એવો થાય છે, અને અંતરિક્ષનો અર્થ પડી જવાનો ભય રહે એવું નિરાધાર સ્થાન એવો થાય છે.

ધર્મમાં અને મોક્ષમાં પુરુષપ્રયત્ન પ્રધાન છે, તેમાટે યોગવાસિષ્ઠના મુમુક્ષુપ્રકરણમાં પાંચમા સર્ગથી આઠમા સર્ગસુધી જોશો.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની વિધવાઓએ અને તેમાં પણ બ્રાહ્મણની વિધવાઓએ સધવાઓની પેઠ અંબોડો વાળીને માથે કેશ રાખવા તે યોગ્ય નથી. તેમણે માથે કેશ રાખવા તેમાં કોઈ પ્રમાણભૂત શાસ્ત્રનું વચન મળી આવતું નથી.

મોરીઓ અને રાજગરો ફરાળમાં લઈ શકાય.

દેશ, કાલ ને પરિસ્થિતિનો વિચાર કરતાં નળનું પાણી ઉપયોગ-પૂરતું શુદ્ધ ગણી વાપરવું.

ગંગાજલની પેઠે નર્મદાજલ પણ શુદ્ધ ગણાય છે.

નર્મદાકાંઠે મછીમાર જલ ભરી લાવે તો તે જલ બ્રાહ્મણે વાપરવા-યોગ્ય ગણાય નહિ.

૩૦૮ * વિવેકભાસ્કર વાંચવાથી હૃદયમાં જેમ જેમ વિવેક-રવિનો ઉદય થતો જશે તેમ તેમ પ્રકાશ, શાંતિ ને સુખની વૃદ્ધિનો અનુભવ થવા લાગશે.

મંત્રનો જપ કરતી વેલા કાનમાં થડકાર થાય, તો ત્યાં મનો-વૃત્તિને નહિ જવા દેતાં હૃદયાકાશસ્થ બ્રહ્મમાં રોકવા પ્રયત્ન કરવો. કાનમાં થડકા કે નાદ થતો હોય તો તે થવા દેવો. નાદનું શ્રવણ ને પ્રકાશનો અનુભવ એ ચિત્તની એકાગ્રતાનાં સૂચકચિહ્ન છે.

પ્રણવમંત્રનો જપ શ્રદ્ધા, પ્રીતિ ને એકાગ્રતાથી ચાલુ રાખવો. વચ્ચે ક્વચિત્ ગાયત્રીમંત્રનો જપ થઈ જાય તો તેમાં અડચણ નથી, પણ અભ્યાસકાલે દ્વિધાવૃત્તિ થવા દેવી નહિ. પૂર્વના અભ્યાસથી ગાયત્રી-મંત્રનો જપ થઈ જાય તો વૃત્તિને વિશેષ જાગ્રત્ કરી પ્રણવજપમાં પુનઃ જોડવી.

સગવડપ્રમાણે ગાયત્રીમંત્રનો જપ કે પ્રણવનો જપ ચાલતો હોય તે વેલા ભૂમાનું ધ્યાન કરવા પ્રયત્ન કરો છો તેમ કરતા રહેશો.

હૃદયમાં શુભનિશ્ચયનું બલ વધારતા રહેશો.

૩૦૯ * અંતઃકરણની વૃત્તિ અંતર્મુખ કરવા બની શકે તેટલો પ્રયત્ન કરશો, અને મનને નિરંતર સદુપદેશ આપતા રહેશો. બ્રહ્મધ્યાનકાલે લય કે કષાયવડે શરીરને જડજેવું ન થવા દેવું, પણ મનની એકાગ્રતાવડે તેને જાગૃતિવાળું રાખવું. કપાલભાતિવડે અને ચિત્તસંશોધનવડે ચિત્તની

મૂઢતા દૂર કરવી. મનનો નિરોધ થાય ત્યારે ઇંદ્રિયોની વૃત્તિ મનમાં ભળી ગયાજેવી થાય છે. ધ્યાનકાલે કે વ્યુત્થાનકાલે વિશ્વ બ્રહ્મમાં વિલીન થયું છે એવી ભાવના કરવામાં પાપ નથી. સમાધિકાલે મન બ્રહ્મમાં એકાગ્ર થાય છે, વા નિરોધ પામે છે, અને સુષુપ્તિમાં મન અજ્ઞાનમાં લીન થાય છે.

મનને સત્ત્વગુણવાળું રાખી વિવેકપૂર્વક પ્રવૃત્તિ થાય તો વાણી આદિમાં રાગદ્વેષ પ્રબલપણે કામ ન કરી શકે. અજ્ઞાનીને કાર્ય પ્રિય લાગે છે ને જ્ઞાનીને કારણ પ્રિય લાગે છે, એ નિયમે અજ્ઞાનીને જગત પ્રિય લાગે, અને જ્ઞાનીને બ્રહ્મ પ્રિય લાગે એ સ્વાભાવિક છે.

બાલક ગર્ભવાસમાં હોય ત્યારે તેનાં ઇંદ્રિયઅંતઃકરણ નિરોધ પામ્યાજેવાં હોવાથી તેને ભૂતકાલનું જ્ઞાન થાય છે એમ શાસ્ત્ર કહે છે. મરનાર ભાવિજન્મનું જ્ઞાન પ્રાપ્ત કરી શરીર છોડે છે.

અપેક્ષાએ વ્યાપક આકાશ ક્યાંઈ જતુંઆવતું નથી, એટલે ઘડો એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાથી કે રબરનો દડો એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાથી આકાશ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતું નથી. ઘડાની ને દડાની ગમનાગમનરૂપ ક્રિયા માત્ર આકાશમાં આરોપાય છે. શરીર ગતિ કરે તેથી શરીરમાં રહેલું ચેતન ગતિ કરે એમ ન માનવું. વ્યાપક ચેતન સર્વદા ગતિરહિત છે. ચેતન સર્વત્ર વ્યાપક હોવાથી તે સર્વ ઠેકાણે પોતાનો સદ્‌ભાવ જણાવી શકે.

નિષ્કામકર્મ કરનારે કોઈ વ્યાવહારિક ઇચ્છિત વસ્તુની ઈશ્વરપાસે પ્રાર્થના કરવી એ શાસ્ત્રીય રીતે યોગ્ય નથી, છતાં જેને એવો ઊંચો અધિકાર પ્રાપ્ત ન થયો હોય તે નિર્દોષ વસ્તુની પ્રાર્થના ઈશ્વરપાસે કરે તો તેમાં કાંઈ દોષ નથી. જો નિષ્કામકર્મ ઉત્તમપ્રકારે થાય તો તેથી ચિત્તની શુદ્ધિની ને વિનામાગે ઇચ્છિતની પ્રાપ્તિ થાય.

મુમુક્ષુ જો મરણકાલે બ્રહ્મમાં વૃત્તિ ન રાખી શકે વા તેને બ્રહ્મ-

સાક્ષાત્કાર ન થયો હોય તો તેના અંતઃકરણની યોગ્યતાપ્રમાણે તેની યોગભ્રષ્ટના જેવી ગતિ થાય. આખી જીંદગી દુરાચારમાં ગાળી હોય તે અંતે પરમાત્મામાં પોતાનું મન રાખી શકે નહિ. તેના અંતઃકરણની વૃત્તિ જાગ્રદવસ્થામાં હોય તો તે માણસ બોલતોચાલતો મરણ પામે, અને કદાચ કંઈ શુભકર્મ હોય તો કંઈ શુભ ઉચ્ચારણ કરતો મરણ પામે, તેથી તેનાં આગલા કર્મફલમાં અસાધારણ ફેરફાર થાય નહિ.

અધિકારવિના ઇષ્ટમંત્ર મરવા પડેલા માણસને પણ વૈખરીવાણીથી સંભળાવી શકાય નહિ, પણ તેને ઇષ્ટદેવનું નામસ્મરણ કરવાનું વા ઇષ્ટમંત્રનો જપ કરવાનું કહી શકાય.

**શ્રીવ્યાસ**ભગવાન્‌વિનાના અન્ય પાંચ દર્શનકારોને પણ બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો હોવો જોઇએ, પણ તેમણે પોતપોતાના દર્શનમાં જિજ્ઞાસુઓને આગળ વધારવામાટે ક્રમપૂર્વક પોતપોતાનો વિષય પ્રતિપાદન કર્યો છે. એવિષે ષટ્‌દર્શનની એકવાક્યતા નામના ઉ૦ ગ્રં૦ ના ૧૭ મા અંકમાં વિસ્તારથી વર્ણન કરેલું છે.

૩૧૦ * અંતઃકરણની વૃત્તિને અંતર્મુખ કરી બ્રહ્માકાર કરવા અને તજ્જન્ય વિલક્ષણ આનંદ અનુભવવા પ્રયત્નશીલ રહેતા હશો. અંતઃકરણ શ્રદ્ધાપ્રીતિપૂર્વક જેટલું જેટલું અંતર્મુખ થઈ બ્રહ્મમાં નિમગ્ન થતું જાય છે તેટલો તેટલો અલૌકિક આનંદ અનુભવવાને તે ભાગ્યશાલી થાય છે. પરબોધના કરતાં સ્વબોધ જિજ્ઞાસુને વધારે ઉપકારક થાય છે.

૩૧૧ * બ્રહ્માંડમાંના પ્રાણાપાનનું વહન શિથિલ થવું એટલે ઉષ્ણતાનો ને શીતલતાનો સમભાવ થવો. બ્રહ્માંડની એવી સમશીતોષ્ણતાવાળી સ્થિતિ એ બ્રહ્માંડની સુષુમ્ણા કહેવાય છે. આપણા શરીરમાં ઇડાપિંગલાનાડી સમભાવે ચાલતી હોય ત્યારે આપણા શરીરમાંની સુષુમ્ણાનાડી ચાલે છે એમ કહેવાય છે. આપણા શરીરમાં સુષુમ્ણાનાડી ચાલતી હોય અને બ્રહ્માંડમાં પણ સુષુમ્ણાનાડી ચાલતી હોય ત્યારે

આપણે આપણા મનને થોડે યત્ને અંતર્મુખ કરી શકીએ છીએ, એટલે તે સમયે પ્રભુભજન આદિ કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

મનુષ્યના શરીરમાં સુષુમ્ણાનું વહન ચાલતું હોય ત્યારે વ્યાવહારિક કાર્યો જોઇએ તેવાં સારાં થઈ શકે નહિ માટે સ્વરોદયમાં તે સમયે વ્યાવહારિક કાર્યો કરવાની ના પાડવામાં આવી છે.

ગાયત્રીજપ સવારે નાભિપર હાથ રાખીને કરવાની, બપોરે હૃદય પર હાથ રાખીને કરવાની, ને સાંજે નાસિકાપર હાથ રાખીને કરવાની જે આજ્ઞા સંધ્યાના પુસ્તકમાં કરવામાં આવી છે તે તે વેલા તે ઠેકાણે પ્રધાનપણે પ્રાણની સ્થિતિ હોય છે તેથી કરવામાં આવી છે.

ગુજરાતી શબ્દોની શુદ્ધ જોડણી સંસ્કૃતકોશ, પ્રમાણભૂત ગુજરાતી-કોશ અને શિષ્ટલેખકોના લખાણપરથી જાણી શકાય. શબ્દોની જોડણીમાં વ્યાકરણનું જ્ઞાન ઉપકારક થાય.

૩૧૨ * ઊંડા શ્વાસ લેવાનો સ્વભાવ રાખવાથી ને વૃક્ષાસન કરવાથી હૃદયની નબળાઈ દૂર થતી જશે.

આત્મનિરીક્ષણ શ્રદ્ધાપ્રીતિ અને સાવધાનતાથી કરતા રહેશો.

ગુરુજનોઆગળ વિવેકપૂર્વક પોતાનું હૃદય ખોલવું એમાં કોઇ પ્રકારનો અવિનય થતો નથી.

મનુષ્યે જીવન્મુક્ત થવામાટે યત્ન કરવો એ ઉત્તમ પુરુષપ્રયત્ન છે. તેવો પ્રયત્ન ન થઈ શકે તો જીવોના ભલાને માટે વિવેકપૂર્વક યથાશક્તિ યત્ન કરવો એ ગૌણપુરુષપ્રયત્ન છે.

જિજ્ઞાસુએ પોતાનો વ્યવહાર પરમાર્થને અનુકૂલ થાય એવો રાખવો જોઇએ.

સદ્ગુરુનો સંદેશ મનુષ્યને સંભળાવવો, બહારના પદાર્થોની સ્પૃહાઓ જેમ બને તેમ ઓછી કરવી, અને બીજાઓને નિર્દોષરીતે જેમ બને તેમ વધારે ઉપયોગી થવું એ તમારા વિચારો સારા છે.

## પત્ર ૩૧૩-૩૩૦

× કાણ્વશાખામાં ને માધ્યંદિનીશાખામાં કોઈ જગાએ માત્ર શબ્દોનો ફેર આવે છે, ભાવમાં ફેર આવતો નથી.

સંધ્યામાંના મંત્રો આપણી (માધ્યંદિની) સંહિતામાંથી કઈ કઈ જગાએથી લેવામાં આવ્યા છે તે તમારે જોવું હોય તો આહ્નિકસૂત્રાવલિમાંથી જોશો.

સંધ્યાદિ નિત્યકર્મમાં ને આહ્નિકપ્રકાશમાં મુદ્રાઓ ને ન્યાસાદિ તાંત્રિક હોવાથી આપ્યાં નથી. જો તે જાણવાની તમારી ઇચ્છા હોય તો તે આહ્નિકસૂત્રાવલિમાંથી જોશો.

૩૧૪ × સ્ત્રીને તથા શૂદ્રને વેદાધ્યયનનો ઉપયોગ ન હોવાથી તેમને વેદાધ્યયન કરવાની શાસ્ત્રમાં ના પાડી છે, છતાં દ્વિજસ્ત્રીને કર્મમાં ઉપયોગી મંત્રો પતિની સાથે ભણવાની છૂટ છે. પૂર્વે બ્રહ્મચર્ય પાળનારી બ્રહ્મવાદિની સ્ત્રીઓ વેદાધ્યયન કરતી.

મુમુક્ષુએ શાસ્ત્રનિરપેક્ષ વિચારવાળાં ધર્મવિઘાતક વર્તમાનપત્રાદિ ન વાંચવાં જોઇએ. શ્રીયુત ...ના વિચાર શાસ્ત્રાનુકૂલ નથી. શ્રીમનુસ્મૃતિ આદિમાં દ્વિજવિધવાના પુનરુદ્વાહનો નિષેધ કરેલો છે. ઋષિમુનિઓને સામાન્ય મનુષ્યજેવા ને પક્ષપાતી માનવા તે અનુચિત છે. વેદમાં પણ તેની (દ્વિજવિધવાના પુનરુદ્વાહની) સંમતિ જણાતી નથી. આપત્કાલનો ધર્મ ગણી જ્ઞાતિ જો અનુજ્ઞા આપે તો દ્વિજવિધવાનો કર્તવ્યરૂપે નહિ, પણ ઐચ્છિક પુનરુદ્વાહ સંસ્કારવિના થઈ શકે.

૩૧૫ × તારકનો અર્થ સંસારસાગરમાંથી તારનાર અને અક્ષરનો અર્થ અવિનાશી એવો થાય છે.

વિશેષણનો વિશિષ્ટમાં પ્રવેશ હોય છે, અને ઉપાધિનો ઉપહિતમાં પ્રવેશ હોતો નથી, એટલો વિશિષ્ટમાં ને ઉપહિતમાં ભેદ છે. ઈશ્વરને માયાવિશિષ્ટચેતનરૂપ વા માયોપહિતચેતનરૂપ કહેવામાં આવે છે.

વ્યાવર્તક (ઈશ્વરને બ્રહ્મથી ભિન્ન કરીને જણાવનાર) બંને (માયારૂપ વિશેષણ ને માયારૂપ ઉપાધિ) છે.

મુમુક્ષુએ પોતાનાં સાધનોમાં ઉપકારક હોય એવું અને પોતાના વ્યવહારમાં ઉપકારક હોય એવું શાસ્ત્રવાચન રાખવું જોઇએ, જે તે પુસ્તકો તેણે નજ વાંચવાં જોઇએ. શાસ્ત્રવાચનના અગત્યના ભાગની નોંધ રખાય તો તે ઉપકારક છે. × ×

હૃદયમાં રહેલું મન બરડાની કરોડમાં રહેલા જ્ઞાનતંતુદ્વારા મગજને સૂચના આપે છે. આવા કામમાં સુષુમ્ણાનાડીનો ઉપયોગ હોતો નથી.

મનને બની શકે તો હૃત્પદ્મમાં વા આજ્ઞાચક્રમાં વા સહસ્રદલમાં એકાગ્ર કરવું ઉપકારક છે.

વિવેકવૈરાગ્ય વધવાથી વિમલ બ્રહ્મચર્ય પાલન કરવાની યોગ્યતા આવશે. વિવેકવૈરાગ્ય આદિ સાધનોને પરિપકવ કરતા રહેશો, ને વાણીનો નિગ્રહ કરવા યત્નશીલ રહેશો.

૩૧૬ × સવારે, બપોરે અને સાંજે ચોખ્ખા જલથી આંખોને સારી રીતે સ્વચ્છ કરાય તો આંખના તેજનું રક્ષણ થશે. સવારસાંજ થોડું ત્રાટક થઈ શકે તો તે પણ ઉપકાર કરશે. સૂત્રનેતિને બદલે જો જલનેતિ કરાય તો તે પણ ઉપકાર કરશે. વારાફરતી એકેક નસકોરેથી જલ ચઢાવીને મુખવાટે કાઢી નાંખવું તે જલનેતિ કહેવાય છે. સૂત્રનેતિ પણ ઉપકાર કરે છે. ×

૩૧૭ × મનને શુભભાવવાળું રાખો છો તેમ શુભભાવવાળું રાખશો. વૃત્તિમાં જેટલો શુભવેગ પ્રકટશે તેટલું વહેલું શુભફલ તેના પરિણામરૂપે અનુભવમાં આવશે.

ઘઉં, ચણા, મગ ને બાજરો ઇત્યાદિ અન્ન દશબાર કલાક પાણીમાં પલાળી રાખી પછી ચાર પાંચ કલાક કપડામાં બાંધી રાખી દિવસમાં બે વાર અથવા એક વાર સુખપૂર્વક પાચન થઈ શકે એટલા પ્રમાણમાં

બહુજ સારી રીતે ચાવીને ધીરે ધીરે ખાવામાં આવે તો તેથી જીવન નભી શકે, અને સામાન્ય કામકાજ કરવામાટે જોઇતી સામાન્ય શરીરશક્તિ જળવાઇ રહે. ઉપર જણાવેલાં અન્નો વારાફરતી ખાવામાં આવે, અને બીજી ચીજો ન ખવાય તોપણ ધાતુઓનું વિષમપણું થવાનો સંભવ જણાતો નથી.

ઉપર જણાવેલાં કાચાં ધાન્યો રાંધેલાં ધાન્યોકરતાં વધારે સાત્ત્વિક ને વધારે પવિત્ર ગણી શકાય નહિ.

કોંટા ફૂટે એટલાં તે ધાન્યો પલાળવાં નહિ. લુગડામાં નહિ બાંધો તો તેમાં કોંટા ફૂટવાનો સંભવ જણાતો નથી. કોંટા ફૂટતા હોવાથી તે અન્ન હિંસાદોષવાળું કે વાસી ગણાય નહિ.

જો શરીરને માફક આવે તોજ તેવો આહાર લેવો. તેવો આહાર કરનારને જો જરૂર જણાય તો તેણે યોગ્ય પ્રમાણમાં દૂધ લેવું.

સ્વધર્મપાલન ને શાસ્ત્રવાચન પ્રીતિપૂર્વક નિયમિતરીતે કરતા રહેશો, અને જપવડે મનની સૂક્ષ્મતા ને તન્મયતા વધારતા રહેશો.

૩૧૮ × શ્રીસૂક્તનો એક એક મંત્ર બોલી ઘીની એક એક આહુતિ શુદ્ધ અગ્નિમાં આપવી, પછી પંદરે મંત્રોનો પાઠ કરી એક આહુતિ આપવી, અને પછી છેલ્લા શ્લોકનો પાઠ કરવો. અહીંના તરફથી જે શ્રીસૂક્ત છપાયું છે તેમાં કહ્યાપ્રમાણે સર્વ કરવું.

શ્રીલક્ષ્મીજીની સોનાની મૂર્તિ કરાવવાની ખાસ અગત્ય નથી, છતાં તમારી શ્રદ્ધા હોય તો સુવર્ણની મૂર્તિ કરાવી તેનું પંચોપચારથી પૂજન કરી સર્વ ક્રિયા કરશો. મૂર્તિ ન કરાવો તો શ્રીલક્ષ્મીજી અગ્નિમાં વિદ્યમાન છે એમ ભાવના કરવી.

શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી યથાવિધિ કરેલું કર્મ ફલદાતા થાય છે એમ સમજીને સર્વ ક્રિયા કરશો.

૩૧૯ × જો તમારાથી બની શકે તો સવારે ધીરે ધીરે કરીને

વૃક્ષાસન અર્ધા કલાકસુધીનું કરવું, સવારસાંજ બદ્ધપદ્માસન આશરે પા પા કલાક કરવું, અને સવારસાંજ નાભિને બરડાની કરોડભણી ખેંચવાની ક્રિયા આઠથી દશ મિનિટસુધી કરવી.

સવારસાંજ કપૂર મેળવેલા ચાકથી દાંતને અંદર અને બહાર સારી રીતે ઘસવા. જો એમ કર્યા છતાં દાંત ન સુધરે તો પછી તમને પાયરીઆનો રોગ હશે એમ અનુમાન થાય છે, તેથી તમારે તમારા દાંત અને દાઢો કોઈ સારા દંતવૈદ્યની પાસે કઢાવવાં જોઇએ, અને પછી દાંતનું ચોગઠું વાપરવું જોઇએ.

પરમાત્માનું સ્મરણધ્યાન ઉત્તમપ્રકારે કરવું એ પણ એક પ્રકારનું રોગનિવૃત્તિનું સાધન છે.

૩૨૦ × ...ના જવાથી આપના ઘરમાં તથા કુટુંબમાં એમની ખામી જણાશે, પણ તીવ્રપ્રારબ્ધ અટકી શકતું નથી એ આપ જાણો છો એટલે જે વાતમાં ઉપાય નથી તે વાતને વિસારે પાડી આપની શુભેચ્છાપ્રમાણે આવશ્યક પારમાર્થિક કર્તવ્યમાં વૃત્તિને વધારે વેગવાળી કરવા આપ પ્રયત્નશીલ રહેશો.

"यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि श्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥"*

"ઓત ગઈ થોરી રહી, નારાયણ અબ ચેત;
કાલચીરૈયાં ચુગ રહી, નિશદિન આયુ-ખેત."
"રાગ દુઃખનું મૂલ છે, ત્યાગ સુખનું મૂલ."

એ વચનોનો શાંતચિત્તે વિચાર કરી વૈરાગ્યની વૃદ્ધિવડે હમે મનને સંસારમાંથી બની શકે તેટલું મોકળું કરી તેને જીવનના પરમ-કર્તવ્યમાં જોડશો. મહાપુરુષાર્થવિના આ કાર્ય બની શકે તેવું નથી.

* આ પુરુષના હૃદયમાં જે વિષયવાસનાઓ આશ્રય કરીને રહી છે તે સર્વે જ્યારે મોકળી થાય છે, અર્થાત્ દૂર થાય છે, ત્યારે મરણધર્મવાળો તે જીવ અવિનાશિરૂપ બ્રહ્મ થાય છે, અને અહીં-વર્તમાનશરીરમાં-બ્રહ્મને પામે છે.

૩૨૧ × ઇષ્ટમંત્રનો જપ કરતી વેલા સૂર્યમંડલમાં ઇષ્ટદેવનું ધ્યાન કરવું. તેમનું સ્વરૂપ કિશોરઅવસ્થાવાળું, શાંત અને ગૌરવર્ણવાળું તથા પદ્માસન કરીને બેઠેલું ધારવું. પ્રથમ સમગ્ર સ્વરૂપઉપર વૃત્તિ ઠરાવી પછી મુખઉપર વૃત્તિ ઠરાવવી, ને પછી ભ્રૂમધ્યમાં વૃત્તિ ઠરાવી શાંત રહેવું.

૩૨૨ × પડવે અને અમાસને દિવસે ચંદ્ર જે બ્રાહ્મણોના રાજારૂપ કહેવાય છે તેની પ્રતીતિ ન થવાથી, આઠમને દિવસે ચંદ્ર આકાશના મધ્યભાગમાં ઉદય પામતો હોવાથી, ચૌદશ રિક્તાતિથિ હોવાથી, અને પૂનમે ચંદ્ર અને સૂર્ય સાંજને વખતે સામસામા હોવાથી વાતાવરણની ક્ષોભવાળી સૂક્ષ્મસ્થિતિને લીધે તે દિવસે અનધ્યાય પાળવાનું ઠરાવેલું છે.

નાભિની નીચેનો ભાગ અપવિત્ર હોવાથી નાભિની નીચે જનોઈ ન રાખવું એમ કહ્યું છે. સ્તનથી ઉપર રાખે તો જનોઇનો ભાગ હૃદયઉપર ન આવે માટે સ્તનથી ઉપર રાખવાની ના પાડી છે.

સ્ત્રીઓના અંતઃકરણમાં ને શૂદ્રોના અંતઃકરણમાં તમોગુણનું પ્રધાનપણું હોવાથી અને તેમને સેવામાં રોકાવું પડતું હોવાથી તેઓને વેદનું અધ્યયન કરવાની ને વૈદિક કર્મકાંડ કરવાની મના કરી છે. દ્વિજની સ્ત્રી પોતાના પતિની સાથે કરવાયોગ્ય વૈદિકકર્મમાં આવતા મંત્રો ભણી શકે.

તર્જની આંગળી શરીરના મલિન ભાગોને અડી મલિન થવાનો સંભવ હોવાથી જપવેલા તેને માળાનો સ્પર્શ ન થવા દેવો એમ કહ્યું છે. ×

૩૨૩ × આસનાદિનો અભ્યાસ ચાલુ રાખશો. ધીરે ધીરે વૃક્ષાસનના સમયમાં વધારો થઈ શકે તો કરશો. પશ્ચિમતાનાસનનો અભ્યાસ કરવાથી તથા નાભિને ખેંચવાનો અભ્યાસ કરવાથી વૃક્ષાસનનો સમય વધી શકશે.

...ના ઘરમાં માતાજીનું ત્રિશૂલ હોય તે રહેવા દેવું. ગણેશજીની મૂર્તિ કોઇને આપવી, અથવા તમારે રાખવી, અને ગરબા આદિ હોય તે બીજે પવિત્ર સ્થલે મૂકાવી દેવા.

દીવાળીને દિવસે સૂર્યગ્રહણ દેખવામાં આવે તો પાળવું. જો દેખવામાં ન આવે તો પાળવાનું નથી.

શ્રાદ્ધને દિવસે ખોરડાઉપર પિતૃઓને નિમિત્તે રાંધેલું પવિત્ર અન્ન નાંખવું.

શિષ્યે પોતાના સદ્ગુરુનો જયંતિમહોત્સવ તેમની આજ્ઞાઓનું શ્રદ્ધાપ્રીતિથી નિષ્કપટભાવે પાલન કરીને અને તેઓશ્રીમાં રહેલા શુભ-ગુણો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરીને ઊજવવો જોઇએ. જેમને ભેટ ધરવાનું સામર્થ્ય ન હોય તેમણે પોતાના સદ્ગુરુશ્રીના આશ્રમમાંથી ભોજન અને ઉપહાર લેવાય તે બદલ થઈ શકે તેટલી યથાશક્તિ શરીરસેવા કરવી જોઇએ.

તમારાં કુલદેવીને સવા પાલી ઘઉંનો લોટ અને સવાશેર ઘીવડે અર્ધો શીરો ને અર્ધી પૂરીઓ થતાં હોય તો લૌકિકરીતે તે નિયમને અનુસરવું. પોતાના ઘરનાં માણસોથી એટલું ખાઈ શકાય એમ ન હોય તો જેમને ખપતું હોય એવાં દીન અને અનાથને તે પ્રસાદતરીકે આપવું. કોઈ મેમાન આવ્યાં હોય તેને જમાડવામાં અડચણ નહિ. લૌકિક-વ્યવહારમાં લૌકિકધોરણપ્રમાણે કરવું, કે જેથી લોકોને નિંદા કરવાનો વખત ન આવે. તેમાં શાસ્ત્રનો સૂક્ષ્મ વિચાર કરવાનો નથી.

સગર્ભા સ્ત્રી જો માથાબોળ સ્નાન કરે તો તેમને શરદી થવાનો સંભવ હોવાથી અને તેમને પિતૃકર્મ કરવાનું ન હોવાથી તેમને નિત્ય માથાબોળ સ્નાન કરવાની રૂઢિપ્રમાણે જરૂર નથી.

૩૨૪ × બાહ્યવૃત્તિને ક્રમપૂર્વક ન્યૂન કરી, તથા આંતરદૃષ્ટિનું ક્રમપૂર્વક ઉદ્ઘાટન કરી, હૃદયસ્થ સચ્ચિદાનંદઘન પરમાત્માનો સાક્ષાત્કાર કરવા સદૈવ ઉમંગી રહેશો. વિવેક, વૈરાગ્ય, સાવધાનતા અને દક્ષતામાં વધારો કરી અંતઃકરણને સુપ્રસન્ન રાખશો.

૩૨૫ × તમારું પારમાર્થિક કર્તવ્ય શ્રદ્ધાપ્રીતિથી નિયમિતરીતે

કરતાં રહી મનની શાંતિ ને આનંદાનુભવ વધારતાં રહેશો. વેદાંત અને યોગનો ઉપયોગી ભાગ હૃદયમાં ધારણ કરતાં રહેશો.

૩૨૬ × ભવિષ્યમાં દૈવીસંપત્તિરૂપ ગંગામાં સ્નાન કરી હૃદયમાં વિરાજમાન આત્મરૂપ વિશ્વનાથનાં દર્શન કરવા ઇચ્છા હશે.

૩૨૭ × પ્રથમ મહાપુરુષોની સેવા, તેવડે તેમની કૃપાનું પાત્રપણું, પછી તેમના ઉપદેશમાં વધારે શ્રદ્ધા, પછી પરમાત્માના શુભગુંણોનું શ્રવણ, તેથી પરમાત્મામાં પ્રેમનાં અંકુરોની ઉત્પત્તિ, તેથી આત્મસ્વરૂપની હૃદયમાં પ્રતીતિ, તેથી પરમાનંદસ્વરૂપમાં પ્રેમની અત્યંત વૃદ્ધિ, તેથી પરમાનંદનું સ્ફુરણ, પછી પરમાનંદરૂપ પરમાત્મામાં સ્થિર નિષ્ઠા, પછી પોતાના અંતઃકરણમાં તેવા ગુણોનો સદ્‌ભાવ ને પછી પ્રેમની પરાકાષ્ઠા એ ભક્તિની ભૂમિકાઓમાં ઉત્તરોત્તર આગળ વધશો.

૩૨૮ × સૌ પોતપોતાના હૃદયને બની શકે તેટલું જાગ્રત્ રાખીને સુદૃઢ શ્રદ્ધા અને અત્યંત ઉમંગ રાખીને થઈ શકે તેટલું સ્વધર્મનું પરિપાલન કરો. મનને લેશ પણ ખેદવાળું કે ભયવાળું ન થવા દ્યો. જો તમે સૌ આ પ્રમાણે વર્તશો તો અકારણ કૃપા કરનાર પ્રભુ તમારા સૌના ઉપર અમોઘ કૃપા વર્ષાવવા કૃપા કરશે.

મનની નિર્બલતા અપકાર કરે છે, અને શુભ પ્રબલતા વ્યવહાર-પરમાર્થમાં બહુ ઉપકારક નીવડે છે. ×

હૃદયને મુંઝવણમાં ઘુંચવી ન નાંખતાં તેને જાગૃતિવાળું અને પ્રસન્ન રાખી પરમાર્થના અને વ્યવહારના કર્તવ્યમાં જોડશો.

શરીરનું આરોગ્ય સાચવશો, અને નેળનાં ગાડાં નેળમાં રહેતાં નથી એમ વિચારી મનને ધીરજવાળું અને શાંત રાખશો. પ્રતિકૂલ પ્રસંગથી મુંઝવણ થાય એ સ્વાભાવિક છે, પણ મુંઝવણને વશ વર્તવાને બદલે મનને પ્રસન્ન રાખી કર્તવ્યમાં જોડવું એ ઉપકારક છે.

૩૨૯ × વિષય સૂક્ષ્મતમ હોય ત્યાં આરંભમાં શ્રદ્ધાની અપેક્ષા

છે એમ ભગવાન્ ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને "श्रद्धत्स्व सौम्य" એ વચનથી કહ્યું છે, માટે મુમુક્ષુએ બ્રહ્મસ્વરૂપ સમજવામાં શ્રદ્ધાલુ થવું જોઇએ.

પ્રયત્નથી શનૈઃ શનૈઃ મન પોતાના વિક્ષેપોને ત્યજી દેશે.

બહુરૂપી મનસાથે જીવને પનારો પડ્યો છે એટલે જીવે ઘણામાં ઘણી સાવધાનતા રાખવી જોઇએ.

જપ હૃદયમાં ઊંડા ઊતરીને વધારે આદરથી કરવાનું ચાલુ કરશો.

સિદ્ધગીતામાં એક સિદ્ધ બીજા સિદ્ધપ્રતિ આ પ્રમાણે કહે છેઃ—

बुद्ध्वाप्यत्यंतवैरस्यं यः पदार्थेषु दुर्मतिः ।
बध्नाति भावनां भूयो नरो नासौ स गर्दभः ॥

(પ્રથમ સાંસારિક પદાર્થોમાં અત્યંત રસરહિતપણું જાણ્યા છતાં પણ પછી જે દુર્બુદ્ધિ મનુષ્ય તે પદાર્થોમાં પુનઃ સત્યપણાનો ને સુખદપણાનો નિશ્ચય કરે છે તે પુરુષ નથી, પણ ગધેડો છે.)

ઊછળતે હૃદયે પરમાર્થમાં આગળ વધતા રહેશો, અને આજ્ઞાઓનું અનુસરણ ચાલુ રાખશો.

૩૩૦ × તમને થયેલો શુભાનુભવ જાણી સંતોષ થયો. અંતઃકરણની શુદ્ધિ, અંતર્મુખતા ને સ્થિરતા વધવાથી જિજ્ઞાસુને પૂર્વે અનુભવમાં નહિ આવેલી ઘણી અલૌકિક પ્રતીતિઓ થાય છે. એવી પ્રતીતિ જે વૃત્તિને થાય છે તે વૃત્તિ અંતર્મુખ થયેલી ને સૂક્ષ્મ હોય છે. જિજ્ઞાસુની વૃત્તિને ધ્યેયમાં જેમ વધારે રસ પડે તેમ તે વૃત્તિ વિશેષ વિશેષ અંતર્મુખ થાય છે.

## પત્ર ૩૩૧—૩૪૦

× અંતઃકરણને દૃશ્યના માયિકરંગથી રંગાવા ન દેવા, તેને એકાગ્ર કરવા, તેને સૂક્ષ્મ કરવા તથા અંતરાત્માના સહજાનંદસ્વભાવના આવિર્ભાવવાળું રાખવા સર્વદા પ્રયત્નશીલ રહેશો.

મહામૌનવડે વા સુષુપ્તમૌનવડે બ્રહ્મના સ્વરૂપભૂત પરમાનંદમાં વિશેષ નિમગ્ન રહેવા ઉત્સાહી રહેશો.

નિર્મલ, સ્થિર, સૂક્ષ્મ ને સ્ફટિકસદૃશ શાંતતેજોમયસ્વરૂપમાં મનને વિશ્રાંતિ આપી તેમાં અભેદભાવે નિમગ્ન થવું.

સ્થૂલ, સૂક્ષ્મ ને કારણશરીરનું અતિક્રમણ કરી અધિષ્ઠાનમાં વિરામવા યત્નશીલ રહેવું જોઇએ.

શ્યામરંગના તેજનો, મૂર્તિઓનો, અન્ય આકારોનો, રાતા રંગના તેજનો, સ્થૂલ શુભ્રરંગના તેજનો ને ચલાયમાન થતા શુભ્રરંગના તેજનો પરિત્યાગ કરી શાંત, સ્થિર ને શુભ્ર પ્રકાશમાં મનને નિમગ્ન રાખશો.

અર્દ્ધપદ્માસન, પશ્ચિમતાનાસન, વૃક્ષાસન ને ચંદ્રભેદનપ્રાણાયામ અર્શના વ્યાધિની નિવૃત્તિમાં ઉપકાર કરશે.

૩૩૨ * સર્વ સાધકોને સાત્ત્વિકી શ્રદ્ધા, ઉત્સાહ ને સાવધાનતા રાખી સ્વધર્મપાલન કરી પરમાર્થમાં આગળ વધવા જણાવશો.

× જે તિથિનો ક્ષય હોય તે તિથિ અને ઉદયાત્ તિથિ એ બેનો સાથે સંકલ્પ કરવો ઉચિત ગણાય છે. "ચતુર્દશ્યુપરાંતપૂર્ણિમાયાં તિથૌ" એમ ચૌદશ ને પૂનમ ભેળાં હોય ત્યારે સંકલ્પ કરવો જોઇએ.

હઠયોગનો સમાધિ જો બ્રહ્મસાક્ષાત્કારસુધી ન પહોંચાડે તો તે જન્મમાં તેમને જ્ઞાનદ્વારા વિદેહકૈવલ્ય ન થાય. સહજયોગનો સમાધિ વા સહજસમાધિ બ્રહ્મસાક્ષાત્કારપર્યંત પહોંચવાથી વિદેહકૈવલ્ય આપે છે.

વિમલ બ્રહ્મચર્ય પાળવા ઇચ્છનાર મુમુક્ષુએ બની શકે તો તેલ-મરચાં ન વાપરવાં, ને જો નજ ચાલે તો ઘણાજ થોડા પ્રમાણમાં વાપરવાં.

ગૃહસ્થને તૈલમર્દન સ્વાસ્થ્યવૃદ્ધિમાટે શીતકાલમાં વિશેષ ઉપકારક ગણાય છે. ઉષ્ણકાલના સમયમાં તેનો ઉપયોગ ઉપકારક ગણાતો નથી. તૈલમર્દન અલ્પકાલ રજોગુણ ઉત્પન્ન કરનાર ગણાય છે.

વિશ્વની સાથે સંબંધ રાખનારું મન સ્વપ્નમાં હોય નહિ, એટલે

તૈજસના મનને બહુધા જાગ્રત્નું સ્મરણ થાય નહિ, અને સ્વપ્નના મનમાંથી જાગ્રત્નું મન આવિર્ભાવ પામતું હોવાથી સ્વપ્નનું જાગ્રત્માં સ્મરણ થઈ શકે.

સોર્ટીમાં નાણાં ભરવાં એ એક જાતનો જુગાર હોવાથી તેમાં નાણાં ભરવાં એ મુમુક્ષુને ઉચિત નથી.

જ્યોતિષ્નો મુખ્ય ઉદ્દેશ ગ્રહ અને નક્ષત્રાદિની ગતિ જણાવવાનો છે, ભવિષ્યનું નિરૂપણ કરવાનો નથી. જ્યોતિષ્નો જે ફલાદેશનો ભાગ છે તેમાં મુમુક્ષુએ મન લગાડવું ઉચિત નથી. અજ્ઞાની મનુષ્યોનો ઘણો ભાગ પોતાનું ભાવિ જાણવાને ઇચ્છે છે તેથી તેમના મનના સંતોષની ખાતર જ્યોતિષ્માં ફલાદેશનો ભાગ ઉમેરાયો છે.

ધાર્મિક બોધાર્થે લખેલી વાર્તાઓનો સમાવેશ ધાર્મિકગ્રંથોમાં થાય છે, અને તેનું અસ્તિત્વ લેખકની અને લેખની યોગ્યતાને અનુસરીને રહે છે. ભાષાની ઉત્તમતાને લઇને પણ કેટલાંક પુસ્તકો લાંબો સમય ટકી રહે છે. ગ્રંથનો વિષય ઉત્તમ અને લોકોપકારક હોય તો તે ગ્રંથ દીર્ઘકાલસુધી પોતાનું અસ્તિત્વ જાળવી રાખે છે.

ભક્તાદિને આગળ વધારવામાટે પરમાત્મા ભક્તની પરીક્ષા કરે છે. પરીક્ષાવિના હૃદયની યોગ્યતાનો નિર્ણય થઈ શકતો નથી, અને એવા નિર્ણયવિના તેને ઊતરતી સ્થિતિમાં મૂકવો, કે છે તે સ્થિતિમાં રાખવો, કે ચઢતી સ્થિતિમાં મૂકવો એ નક્કી થઈ શકતું નથી.

**व्याधस्याचरणम्०** એ વચનમાં જે વ્યાધશબ્દ છે તે શ્રીકૃષ્ણને સ્વધામ પધારતી વખતે બાણ મારનાર વ્યાધને માટે વા ધર્મવ્યાધને માટે જાણવો.

૩૩૩ * હૃદયને આત્મનિષ્ઠાવડે સુપ્રસન્ન રાખશો. ત્રણ શરીરથી ભિન્ન તમારું વાસ્તવિક સ્વરૂપ છે તે વારંવાર સ્મરણમાં રાખશો.

પરમાત્માનું શરીર ભૌતિક નથી, પણ માયિક છે, એટલે તેમનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે. સ્થૂલશરીર તે તેમનું વાસ્તવિક સ્વરૂપ નથી એ વાતને પુનઃ પુનઃ હૃદયારૂઢ કરતા રહેશો.

અંતઃકરણની વૃત્તિ હૃદયસ્થ પરમાત્માભણી વારંવાર વાળ્યા કરવી, અને તેઓશ્રીના સ્વરૂપમાં તેને વિશ્રાંતિ આપ્યા કરવી.

ઉપર જણાવેલી રીતે આત્મજ્ઞાનનો અને યોગનો આશ્રય કરી તે મનોવૃત્તિ જો પરમાત્મામાં પરમાનુરાગ રાખે તો તે અનન્યભક્તિ જીવને કૃતાર્થ કરનારી નીવડે છે.

ભક્તે વિચારવું જોઇએ કે હું એકલો નથી, પણ મારા હૃદયમાં ને મારી આસપાસ દશે દિશામાં પરમાત્મા વિલસી રહ્યા છે. એવો ભક્ત એકાકી છતાં અસંખ્ય મનુષ્યોમાં રહેલાજેવો પોતાને નિર્ભય જુએ છે.

સમયપત્રક બાંધી પરમાત્માની પ્રાપ્તિનાં સાધનોમાં ને પ્રાસવ્યવહારમાં પ્રવૃત્ત રહેશો તો તમને સુનુંસુનું નહિ લાગે, પણ સર્વ અવકાશ પરમાત્માથી ભરેલો પ્રતીત થશે.

શાસ્ત્રવાચન અને પરમાર્થનાં અન્ય સાધનો ક્રમપૂર્વક ચાલુ કર્યાં હશે.

× જનસંગ ઓછો સેવવાનો વિચાર કર્યો છે તે પ્રમાણે વર્તતા રહેશો, કે જેથી ભાવિપ્રતિબંધ ઉત્પન્ન ન થાય.

સોંઘા છે પ્રભુ સર્વદા, મોંઘા નહિ મહારાજ;
ખોટાને ખોળ્યા નવ જડ્યા, તે દિવસ કે આજ.

શુદ્ધવ્યવહારના સેવનવડે અને શાસ્ત્રોક્તકર્મ નિષ્કામબુદ્ધિથી કરવાવડે મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ થઈ તેમાં રહેલા રાગદ્વેષ નિવૃત્ત થાય છે. શુદ્ધ થયેલું અંતઃકરણ પરમાત્માનો મહિમા ઉત્તમપ્રકારે સમજી તેમાં સ્થિર થાય છે, અને પરમાત્મામાં સ્થિર થયેલું મન સૂક્ષ્મ થઇ પરમાત્માનો સાક્ષાત્કાર કરી નિરવધિ આનંદને પ્રાપ્ત થાય છે, માટે પોતાના જીવને કૃતાર્થ કરવા ઇચ્છનાર મનુષ્યે પોતાના અંતઃકરણને શુદ્ધ, સ્થિર અને સૂક્ષ્મ કરવું જોઇએ.

ક્ષણિક સુખના કરતાં શાશ્વત સુખ ઇચ્છવાયોગ્ય છે, માટે શાશ્વત સુખની પ્રાપ્તિ કરવા સતત ઉદ્યોગી રહેવું એ મુમુક્ષુનું મુખ્ય કર્તવ્ય

છે. શાસ્ત્રોક્ત પ્રયત્નથી મનુષ્ય જ્યારે પરમાત્માના સાક્ષાત્કારવડે થતા નિરવધિ આનંદને પામે છે ત્યારે તેને આ લોકનાં સુખો ને પરલોકનાં સુખો પણ તુચ્છ જણાય છે.

૩૩૪ * જેમ મનુષ્ય જેટલા ઉત્સાહથી દર્પણસામું જુએ છે, તેટલાજ ઉત્સાહથી કે તેથી વધારે ઉત્સાહથી જાણે દર્પણ જોનારભણી જુએ છે એમ જણાય છે, તેમ પરમાત્માના ભક્તો પરમાત્માનું જેટલા પ્રેમથી સ્મરણ કરે છે તેટલાજ કે તેથી વધારે પ્રેમથી જાણે પરમાત્મા પોતાના ભક્તનું સ્મરણ કરતા હોય એમ જણાય છે.

× મનુષ્યની બુદ્ધિનો અહંકારથી માંડીને સ્થૂલદેહસુધીના પદાર્થોની સાથે અભેદભાવનો જે નિશ્ચય તે નિશ્ચયરૂપ જે વિવાહ તે લૌકિક વિવાહ છે, જે ભવભ્રમણ કરાવનારો છે, અને મનુષ્યની બુદ્ધિનો મનુષ્યના હૃદયમાં વિરાજતા અંતર્યામીની સાથે જે અભેદભાવરૂપ નિશ્ચય તે તેનો અલૌકિક પુનર્વિવાહ અથવા પુનરુદ્વાહ કહેવાય છે. જે પુનર્વિવાહ ત્રિતાપથી રહિત અખંડાનંદરૂપ પરમધામમાં લઈ જનાર છે, પણ તે પુનર્વિવાહ અત્યંત નિષ્કપટભાવવાળો હોવો જોઇએ.

૩૩૫ * ભક્તિની ઉત્તરોત્તર ઊંચી કક્ષામાં મનને લઈ જઇને શુદ્ધ, સ્થિર અને સૂક્ષ્મ થયેલા મનવડે પરમાત્માનું આદરપૂર્વક વારંવાર દર્શન કરતાં રહી સુપ્રસન્ન રહેશો.

૩૩૬ * પ્રતિપક્ષભાવનાવડે મનની શાંતિમાં વધારો કરતા રહેશો.

"મન ઢોંગી મન ધૂર્ત હૈ, મન હૈ મહામસ્તાન;
જો સમજે તો મિત્ર હૈ, નહિ તો શત્રુસમાન."

મનને તેના અધિષ્ઠાનરૂપ આત્મામાં વિલીન કરવાનો પ્રયત્ન ચાલુ રહેવાથી તે તોફાને નહિ ચઢે.

× અંતઃકરણને પરમાદરથી આત્માભિમુખ કરવાથી સ્વવિકલ્પનો પરિક્ષય સુખપૂર્વક થાય છે.

મનોવૃત્તિ આત્માભિમુખ રહેવાથી નાદશ્રવણ ચાલુ થશે.

૩૩૭ * ઠગના સમાગમમાં મનને અવિધેયભાવવાળું રાખવું. એવા પ્રસંગમાં અસાવધાન રહેવાથી કોઈ વેલા પાછળથી પશ્ચાત્તાપ થાય એવી પ્રવૃત્તિ થઈ જાય છે.

સૂતક હોય ત્યારે તુલસીક્યારામાં સંધ્યાનું પાણી ન રેડવું. પીંપળા-શિવાય અન્ય વૃક્ષને તે પાણી રેડતાં અડચણ નહિ.

દેવોનાં શરીરો અને અપ્સરાઓનાં શરીરો મનુષ્યોના શરીરોજેવાં અપવિત્ર અને રોગાદિવડે યુક્ત ન હોય.

મુમુક્ષુએ બની શકે તેટલું ધ્યેયમાં મનને એકાગ્ર રાખીને પ્રાપ્ત-વ્યવહારનું કામ કરવું. પ્રાપ્તવ્યવહારનું જે કામ ચાલે તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ છે એવું સ્મરણ પણ બની શકે તેટલું રાખવું.

મૂર્ધાકાશમાં વા બ્રહ્મરંધ્રમાં પ્રણવનું તેજસ્વી સ્વરૂપ ધારી શકાય.

૩૩૮ * અંતઃકરણમાં પરમાત્માની ઐકાંતિકભક્તિનો વધારો કરી અંતઃકરણની શાંતિમાં ને આનંદાનુભવમાં વધારો કરતા રહેશો. ×

× "વિરહ જગાવે દર્દકું, દર્દ જગાવે જીવ;
જીવ જગાવે સુરતીકું, સુરતી મિલાવે પીવ."

વિરહવ્યથા ભક્તના અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારોને બાળે છે, અને પાપસંસ્કારો દાહ પામવાથી ભક્તનું અંતઃકરણ પરમાત્માના સાક્ષાત્કારમાટે યોગ્ય થાય છે.

અંતઃકરણની શુદ્ધિમાં, સ્થિરતામાં અને સૂક્ષ્મતામાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો.

આગળથીજ સર્વ ઉપયોગી તૈયારી કરી રાખવી કે જેથી અંતઃકરણમાં

"જા મરનેતેં જગ ડરે, મેરે સદા આનંદ;
કબહુ મરું કબ ભેટીહુ, પૂરન પરમાનંદ. ૧"

એવા ઉદ્ગારો કાઢવાનું સામર્થ્ય આવે.

તમારા અંતઃકરણની શુભભાવનાથી સંતોષ થયો. એવી શુભભાવનામાં સતત વધારો કરતા રહેશો.

માયા જેનું વિશેષણ છે એવું ચેતન માયાવિશિષ્ટચેતન એટલે આભાસવાદીને મતે ઈશ્વર કહેવાય છે. માયા જેનો ઉપાધિ છે એવું ચેતન માયોપહિતચેતન એટલે અવચ્છેદવાદીને મતે ઈશ્વર કહેવાય છે. અવિદ્યાવિશિષ્ટચેતન એ આભાસવાદીને મતે જીવ કહેવાય છે, અને અવિદ્યોપહિતચેતન એ અવચ્છેદવાદીને મતે સાક્ષી કહેવાય છે. વિશેષણવાળું તે વિશિષ્ટ ને ઉપાધિવાળું તે ઉપહિત કહેવાય છે. બ્રહ્મમાં એકાગ્ર થયેલી બુદ્ધિ બ્રહ્મનું જ્ઞાન થયે બાધ પામ્યા છતાં પ્રારબ્ધકર્મ અવશેષ રહેવાથી તે બુદ્ધિ પુનઃ વ્યુત્થાનને પામે છે. જ્ઞાનીને જ્યારે છેલ્લો અસંપ્રજ્ઞાતયોગ થાય ત્યારે તેમની બુદ્ધિ પ્રકૃતિમાં લીન થઈ જાય છે, અને પુનઃ ઉત્થાન પામતી નથી. જે મુમુક્ષુની બુદ્ધિ બ્રહ્મનું ધ્યાન કે બ્રહ્માભ્યાસ કરી શકતી હોય તેવી બુદ્ધિવાળા મુમુક્ષુને અકૃતોપાસનનો ( પૂર્વે સગુણબ્રહ્મની ઉપાસના ન કરી હોય તેનો ) દોષ લાગતો નથી.

અગ્નિમાંથી જેમ તણખા નીકળે છે તેમ બ્રહ્મમાંથી જીવો આવિર્ભાવ પામે છે એમ શાસ્ત્રમાં કોઈ સ્થલે કહ્યું હોય ત્યાં વ્યાપક ઈશ્વરમાંથીજ અવિદ્યાના અંશોવડે જીવો ઉત્પન્ન થયેલા પ્રતીત થાય છે એમ સમજવું. અજ્ઞાનાદિ હેતુના અભાવે જ્ઞાનીનો પુનર્જન્મ થઈ શકે નહિ. સગુણબ્રહ્મરૂપ મહેશ્વરનાં શસ્ત્રો, અન્ય સાધનો અને તેમના અવયવોવિષે જે આધ્યાત્મિકરીતે સમજવાનું છે તે ઉપદેશગ્રંથાવલિનો ૪ થો અંક વાંચવાથી તમારા જાણવામાં આવશે. પૂછવાજેવું કાંઈ અવશેષ રહે તો તે સમીપમાં પૂછશો.

૩૩૯ * દેવીનું મૂલસ્વરૂપ ચિતિશક્તિ છે. એ ચિતિશક્તિ વેદાંતશાસ્ત્રમાં કહેલું બ્રહ્મ છે.

× મનના આનંદની અસર શરીરઉપર થાય છે માટે આનંદરૂપ બ્રહ્મથી મનને પૃથક્ ન થવા દેવા મુમુક્ષુએ નિરંતર પ્રયત્નશીલ રહેવું જોઇએ.

ખેદવડે મનને અને શરીરને દુર્બલ ન થવા દેવું. હૃદયબલ અને અનન્યભક્તિબલ વધારવા પ્રયત્નશીલ રહેશો.

પ્રભુમહિમા સમજાય તો, પ્રભુની ભક્તિ થાય;
પ્રભુની અનન્યભક્તિથી, આ ભવસિંધુ તરાય. ૧

× પરમકૃપાલુ પ્રભુમાં તમારું મન જેટલું સ્થિર રહેશે તેટલો સુખાનુભવ તમને થયા કરશે.

× જેમ કોમલ આંખને નાનું કણું પણ દુઃખપ્રદ ભાસે છે તેમ કોમલહૃદયવાળા પરમાત્માના અનન્યભક્તને પણ પોતાનાથી મોહાદિવડે થયેલી ભૂલો દુઃખપ્રદ ભાસે છે, અને તે ભૂલો પોતાના સદ્‌ગુરુને શુદ્ધ-બુદ્ધિથી જણાવી તેનું પ્રાયશ્ચિત્ત માગી તે પ્રાયશ્ચિત્ત કરી પોતાના હૃદયને નિર્દોષ કરી પરમાર્થમાં આગળ વધે છે, ને ઇચ્છિત મેળવી કૃતાર્થ થાય છે. આ નિયમને અનુસરીનેજ બુદ્ધધર્મમાં, જૈનધર્મમાં ને રોમન-કેથોલીકધર્મમાં પણ એવી રીતે વર્તવામાં આવે છે.

પ્રાકૃત મનુષ્ય પ્રભુની કૃપાવિના તેમને ઓળખી શકતો નથી, ને તેથી તે મનુષ્ય પ્રાપ્ત થયેલા શુભપ્રસંગને વધાવી લેવાને સ્થાને શોકાધીન થાય છે.

× દેહાભિમાન શિથિલ થયા વિના ને ધૈર્ય અને નિર્ભયતા વૃદ્ધિ પામ્યા વિના મનુષ્યનું મન પરમાત્માના અચાનક થતા આવિર્ભાવથી મૂર્છિતજેવું થઈ જાય છે.

૩૪૦ * મહેશ્વરના પાર્થિવપૂજનમાં પ્રથમના ત્રભાણામાં જે જલ હોય તે પાર્થિવબાણ ઊપાડીને બીજા પાત્રમાં નાંખતાં અડચણ નથી. બાણને પછી તે પાણીવિનાના પાત્રમાં પાછું પધરાવવું.

શિવજીનું નમણ જમણા હાથની હથેલીમાં સુખપૂર્વક જેટલું

સમાઈ શકે તેટલું ત્રણ વાર લેવાનું છે. તે નમણ શ્રદ્ધાલુ સ્ત્રી અને બાલક પણ લઈ શકે.

પાર્થિવપૂજન અને ઇષ્ટમંત્રનો જપ જેમ ચાલે છે તેમ ચાલુ રાખશો. ઊંડા શ્વાસ લેવાથી અને ત્રાટક કરવાથી તથા શંકરના તેજોમય-સ્વરૂપમાં નયનને અને મનને જોડવાથી મનની ચંચલતા નિવૃત્ત થવા લાગશે. સર્વ માયિક દૃશ્ય પ્રાણિપદાર્થમાં વિવેકપૂર્વક દોષદર્શન કરવાથી વિમલ વૈરાગ્ય ક્રમાત્ પ્રાપ્ત થશે.

શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા ને વ્યવસ્થા રાખી સ્વધર્મપાલન ને શાસ્ત્રવાચન કરતા રહેશો.

જો તમારે સગવડ હોય, ને ચાંદ્રાયણવ્રત કરવાની ઇચ્છા હોય, તો શ્રાવણસુદિ ૧ મે એક ગ્રાસ લઈ દરરોજ એક એક ગ્રાસ ચઢતા જશો, અને પછી શ્રાવણવદિ ૧ થી એક એક ગ્રાસ ઊતરતા જઈ શ્રાવણવદિ ૩૦ ને દિવસે ચાંદ્રાયણવ્રત પૂર્ણ કરશો. ગ્રાસ કોઈ પણ હવિષ્યાન્નનો લઈ શકાય. પાણી અને સોપારીવિના જે ખાઓ તે ગ્રાસમાં ગણાય તે ધ્યાનમાં રાખશો.

## પત્ર ૩૪૧-૩૫૦

* આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા અને અવ્યવસ્થાનો ત્યાગ કરી તેનાથી વિપરીત શુભગુણો પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ રહેશો. શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતા રાખી મનુષ્ય જ્યારે યોગાભ્યાસ કરવા ધારે છે ત્યારે તે કરી શકે છે, તેમાં વયની ખાસ આવશ્યકતા નથી.

ક્ષણિક વૈરાગ્ય કામનો નથી, વિવેકની દૃઢતાવડે સ્થાયી વૈરાગ્ય પ્રાપ્ત કરવો જોઇએ.

પ્રાપ્ત વ્યાવહારિક સ્થિતિમાં જેટલું પારમાર્થિક સાધન તમારાથી થઈ શકે તેટલું પારમાર્થિક સાધન વ્યવસ્થા રાખીને કરવું જોઇએ, ને પરમાર્થમાં આગળ વધવાને જેટલી અનુકૂલતા થઈ શકે તેટલી સાવધાનતાપૂર્વક કરવી જોઇએ.

૩૪૨ * સોહંમંત્રની પેઠે રામમંત્રનો પણ જપ કરી શકાય. સોહં પ્રાણની સાથે સંબંધ રાખનાર ગણાય છે, ને રામ મનની સાથે સંબંધ રાખનાર ગણાય છે.

રામરૂપ પરમાત્માના ધ્યાનસહિત રામમંત્રનો મનમાં જપ કરાય તો તે ધ્યાનસહિત માનસજપ કહેવાય. હાલતાંચાલતાં સોહંનો કે રામનો જપ મનમાં કરી શકાય, પણ પ્રાણવાયુની સાથે સંબંધ રાખનારો જપ હાલતાંચાલતાં કરી શકાય નહિ.

સ્વરોદયમાં સ્વરવિદ્યાની વાત કહી છે. એમાં સૂર્યસ્વરનું અને ચંદ્રસ્વરનું તથા તેમાં રહેલાં તત્ત્વોનું જ્ઞાન મેળવવાનો ઉપદેશ છે. સોહંથી સુષુમ્ણાદ્વારા પ્રાણાપાનને બ્રહ્મરંધ્રમાં લઈ જવાની ક્રિયા કરવી તેનો સ્વરશાસ્ત્રની સાથે ખાસ સંબંધ નથી, પણ તેનો યોગની સાથે વિશેષ સંબંધ છે.

ત્રાટક અને કપાલભાતિ તથા અનુલોમવિલોમપ્રાણાયામ આશરે ચારેક માસ કરવાં જોઇએ. પછી ભસ્ત્રિકાપ્રાણાયામ કરવા જોઇએ. એ સર્વ કોઈ જ્ઞાતા પુરુષપાસેથી જાણીને કરવાં જોઇએ. પોતાની મેળે કરવાં નહિ, કેમકે તેથી રોગાદિ થવાનો સંભવ રહે છે.

૩૪૩ * સામીપ્યમુક્તિમાટે અંતઃકરણને બહુ સત્યતાવાળું, બહુ પ્રામાણિક, બહુ શ્રદ્ધાવાળું અને અસાધારણ ઉમંગવાળું રાખવું જોઇએ, ને નેત્રમાં તથા હૃદયમાં પરમાત્માના સ્વરૂપને તથા તેમના લોકને સુસ્થિર કરવા બહુ પ્રયત્નશીલ રહેવું જોઇએ. હૃદયને પરમાત્માની ભક્તિવડે અત્યંત રંગવાથી ભવિષ્યમાં જે શુભ થવાનું છે તેની કાંઇક પ્રતીતિ ભક્તને વર્તમાનમાં થવા લાગે છે. વેદમાં "દેવ થઇને દેવને ભજવા. દેવ થયા વિના દેવનું ભજન જોઇએ તેવું થઈ શકતું નથી." એવા ભાવનું કહ્યું છે, એટલે ભક્તે સર્વ પ્રકારના દૈવી સ્વભાવો પોતાના અંતઃકરણ આદિમાં સુસ્થિર કરવા જોઇએ.

× × મનને સંસારથી ઉદાસ રાખવું, પણ ઉદ્વેગવાળું ન રાખવું. તમારે બંનેએ હમેશાં શુભાશા રાખી ઉત્સાહપૂર્વક વ્યવહારપરમાર્થનું કામ કરવું. સગાંવહાલાંઓની પ્રકૃતિથી મનને ખેદવાળું ન થવા દેવું, પણુ સંસારને મિથ્યા ગણી મનને ધીરજવાળું ને સુપ્રસન્ન રાખવું.

× પરમાત્માની ભક્તિ કરનારે પોતાનું સ્વરૂપ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણશરીરથી પર છે, તથા અંતઃકરણની જાગ્રદાદિ ત્રણ અવસ્થાથી પર છે એવો નિશ્ચય રાખવો જોઇએ.

૩૪૪ * તમે ઇષ્ટમંત્રનો માનસજપ હરતાંફરતાં, બેસતાંઊઠતાં, સૂતાં ને ખાતાંપીતાં શ્રદ્ધાપ્રીતિથી કરતા રહેશો. સવારસાંજ સગવડ-પ્રમાણે આસનપર ઊગમણે મોઢે બેસી થઈ શકે તેટલો ઇષ્ટમંત્રનો જપ પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક કરતા રહેશો. તમારું સ્વરૂપ દેહ, ઇંદ્રિયો કે અંતઃકરણુ નથી, પણ આત્મા છે, એ આત્મા પરમાનંદરૂપ છે, તેમાં ત્રણુ તાપમાંનો કોઈ તાપ નથી, એવા આત્મવિચારવડે મનને આનંદમાં રાખશો. ઊંડા શ્વાસ લેવાનો બની શકે તેટલો સ્વભાવ પાડશો. અવકાશે પરમસુખી થવાના ઉપાયનું પુસ્તક સમય મેળવી વાંચી શકાય તો વાંચી લેશો.

૩૪૫ * નિત્યકર્મ ધૈર્ય ને સાવધાનતાથી કરતા રહેશો. ભસ્ત્રિકા-પ્રાણાયામમાં ઘર્ષણના અને કુંભકના સમયમાં જેટલો વધારો થાય તેટલો વધારો તમારી પરિસ્થિતિનો વિચાર કરીને કરશો. ધારણાનો સમય વધારી શકાય તો ઠીક. નિદ્રા પૂરતી લેવાથી, અતિશ્રમ નહિ કરવાથી ને આહાર નિયમમાં રાખવાથી ધારણાકાલે નિદ્રા ધીરે ધીરે નિવૃત્ત થવા લાગશે. ધારણાકાલે નાભિને અને હૃદયને બરડાની કરોડ-ભણી સાધારણરીતે ખેંચી રાખશો. નેત્રને અને હૃદયને કેળવવાથી નેત્રમાં અને હૃદયમાં ધ્યેયનું સ્વરૂપ સ્થિર થવા લાગશે.

૩૪૬ * વિમલ વૈરાગ્ય એટલે કોઈ પણ પ્રકારના દોષવિનાનો

હૃદયમાં સર્વદા આરૂઢ રહેનારો વૈરાગ્ય. × વિવેક સુદૃઢ થવાથી વિમલ વૈરાગ્યની સ્થિરતા ઉત્તરોત્તર વધતી જશે.

ત્રાટક એટલે શંકરના બાણઉપર કે સદ્ગુરુની પ્રતિમાના મુખારવિંદઉપર નેત્રને સ્થિર કરવાની ક્રિયા. તે ક્રિયા કોમલપ્રકારે આંખો ઊઘાડી રાખીને કરવાની છે, અર્થાત્ આંખોને બહુ ફાડી રાખીને કે બહુ વીંચીને તે ક્રિયા કરવાની નથી.

ચાંદ્રાયણવ્રત કરવાની ઇચ્છા હોય તો ઇચ્છા થાય ત્યારે તે કરશો. તે વ્રત ચાલતું હોય ત્યારે તાંબૂલભક્ષણ ન કરવું, વિમલ બ્રહ્મચર્ય પાળવું, બને તો ત્રિકાલસ્નાન કરવું, ઢોલીઆઉપર કે ખાટલાઉપર સૂવું નહિ, ને યમનિયમનું જેટલું બની શકે તેટલું પરિપાલન કરવું. ત્રણ ચાંદ્રાયણ કે પાંચ ચાંદ્રાયણપછી તેનું ઉદ્યાપન કરવું હોય તો કરવું. × તે વ્રત ચાલતું હોય ત્યારે કોળીઆથી ભિન્ન દૂધ સવારે ને સાંજે લઇ શકાય નહિ. તમારી પરિસ્થિતિનો વિચાર કરી શ્રદ્ધાપ્રીતિથી ચાંદ્રાયણનો આરંભ કરશો તો દયાલુ પરમાત્મા તેમાં વિઘ્ન નહિ આવવા દે. × × શ્રદ્ધા, ઉમંગ ને અંતઃકરણની સ્થિરતામાં વધારો કરી પ્રસન્ન રહેશો.

૩૪૭ * ધ્યાનનો પ્રારંભ કર્યાના અને તેમાં એક એક કલાક બેસવાના સમાચાર જાણ્યા. જો બની શકે તો રાત્રે પણ થોડો સમય ધ્યાન કરશો. તેલમરચું બહુ ન્યૂન લેતા હશો. રાત્રે સૂતીવેલા અને સવારે ઊઠીને આંખોને સારી રીતે ધોતા હશો. ધ્યાનમાં બેસો ત્યારે ત્રણ ચાર મિનિટ કપાલભાતિ કરીને બેસવું. આંખમાં વધારે જલ આવે ત્યારે આંખો બંધ કરવી. જલ આવી ગયા પછી નેત્રો બંધ કરવાની જરૂર જણાય ત્યારે આશરે પાંચ મિનિટ આંખો બંધ રાખવી.

અંતઃકરણની સ્થિરતા વધવાથી પ્રભુમૂર્તિની પ્રતીતિ હૃદયમાં વધારે સ્પષ્ટ થશે. પ્રથમ પ્રભુપ્રતિમાની સામે આશરે અર્ધો કલાક

જોવાનું બલ મેળવ્યા પછી નાસિકાગ્રની આગળ દૃષ્ટિ રાખવાનો પ્રયત્ન કરશો. પછી તે સ્વરૂપને હૃદયમાં સ્થિર કરવા માંડશો. કાનમાં નાદની પ્રતીતિ થાય છે તે યોગ્ય થાય છે. સંસારમાં વૈરાગ્ય લાવીને અને ધ્યેયમાં બહુ પ્રેમ લાવીને ધ્યાન કરવા બેસવું. ઘીની બત્તી સામાન્ય-પ્રકાશવાળી રાખવી. મનને નિર્ભય અને રાગદ્વેષરહિત પ્રસન્ન રાખીને ધ્યાન કરવું. ધ્યાનવેલા નાભિને અને હૃદયને કંઇક અંશે બરડાની કરોડની કોર ખેંચેલાં રાખવાં. ધ્યાનવેલા બીજા વિચારો આવે તો એકાદ મિનિટ કપાલભાતિ કરવી, ને તે વિચારોને દૂર કરી નાંખવા. × યોગપ્રભાકર ન વાંચ્યું હોય તો સમજપૂર્વક વાંચશો.

સારાં સ્વપ્નો આવે તે ભાવિશુભસૂચક ગણાય છે.

ત્રાટક આશરે અર્ધા કલાકથી વધારે રહેવા લાગે ત્યારપછી હૃદયમાં ઇષ્ટદેવનું ધ્યાન કરવા પ્રયત્ન કરવો.

ધ્યાનવેલા ઊંઘ ન આવે, બીજા વિચાર ન આવે, અને મન જડ ન થાય, પણ તે ધ્યેયમાં વિશ્રાંતિ પામી તનમન હલકાં જણાય ત્યારે જાણવું કે ધ્યાન બરાબર થાય છે.

નિત્યકર્મ, શાસ્ત્રવાચન, પરમાત્મધ્યાન ને ચિત્તસંશોધન કરતા રહેશો.

૩૪૮ * અંતઃકરણને સુવિચારવાળું ને ઇંદ્રિયોને તથા શરીરને શુભપ્રવૃત્તિવાળાં રાખશો. અન્યને ઘેર જમવા જવું ત્યારે ત્રણ કપડે નહિ જમતાં પહેરવાનું વસ્ત્ર અને ઓઢવાનું વસ્ત્ર એમ બે વસ્ત્રે જમવું એ યોગ્ય છે. અત્યંત પ્રતિકૂલતાવિના બજારનું મિષ્ટાન્ન કે ફરસાણ જમી લેવું ઉચિત નથી. લુહાણાઓએ જેટલો સદાચાર પાળી શકાય તેટલો પાળવો જોઇએ.

કંઠસ્થ જનોઈ હોય તે વેલા પાણી પીવાની અડચણ નથી, પણ ફરાળ તેવી સ્થિતિમાં નજ ચાલે તો કરવું.

મૂલબંધ તથા ઉડ્ડીયાનબંધ સાથે થઈ શકે.

નાભિને બરડાની કરોડભણી ખેંચવાની ક્રિયામાં માત્ર પ્રધાનપણે નાભિજ બરડાની કરોડભણી ખેંચાય એવો પ્રયત્ન રાખવો. તેમાં નાભિની આજુબાજુ થોડી ખેંચાય તેની અડચણ નહિ.

મરણકાલે જે મનુષ્યની શરીરનાં ઊર્ધ્વછિદ્રોદ્વારા બાહ્યગતિ થાય તેને ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે, અને જેમની અધઃછિદ્રદ્વારા બાહ્યગતિ થાય તેમને અધોલોકની પ્રાપ્તિ થાય છે. પશુઓમાં એવો નિયમ નથી, કેમકે તેમનાં શરીર ભોગભૂમિરૂપ ગણાય છે.

પોતાના વ્યાવહારિક કર્તવ્યને માટે નક્કી થયેલા સમયઉપરાંત જો સેવક વધારે સમય સેવા કરે તો તેથી તેને પરિણામે વ્યાવહારિક લાભ થાય, અને ચિત્તશુદ્ધિનો લાભ પણ થાય.

મુમુક્ષુએ પરમાત્માના સ્મરણધ્યાનવડે સર્વદા શુભાશા રાખવી, પ્રતિકૂલપણાના વિચારો આવે ત્યારે મનને પરમાત્માના સ્મરણધ્યાનમાં વિશેષ જોડી તે વિચારોને દૂર કરવા.

મુમુક્ષુની ઇચ્છા હોય તો તે રુદ્રાક્ષની માલા સર્વદા પોતાના કંઠવિષે ધારણ કરી રાખે. તેને સોનાના તારથી ગંઠવામાં કોઈ જાતની અડચણ નથી. સોનામાં જે કલિયુગનો વાસ કહ્યો છે તે રાગી મનુષ્યોને પરસ્પર કલહ કરાવનાર હોવાથી કહ્યો છે. ધાર્મિક ઉપકરણમાં કે મુદ્રિકામાં સુવર્ણ હોય તેની ગૃહસ્થને માટે અડચણ નહિ.

મનની સ્થિરતામાં ને શ્રદ્ધામાં વધારો કરી પ્રસન્ન રહેશો.

૩૪૯ × પરમાત્માનું શાસ્ત્રોક્ત માહાત્મ્ય જેટલું વધારે જાણવામાં આવે તેટલું ભક્તનું મન પરમાત્મામાં વધારે વિરામ પામે છે. પરમાત્માના ભક્તના શબ્દાદિ પાંચે વિષયો પરમાત્માના સંબંધવાળા હોવા જોઇએ. પરમાત્માના ભક્તનું મન અને ઈંદ્રિયો પ્રારબ્ધકર્મને લઇ પોતાના પ્રાપ્તવ્યવહારમાં જાય છે, અને તે પ્રાપ્તવ્યવહારનું

કામ પૂરું થયે તે પરમાત્માના સ્વરૂપને વિષે વિશ્રાંતિ પામે છે. જેમ પાળેલાં ઢોર રાત્રે પોતાના ખીલાપાસે વિશ્રાંતિ કરે છે, અને પક્ષી રાત્રે પોતાના માળામાં આવી વિશ્રાંતિ કરે છે, તેમ પરમાત્માના ભક્તનું મન જ્યારે જ્યારે પ્રાપ્તવ્યવહારના કામમાં ન જોડાયું હોય ત્યારે ત્યારે તે પરમાત્મામાં વિશ્રાંતિ કરે છે. પરમાત્માના ભક્તો આરંભમાં સવિકલ્પસમાધિની દૃઢતાવડે સર્વત્ર પોતાના પ્રિયતમ પ્રભુને નિરખવાનો પ્રયત્ન કરવો જોઇએ.

× × ઉપદેશગ્રંથાવલિનો જે ૭૮મો અંક પ્રકટ થવાનો છે તેમાં બહુ કઠણ વિષય નહિ આવે, પણ અદ્વૈતમતની સત્યતા જણાવનારાં શાસ્ત્રોનાં પ્રબલપ્રમાણો વિશેષે કરીને આવશે.

શ્રીદેવીના જેવી અને ભૂદેવીના જેવી પરમાત્માની સામીપ્યમુક્તિ પ્રાપ્ત કરવામાટે પરમાત્માના ભક્તે પોતાના અંતઃકરણાદિમાં રહેલા તમોગુણના ધર્મોને અને રજોગુણના ધર્મોને દૂર કરવા જોઇએ, અને શુદ્ધસત્ત્વગુણના ધર્મો પોતાના અંતઃકરણાદિમાં સુસ્થિર રહે એવો આદર સેવવો જોઇએ. તેણે ઉત્તમપ્રતિના મનુષ્યના કરતાં અને દેવના કરતાં પણ ઉત્તમપ્રકારના વિચારવાળા અને વર્તનવાળા થવું પડે છે. તેણે પોતાના મનમાં પ્રભુની પ્રાપ્તિમાટે આતુરતા પણ ઘણામાં ઘણી રાખવી જોઇએ.

જે ભક્ત પરમાત્માનું સ્મરણધ્યાન બહુ આતુરતાથી કરે છે તે કીટભ્રમરન્યાયે પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરે છે.

પરમધામ શાંતતેજોમય અને પરમાનંદથી પરિપૂર્ણ છે. પરમાત્માના અનન્યભક્તે ભેદભાવને ઉત્તરોત્તર શિથિલ કરી પરમાત્મામાં ઉત્તમપ્રકારનો અભેદભાવ સુસ્થિર કરવો જોઇએ. પરમાત્માના પરમાદરવાળા સ્મરણધ્યાનાદિવડે તેઓશ્રીનો અનુગ્રહ પ્રાપ્ત થતાં ભક્તની મનોવૃત્તિ અને કૃતિ બદલાઇ જાય એ સ્વાભાવિક છે. એવી સ્થિતિ તેના પુણ્યકર્મવડે પ્રભુકૃપાથી થાય છે.

× × ત્રણ શરીરમાં અહંભાવ ત્યજી શુદ્ધસાત્ત્વિકવપુમાં અહંભાવ દૃઢ કરશો.

અહિંસાદિ સ્વધર્મનું પરિપાલન કરવું, આત્મનિષ્ઠા રાખવી, દશ્ય પ્રાણિપદાર્થમાં વૈરાગ્ય રાખવો, ને પ્રભુના સ્વરૂપનો દૃઢ નિશ્ચય રાખવો. એ સાધનોવડે ભક્તના પર પરમાત્મા પ્રસન્ન થાય છે.

પોતાનું સ્થૂલશરીર પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે ભલે ગમે ત્યાં રહે, પણ ભક્તે પોતાના જીવાત્માને તો સદા પરમાત્માની પાસે રાખવા પ્રયત્ન સેવવો જોઇએ.

૩૫૦ * ... તમારી વ્યાવહારિક સ્થિતિ જાણી. પરમશાંત પરમાત્માના સ્મરણધ્યાનવડે મનને શાંતિની પ્રાપ્તિ કરાવવા પ્રયત્નશીલ રહેશો. પ્રારબ્ધકર્મવશાત્ વ્યવહારનું જે જે કામ કરવું પડે તે તે કામ પરમાત્માની સેવા છે એમ મુંઝાયા વિના પ્રસન્નમને કરવા પ્રયત્ન કરશો. પ્રતિકૂલ પ્રસંગે રોવાથી ને મુંઝાવાથી લાભ નથી, પણ પરમાત્માના સ્મરણધ્યાનપૂર્વક પ્રસન્નમને પ્રાપ્તવ્યવહાર કરવાથી લાભ છે. હરતાંફરતાં, બેસતાંઊઠતાં ને કામકાજ કરતાં પણ મનમાં ઇષ્ટમંત્રનો જપ કરતાં રહેશો, ને નવરાશ હોય ત્યારે **બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો**માંથી અનન્યયોગવડે પરમાત્માની અવ્યભિચારણી ભક્તિ એ નામનું સાધન વાંચશોવિચારશો.

પ્રભુસ્મરણવડે, પ્રભુના મનોમય દર્શનવડે અને તેમની અલૌકિક કૃપાના વિચારવડે મનને પરમ પ્રસન્ન રાખશો.

જેમ પશુપક્ષીનાં નાનાં બચ્ચાં પ્રતિકૂલ પ્રસંગ આવતાં પોતપોતાની માતાના શરીરપાસે દોડી જઇ નિર્ભય ને નચિંત થઈ સુખપૂર્વક ભરાઇ બેસે છે તેમ પરમાત્માના ભક્તે પોતાના મનને પ્રતિકૂલ ભાસતા પ્રસંગની વેલાએ પોતાના પરમપ્રિય ને અખંડાનંદરૂપ પ્રભુના સ્વરૂપમાં પોતાના જીવાત્માને વેગથી જોડી દઇ નિર્ભય થઇ પ્રસન્ન

રહેવું જોઇએ. તમારે તમારા મનને પ્રભુની ભક્તિથી વિશેષ રંગવાની અગત્ય છે.

## પત્ર ૩૫૧-૩૬૦

* વ્યવહારના કે પરમાર્થના અગત્યના કામમાં ખોટી શરમ ન રાખવી.

દ્વિજને બાર અક્ષરના મંત્રની દીક્ષા હોય એવો નિયમ નથી. × ×

"ૐ નમો ભગવતે વાસુદેવાય" એ મંત્ર વૈષ્ણવીદીક્ષાનો છે.

શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી સ્વધર્મપાલન કરતા રહેશો, અને પરમાર્થનાં સાધનોમાં આગળ વધશો.

ઉપર * ભજનો રચવામાં પણ ભક્તના મનને એક જાતના શુદ્ધાનંદનું ભાન થાય છે.

મનને ધૈર્યવાળું, ઉમંગી અને જાગ્રત્ રાખી પ્રાપ્તવ્યવહારનું કામ કરશો. શરીરસામર્થ્યને મુંઝવણવડે ક્ષીણ ન થવા દેવું, પણ પરમસામર્થ્યવાળા પરમાત્મામાં મનને ઉત્તમપ્રકારે જોડી સ્થૂલશરીરના સામર્થ્યનું ઉપયોગપૂરતું રક્ષણ કરવું. તેને ક્ષીણ ન થવા દેવું.

× × મનુષ્યનું કર્તવ્ય છે કે તેણે પરમાત્માની અનન્યભક્તિ, આત્મનિષ્ઠા, અહિંસાદિ ધર્મનિષ્ઠા અને યોગનિષ્ઠા એ ચારમાંનું એક સાધન પ્રધાન અને બીજાં ત્રણ સાધન ગૌણ રાખી કૃતાર્થ થવામાટે પ્રયત્ન કરવો જોઇએ. તમારું અંતઃકરણ ભક્તિપ્રધાન હોય તો તમારે બીજાં ત્રણ સાધનોનું ગૌણસેવન કરવું જોઇએ, કે જેથી પરમાત્માની અનન્યભક્તિ પોતાનું ફલ વેલાસર પ્રકટ કરે.

પરમાત્માનું સ્વરૂપ પોતાના હૃદયમાં સ્થાપવામાટે તમારે થોડો સમય પ્રભુમૂર્તિનું દર્શન કરવું. પછી આંખો વીંચી તે સ્વરૂપને હૃદયમાં ધારણ કરવું. પુનઃ આંખો ઊઘાડી દર્શન કરી પુનઃ તે મૂર્તિને હૃદયમાં સ્થિર સ્થાપવા પ્રયત્ન કરવો. આમ સવાર, બપોર ને સાંજ

જેટલો સમય પ્રયત્ન થઇ શકે તેટલો સમય આદરપૂર્વક પ્રયત્ન કરવો. આમ કરવાથી પરમાત્મસ્વરૂપની હૃદયમાં સ્થિરતા થઇ આનંદાનુભવ થવા લાગશે.

૩૫૩ * મનને વિશેષ જાગ્રત્ રાખી વ્યવહારપરમાર્થમાં વિવેક-પૂર્વક વર્તવાથી સુખી રહેવાશે. વિવેકવિના વૈરાગ્ય વધશે નહિ, અને વૈરાગ્યવિના મનની શાંતિ રહેશે નહિ. મનને દૃઢ રાખવું એ પણ પરમાર્થમાં આગળ વધવામાં બહુ આવશ્યક છે.

અર્દ્ધપદ્માસન અને જાલંધરબંધ જેટલાં બને તેટલાં કરતાં રહેશો, તેમાં હાનિ નથી.

૩૫૪ * ઘઉં, ચોખા, મગ, તુવેરદાળ, સાકર, ઘી અને દૂધ તથા માફક આવે તે શાક લેશો. તેલમરચું ન ખવાય તો સારું. નજ ચાલતાં જો તે ખાવું પડે તો થોડા પ્રમાણમાં ખાવું. આસનાભ્યાસનો અને ત્રાટકનો અભ્યાસ ધીરે ધીરે વધારશો, ઊતાવળ ન કરશો. સમજપૂર્વક અભ્યાસ કરશો એટલે બંને નેત્રની વૃત્તિ નાસિકાગ્રઉપર રહેવા લાગશે.

બે ભ્રૂની વચ્ચે એટલે નાસિકાનું મૂલ ને બે ભ્રમર ભેળાં થાય છે તે સ્થાને.

કપાલભાતિ કરવાથી, ઊજાગરો ન કરવાથી, આહાર પરિમિત લેવાથી અને બહુ શ્રમ નહિ કરવાથી આસનાદિ કરતી વખતે ઊંઘ વિઘ્ન નહિ કરે.

ગોરક્ષાસન બની શકે તો ધીરે ધીરે કરશો. તેથી બ્રહ્મચર્યનું રક્ષણ થશે. વિવેકવિરાગ રાખવાથી મનોવિકારો શાંત રહેવા લાગશે. યોગકૌસ્તુભ, યોગપ્રભાકર ને સુવિચારચંદ્રિકા એ પુસ્તકો સમજ-પૂર્વક વાંચશો.

૩૫૫ * પ્રાણાયામના કે ધ્યાનના અભ્યાસપછી થોડે સમયે

જો બગાસાં આવતાં હોય તો તે અભ્યાસની પૂર્વે થોડી કપાલભાતિ અને થોડો સમય જાલંધરબંધ કરવાં.

ભસ્ત્રિકાના પૂરકકુંભકના સમયમાં જો મોઢામાં ઘણું થુંક આવતું હોય તો મુખદ્વારા થોડો સમય ઉપરાઉપર પૂરક કરવા. ભસ્ત્રિકામાં ઇડાપિંગલા નાડીની બની શકે તેટલી સ્મૃતિ રાખીને અભ્યાસ કરવો. જાલંધરબંધમાં હાથ નાકે નહિ રાખો તો ચાલશે.

૩૫૬ * સત્તા–હોવું અથવા સદ્રૂપતા. સ્ફૂર્તિ, ચૈતન્ય અને પ્રકાશ એ એક અર્થના વાચકશબ્દ છે. ચિદ્અણુ–સૂક્ષ્મચેતન. ચિન્માત્ર–કેવલચેતન. વેદવિદિત–વેદથી જ્ઞાત. વિદિતવેદ–જેણે વેદને જાણેલા છે એવા. ચેતન અને ચૈતન્ય એક અર્થના વાચકશબ્દ છે. ચૈત્ય–ચિત્તવડે કલ્પિત. ચેતના–જ્ઞાન વા બુદ્ધિવૃત્તિવડે થનારું જ્ઞાન.

પરમાત્માનું સ્વરૂપ માયાજેટલું વ્યાપક છે. બ્રહ્મનું સ્વરૂપ માયાથી બહાર પણ રહેલું છે. એક શરીરમાં રહેલો ચિદાભાસ તે જીવ કહેવાય, અને સમગ્ર જીવો ને જડ પદાર્થો જેમાં રહેલા છે એવું માયાસહિત ચેતન તે ઇશ્વર કહેવાય છે.

મલ–અંતઃકરણમાં રહેલા પાપસંસ્કારો. વિક્ષેપ–અંતઃકરણનું રાગદ્વેષપૂર્વક માયિકપદાર્થોને આકારે થવું. આવરણ–આત્મસ્વરૂપને ઢાંકનારું અજ્ઞાનનું કાર્ય.

શરીરની અંતર શરીરજેટલું ભૂતાકાશ રહેલું છે.

વાયુનું કારણ જે મહાકાશ તે ભૂતાકાશ. હૃદયકમલમાં રહેલા ચિત્તે રોકેલું આકાશ તે ચિત્તાકાશ અને બ્રહ્મ તે ચિદાકાશ.

મંદ અને મધ્યમ પ્રારબ્ધકર્મ યોગાદિ સાધનવડે ફેરવી શકાય, પણ તીવ્ર પ્રારબ્ધકર્મ તેવા સાધનવડે ફેરવી શકાય નહિ.

યોગાભ્યાસવડે વર્તમાનશરીરમાં આતિવાહિકશરીરની પ્રાપ્તિ કરી શકાય.

અંતઃકરણ સાક્ષિચેતનને બ્રહ્મથી પૃથક્ જણાવનાર હોવાથી તે સાક્ષીનો ઉપાધિ કહેવાય છે.

આકાશ અને વિરાટ શુદ્ધ બ્રહ્મમાં કલ્પિત છે.

પુર્યષ્ટક સૂક્ષ્મશરીરનું નામ છે, અને તે જીવના કર્માનુસાર બીજા શરીરને પ્રાપ્ત થાય છે.

જ્યાં જ્યાં ઐશ્વર્ય વધારે જણાય ત્યાં ત્યાં તે પ્રાણિપદાર્થ પરમાત્માની વિભૂતિરૂપ ગણાય.

અંતઃકરણની સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં ઉત્તરોત્તર વધારો કરશો, અને વાણીનો નિગ્રહ રાખવા વિશેષ પ્રયત્ન કરશો.

૩૫૭ **મુમુક્ષુપ્રતિ સંદેશ**

વિવેક દશમો નિધિ ગણાય છે. વ્યાવહારિક વિવેકવિના મનુષ્યથી વ્યવહારમાં સુખી થવાતું નથી, ને પારમાર્થિક વિવેકવિના નિરુપાધિક નિરતિશય સુખ મેળવી શકાતું નથી. ચિદાનંદાદિ સ્વભાવવાળું બ્રહ્મજ સત્ય છે, નામરૂપાદિવાળું બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું જગત્ મિથ્યા છે, આવી જે સ્થિર સમજ તે પારમાર્થિક વિવેક કહેવાય છે. આ પારમાર્થિક વિવેક મુમુક્ષુએ સત્પુરુષોના સમાગમથી ને સત્શાસ્ત્રના શ્રવણ-વાચનથી પોતાના મનમાં સુસ્થિર કરવો જોઇએ. એ પારમાર્થિક વિવેક જો મુમુક્ષુના મનમાં પ્રાપ્ત થયો હોય તોજ તે મુમુક્ષુના મનમાં વિશ્વાસ રાખવાયોગ્ય વાસ્તવિક વૈરાગ્યનો આવિર્ભાવ ને સ્થિરતા થાય છે.

મનુષ્યે શુભકર્મવડે જ્યારે પોતાના અંતઃકરણની શુદ્ધિ કરી હોય ત્યારેજ તેને ઉદાર ને ઉત્તમોત્તમ ચરિત્રવાળા સદ્ગુરુની અને પરમેશ્વરની વિશુદ્ધભક્તિની પ્રાપ્તિ થઈ તેના હૃદયમાં પારમાર્થિક વિવેક પ્રકટી તે વિવેકની દૃઢતા થતાં આ લોકના ને પરલોકના શબ્દાદિ વિષયોમાં ને તે વિષયોનાં સાધનોમાં સત્યપણાની, રમ્યપણાની ને સુખદપણાની ચિરકાલથી રહેલી ભ્રાંતિ દૂર થઇ તે વિષયોમાં દોષદર્શન

થાય છે, અર્થાત્ તે વિષયો મિથ્યા, તુચ્છ ને દુઃખદ જણાવા લાગે છે. એવી રીતે વિષયોમાં દોષદર્શન થવાથી તે વિષયોમાં લાંબા સમયથી રહેલો રાગ દૂર થાય છે. પૂર્વોક્ત વિવેકવડે અંતઃકરણમાંથી રાગની નિવૃત્તિ થવી તે વૈરાગ્ય કહેવાય છે. આવો વૈરાગ્ય પ્રાપ્ત થવાથી મુમુક્ષુ મનુષ્ય વિહિત વિષયોનું ઔષધની પેઠે પરિમિત સેવન કરે છે. અજ્ઞાનકાલમાં જેમ તે વિષયોનો ને તેનાં સાધનોનો દાસ હતો તેમ હવે તે વિષયોનો ને તેનાં સાધનોનો દાસ રહેતો નથી, પણ તે વિષયાદિને વશ વર્તાવવા સમર્થ થાય છે. પ્રત્યેક મુમુક્ષુએ સ્વસ્થ અંતઃકરણથી પોતાના ચિત્તમાં વિવેકજન્ય વૈરાગ્ય કેટલો પ્રકટ્યો છે, તથા કેટલે અંશે તે સ્થિર થયો છે તે નક્કી કર્યા કરવું જોઇએ, ને વિમલવૈરાગ્યવિના કદીપણ બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થઇ શકતો નથી એમ સમજી તે વિમલ વૈરાગ્યને પોતાના અંતઃકરણમાં સુસ્થિર કરવો જોઇએ.

સ્થૂલશરીર ક્ષણિક છે, મૃત્યુનાં નિમિત્તો ઘણાં છે, ને વિષયસેવનથી મનુષ્યના મનને તથા ઇંદ્રિયોને કદીપણ તૃપ્તિ થવાનો લેશ પણ સંભવ નથી એમ નક્કી કરી મુમુક્ષુએ પોતાના મનને વિમલવિરાગવાળું ને પ્રમાદરહિત કરી શમદમાદિ છ સંપત્તિ પ્રાપ્ત કરવા ઉદ્યુક્ત થવું જોઇએ. તેણે પોતાના મનને જગત્‌માંથી પાછું વાળી હૃદયસ્થ બ્રહ્મમાં જોડવાના બલરૂપ શમ, જ્ઞાનેંદ્રિયોને તેમના વિષયોથી પાછી વાળી હૃદયસ્થ બ્રહ્મભણી રાખવાના બલરૂપ દમ, સદ્‌ગુરુનાં ને સત્‌શાસ્ત્રનાં વચનોમાં પ્રામાણિકપણાના અડગનિશ્ચયરૂપ શ્રદ્ધા, મન કોઇ નિમિત્તથી ક્ષોભયુક્ત થાય તેને પ્રમાણ ને યુક્તિવડે સમજાવી ક્ષોભરહિત કરવાના સામર્થ્યરૂપ સમાધાન, મનના તથા ઇંદ્રિયોના નિરર્થક બાહ્યવેગની નિવૃત્તિપૂર્વક તેની બાહ્યવિષયોમાં સ્વાભાવિક ઉદાસીનતાજેવી સ્થિતિરૂપ ઉપરતિ ને પોતાના પ્રારબ્ધકર્મવશાત્ પ્રાપ્ત થતાં ટાઢતડકાને, ભૂખતરષને તથા માનાપમાનાદિને ચિંતા ને વિલાપરહિત

સહન કરવાના સામર્થ્યરૂપ તિતિક્ષા, એ છ સંપત્તિ ધૈર્ય, સાવધાનતા ને અપૂર્વ ઉત્સાહ રાખી પ્રાપ્ત કરવી જોઇએ. માત્ર તે છ સંપત્તિનાં સ્વરૂપો સમજીને વા તેનાં નામો ને સ્વરૂપો બોલતાં શીખી લઇને સંતોષ નજ માનવો જોઇએ, પણ તે છ સંપત્તિ પોતાના મનમાં ને ઇંદ્રિયોમાં કેટલી સ્થિર થઇ છે તે સૂક્ષ્મદૃષ્ટિથી વિલોકવું જોઇએ. જેમ મૂલ્ય આપ્યા વિના કોઇ વ્યાપારીની સોનાની પાટ જોવાથી તે સોનાની પાટ જોનારની પોતાની થઇ જતી નથી તેમ આ છ સંપત્તિની પ્રાપ્તિ કર્યા વિના બ્રહ્મ પોતાનું સ્વરૂપ છતાં પણ તે પોતાનું સ્વરૂપ થઈ શોકમોહાદિની નિવૃત્તિમાં હેતુભૂત થતું નથી.

દુ:ખોની નિત્યનિવૃત્તિરૂપ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપ મોક્ષની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય છે. અત્યંત ભૂખ્યા માણસને જેમ ભોજન-સામગ્રી મેળવવાની આતુરતા રહે છે તેમ જ્યારે મુમુક્ષુને બ્રહ્મ-સાક્ષાત્કાર કરવાની ઘણી આતુરતા પ્રકટે ત્યારે તે સાચો મુમુક્ષુ કહેવાય, ને તેણે મુમુક્ષુતા પ્રાપ્ત કરી છે એમ કહેવાય.

હે મુમુક્ષુઓ! વા હે મુમુક્ષુ થવાની ઇચ્છાવાળાઓ! વા હે પોતાને મુમુક્ષુ માનનારાઓ! તમે આ સંદેશ શાંતચિત્તે વાંચશો, ને સાંભળશો, અર્થાત્ તેને નેત્રદ્વારા વા કર્ણદ્વારા અંતઃકરણના ઊંડાણમાં પહોંચાડશો, ને પૂર્વોક્ત વિવેકાદિને સુસ્થિર કરવા વા પ્રાપ્ત કરવા શ્રદ્ધાપ્રીતિથી ઉદ્યોગી રહેશો. જો આમ કરશો તો તમે હવે પછીનો ઉત્તમ સંદેશ વાંચવાસાંભળવા સુભાગી થશો. ૐ

નિત્યપ્રતિ, વા પ્રત્યેક સપ્તાહે, વા પ્રત્યેક પક્ષે, વા પ્રત્યેક માસે, વા પ્રત્યેક ઋતુએ, વા પ્રત્યેક અયને આ સંદેશનું સ્મરણ કરી તમે વિવેકાદિ સાધનો કેટલા પ્રમાણમાં પ્રાપ્ત કર્યાં તે અવશ્ય નક્કી કરતા રહેશો. આમ કરશો તોજ વેદાંતશ્રવણાદિદ્વારા તમે સર્વ પ્રકારનાં દુ:ખોનો નાશ કરી સ્થાયી પાવન સુખની અવિચલ પ્રાપ્તિ કરી શકશો.

૩૫૮ * તમારી (વાળંદની) કોમને પુરાણોક્ત નિત્યકર્મ કરવાનો અધિકાર છે એમ શાસ્ત્રીયરીતે વિચારતાં જણાય છે. તમારી જ્ઞાતિના શ્રદ્ધાલુ મનુષ્યે પુરાણોક્ત નિત્યકર્મ મેળવી તેમાં બતાવેલું નિત્યકર્મ પોતાના કલ્યાણમાટે શ્રદ્ધાપ્રીતિથી કરવું જોઇએ. તમે કોની પાસેથી, કયા શાસ્ત્રને આધારે, કેવી રીતે પ્રાયશ્ચિત્ત કર્યું ને કયા મંત્રવડે ઉપનયનસંસ્કાર પ્રાપ્ત કર્યો છે તે જાણવું જોઇએ. તમારી કોમ કયા વર્ણમાંથી નીકળી હશે તે અત્યારે નક્કી કરી સ્પષ્ટ કહી શકાય એવું નથી. ન નક્કી કરી શકાય એટલાં વર્ષોપૂર્વે તમારા પૂર્વજો ક્ષત્રિય હશે કે કેમ તે યોગ્ય પુરાવાને અભાવે નક્કી કરી શકાય નહિ. કેટલાક શૂદ્રોને ક્ષત્રિયની સાથે ભોજનવ્યવહાર કરવાનો અધિકાર હોવાથી તેઓ ક્ષત્રિય થઇ જતા નથી. બ્રાહ્મણોનું ક્ષૌર એ કર્મ છે એવું વેદવચન જાણવામાં આવ્યું નથી. હાલની સમજવિનાની ચળવળમાં એવા ભાવનું તમારી જ્ઞાતિના માસિકમાં લખાતું હોય તો તે શાસ્ત્રના આધારવિનાનું છે એમ જણાય છે. ખોટી ઘડભાંગમાં નહિ પડતાં વર્તમાનમાં પોતાની જાતિની સ્થિતિનો વિચાર કરી યોગ્ય કર્મ કરવામાં લાભ છે.

૩૫૯ * શુભભાવનાનું ફલ તેનો પરિપાક થયે શુભ થાય છે.
ચિત્તને પરમાત્મસ્વરૂપમાં સ્થિર કરવું તે યોગ છે.

પોતાના વર્ણાશ્રમધર્મના પરિપાલનરૂપ સ્વધર્મથી અંતઃકરણ નિર્મલ થાય છે. વિમલવૈરાગ્યવડે મન પરમાત્માથી ભિન્ન આ લોકના કે પરલોકના કોઈ પણ પ્રાણિપદાર્થમાં રાગવાળું રહેતું નથી. પોતાનું સ્વરૂપ વસ્તુતાએ સ્થૂલાદિ ત્રણ શરીરોથી પર છે એ નિશ્ચયની દૃઢતા કરવાથી રોગાદિવડે મન પરમાત્મભક્તિથી ચલાયમાન થતું નથી. પરમાત્માનો મહિમા ઉત્તમપ્રકારે સમજી પરમાત્મામાં સર્વથી અધિક અને કોઈ નિમિત્તથી ચલાયમાન ન થાય એવી વિશુદ્ધ પ્રીતિ તે પરમાત્માની અનન્યભક્તિ કહેવાય છે. એવી ભક્તિવડે ભક્ત બ્રાહ્મીવપુની પ્રાપ્તિ કરી પરમાત્માના સામીપ્યને પામે છે.

૩૬૦ * કોઈ કોઈ વેલા કાન ખુલ્લા હોવા છતાં કાંસાના પાત્રના રણકારાના જેવો અવાજ બહાર નીકળતો હોય તે ચિત્તની કંઇક એકાગ્રતા થવાનું સૂચકચિહ્ન સમજવું.

કફને ઉપજાવનારા પદાર્થો તમે જેમ બને તેમ ન ખાશો, અને કપાલભાતિ કરીને પછી ભસ્ત્રિકાપ્રાણાયામનો અભ્યાસ કરશો.

ડાબા હાથમાં તુલસીની માલા રેચકપૂરકની ગણત્રીને માટે રાખતા હો તો તેમાં કંઇ દોષજેવું નથી.

કુંભકનો સમય વધે એમ પ્રયત્ન કરશો.

## પત્ર ૩૬૧–૩૭૦

* જે રજપૂત કે પાટીદાર પવિત્રપણે રહેવાનું સ્વીકારે, અને જેમનો ત્રણ પેઢીથી વધારે સમય વ્રાત્યસ્થિતિમાં વ્યતીત થયો હોય તેમને મહાપ્રાયશ્ચિત્ત કરાવી વૈદિકરીતે ઉપવીત આપી શકાય. મહાપ્રાયશ્ચિત્તમાં ૩૬૦ ગૌદાનને બદલે રૂ. ૨૨॥ નિષ્ક્રય કરાવવો, અને તેમને મંત્રમાં ગાયત્રીમંત્રનો ઉપદેશ આપવો, અથવા ક્ષત્રિયને ત્રિષ્ટુપ્‌મંત્રનો અને વૈશ્યને જગતીમંત્રનો ઉપદેશ આપવો. એ મંત્રો પરિહારના પુસ્તકમાં અથવા ઉપનયનમીમાંસામાં જોશો.

૩૬૨ * જે દેવમાં તમને પરમપ્રીતિ હોય તે દેવની પ્રતિમાને આસનથી આશરે દોઢ હાથ છેટે પધરાવી, નેત્રદ્વારા નીકળતી મનોવૃત્તિને તે દેવની પ્રતિમાઉપર સ્થિર કરી કેટલીક મીનીટો બેસવું. પછી આંખો બંધ કરીને તે દેવની મૂર્તિને હૃદયમાં બની શકે તેટલી સ્થિર કરવા પ્રયત્ન કરવો. આમ સવારે આશરે પંદરવીશ મીનીટ અને સાંજે આશરે પંદરવીશ મીનીટ પ્રયત્ન કરવો, ને તેથી તમને પ્રકાશનું અને આનંદનું કેટલું ભાન થાય છે તે જણાવશો. આને લગતી વિશેષ સમજ સમીપમાં મળશો ત્યારે આપવી સુલભ થશે.

૩૬૩ * અંતઃકરણરૂપ નૌકામાં ભરાયેલા ચાંચીઆઓને પરહેજ

કરી અંધારી કોટડીમાં પૂરી દેશો. વ્યાવહારિક કારાગારના નિયમપ્રમાણે અતિ અપરાધીને અંધારી કોટડીમાં પૂરવામાં આવે છે.

નીચેના બે શ્લોકોનું મનન કરતા રહેશોઃ—

"या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
व्युत्थाय विषयेभ्यस्तां प्रतीच्येव निवेशयेत् ॥ १ ॥"
"आनंदरूपं हृत्कोषे यद् भाति प्राणिनां सदा ।
तच्छुभ्रं ज्योतिषां ज्योतिर्द्रष्टव्यं तन्मुमुक्षुभिः ॥ १ ॥"

( જડચેતનની તથા હિતાહિતની સમજવિનાના મનુષ્યોની જે શબ્દાદિ વિષયોમાં નાશ ન પામે એવી દૃઢ પ્રીતિ છે તે પ્રીતિને વિષયોમાંથી ઊપાડીને અંતરાત્મામાં પ્રવેશ કરાવવી.

પ્રાણીઓના હૃદયમાં જે આનંદરૂપ સર્વદા સ્ફુરે છે તે સૂર્યાદિ જ્યોતિઓના પણ પવિત્ર જ્યોતિરૂપ છે, તેનો મોક્ષેચ્છુઓએ સાક્ષાત્કાર કરવો જોઇએ. )

૩૬૪ * ચૈતન્યોન્મુખત્વ–ચેતનના ભણી ચિત્તવૃત્તિનું જવું. સંવેદન–જ્ઞાન. સંવિત્–ચેતન અથવા જ્ઞાન. સ્પંદ–ગતિ. જ્ઞપ્તિ–જ્ઞાન. કષાય–રાગદ્વેષના તીવ્ર સંસ્કારો. ચિદ્ધાતુ–ચેતનરૂપ મૂલ વસ્તુ. પ્રાદુર્ભાવ–પ્રકટવું. સમ્યગ્જ્ઞાન–યથાર્થજ્ઞાન. કિંચન–કાંઇ પણ. વેદન–જ્ઞાન. સ્પંદ-દ્રવ્ય–ગતિવાળી વસ્તુ. કલના–ક્રિયા, રચના અથવા કલ્પના. સન્માત્ર–કેવલસદ્રૂપ. પરાવર–બ્રહ્મ. સનાતન–અનાદિકાલથી ચાલતો આવેલો. નિર્વેદ–વૈરાગ્ય. સ્થિતપ્રજ્ઞ–જેની બુદ્ધિ બ્રહ્મમાં સ્થિર થઈ છે એવા. હંતા–હણનાર. હંતિ–હણે છે. નિરીહ–ઇચ્છારહિત.

× અંતઃકરણ ને હૃદય એક ગણાય છે. કલનાનો અર્થ કલ્પના ને ચિત્તનો અર્થ ચિંતન કરનારું અંતઃકરણ થાય છે. ચિત્ત અનાદિ છે. પ્રારબ્ધવડે તેની સ્થિતિ છે. યોગવડે તેનો નાશ થાય છે. સત્તા–હોવું. સ્ફૂર્તિ–જ્ઞાન.

જ્યારે અંતઃકરણની વૃત્તિને અને વાણીને અંતર્મુખ કરશો, આહાર નિયમમાં રાખશો, તથા ઝેરકોચલાનું સેવન બંધ કરશો ત્યારે આનંદની સ્ફૂર્તિ થવા લાગશે.

× તત્ત્વ એટલે વાસ્તવિક વસ્તુ. તે સચ્ચિદાનંદ બ્રહ્મ પણ કહેવાય, અને શરીરના અધિષ્ઠાનરૂપ આત્મા પણ કહેવાય. સચ્ચિદાનંદ એ જગત્‌નું અધિષ્ઠાન છે.

પ્રાણનો ને વાયુનો અર્થ પ્રકરણમાં જ્યાં જેમ ઘટે ત્યાં તેમ લેવો. પ્રાણવાયુ કહ્યો હોય ત્યાં પ્રાણરૂપ વાયુ લેવો.

શક્તિ–સામર્થ્ય. માયા–આ જગત્‌નું ઉપાદાનકારણ. વૈભવ–મનુષ્યાદિની મોટાઇ જણાવનારી સામગ્રી. વિભૂતિ–ઐશ્વર્ય. બ્રહ્મ એટલે નિરતિશયવ્યાપક વસ્તુ. તેને સ્વભાવ કે મોટામાં મોટો ગુણ ન કહેવાય.

જીવનું અને ઈશ્વરનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે. જીવમાં અંતઃકરણરૂપ ઉપાધિ છે. અજ્ઞાનવડે બ્રહ્મમાં જીવની અને ઈશ્વરની કલ્પના થાય છે.

બ્રહ્મજ્ઞાન થયા પછી તે જ્ઞાનીનાં શરીરાદિ વિદ્યમાન રહે ત્યાંસુધી તે જીવન્મુક્ત કહેવાય, અને તેમનું શરીર પડ્યા પછી તે વિદેહમુક્ત કહેવાય.

પ્રત્યેક સ્પંદમાં ઇચ્છા હોય નહિ. આકાશ એ માયાનું કાર્ય છે. આકાશ ને માયા એક નથી.

જ્ઞાનનાં પંદર અંગોનું જો સાધન કરાય તો પછી તે મુમુક્ષુને હઠયોગ સાધવાની અપેક્ષા ન રહે.

શરીરની અંતરનો પ્રાણવાયુ જીવનાં કર્મોના સંસ્કારવાળો હોય, ને બહારનો વાયુ તેવા સંસ્કારવિનાનો હોય. પ્રાણવાયુની નાડીઓ નાભિઆગળથી આખા શરીરમાં ફેલાય છે. તેમાટે સ્વરોદય અને ઉપનિષદો જોશો.

જ્ઞાનીને પરમાત્માનું દર્શન શરીરની અંતર અને શરીરની બહાર બંને ઠેકાણે થાય.

ત્રણ શરીરનો બાધ થાય તો આત્માનો સાક્ષાત્કાર થાય.

સમજુત અને સમજુતીનો અર્થ ક્રમથી સમજણ અને સમાધાન એવો થાય છે.

નકામી શંકાઓ અને ચિત્તની ચંચલતાને બદલે ચિત્તને સ્થિર રાખી શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી બ્રહ્મધ્યાન કરવામાં, નિત્યકર્મ કરવામાં ને શાસ્ત્રવાચન કરવામાં સમય ગાળો તો સારું.

૩૬૫ * ગુહજેવા અસંસ્કારી ભીલે પણ **"न हि रामात् प्रियतमो"**–મને આ જગત્માં રામથી વધારે વ્હાલું કોઇ પણ નથી–ઇત્યાદિ વચનથી પ્રભુનેજ પ્રિયતમ માન્યા છે, ત્યારે સંસ્કારી અનન્યભક્તિવાળાએ પ્રભુને શુદ્ધબુદ્ધિથી પ્રિયતમ માનવાજ જોઇએ એમાં કંઈ આશ્ચર્ય નથી. પ્રભુનો મહિમા જાણ્યા વિના પ્રભુમાં એવી નિષ્ઠા બંધાતી નથી. પ્રભુનો મહિમા શ્રીમદ્ભાગવતમાં નીચે પ્રમાણે જણાવ્યો છે:—

**"स्वात्मारामाश्च मुनयो निर्ग्रंथा अप्युरुक्रमे ।**
**कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥"**

**અર્થ:**-પોતાના આત્મસ્વરૂપમાં વિશ્રાંતિ પામેલા અને જેમના હૃદયમાંથી ચિજ્જડની ગ્રંથિ ભેદાઈ ગઈ છે એવા મનનશીલ પુરુષો પણ પરમાત્માની કોઈ પણ પ્રકારના સ્વાર્થવિનાની ભક્તિ કરે છે એવા સંપૂર્ણ શુભગુણવાળા હરિ–પરમાત્મા–છે.

પરમાત્માના અનન્યભક્ત પ્રહ્લાદની પેઠે પ્રભુના અનન્યભક્તે પણ પ્રભુપાસે નીચે પ્રમાણે યાચના કરવી જોઇએ:—

**"या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।**
**त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥"**

**અર્થ:**–અવિવેકીઓની વિષયોમાં જેવી ઘાટી અચલ પ્રીતિ હોય

છે તેવી પ્રીતિ આપનું વારંવાર સ્મરણ કરનાર જે હું તેના હૃદયમાંથી દૂર ન થાઓ.

સ્મરણભક્તિ, કીર્તનભક્તિ અને આત્મનિવેદનભક્તિવડે હૃદયની ઉન્નતિ વધારી પ્રભુની અનન્યભક્તિમાં મનને સુસ્થિર કરવા પ્રયત્નશીલ રહેશો. જો બની શકે તો સવારસાંજ પરમાત્માના સ્વરૂપને હૃદયમાં સુસ્થિર કરી તેમનું પંચોપચારથી, અષ્ટોપચારથી કે ષોડશોપચારથી માનસપૂજન કરવા પ્રયત્ન કરશો.

જેમ શરદ્પૂનમનો મધ્યરાત્રિનો ચંદ્ર અનેક ચંદ્રકાંતમણિપર પડે છે, અને જે ચંદ્રકાંતમણિમાં જેટલી નિર્મલતા હોય તેટલા પ્રમાણમાં તે ચંદ્રકાંતમણિ દ્રવે છે, તેમ પ્રભુ અનેકભક્તોઉપર કૃપામૃત વરસાવે છે, અને જે ભક્તના હૃદયમાં જેટલી ભક્તિ હોય તેટલા પ્રમાણમાં તે ભક્ત પરમાત્માની કૃપા ઝીલે છે.

**શ્રીભ**ગવાને આકાશવાણીદ્વારા **શ્રીના**રદજીને તેમણે જ્યારે પુનઃ દર્શન આપવાની ભગવાનને પ્રાર્થના કરી ત્યારે "**अविपक्वकषायाणां दुर्दर्शोऽहं कुयोगिनां**"–જેના તીવ્રરાગદ્વેષરૂપ કષાયદોષ પાક્યા નથી એવા અપવિત્ર હૃદયવાળા યોગીને મારું દર્શન દુઃખે કરીને પણ થઈ શકે એવું નથી—એમ કહ્યું છે, તે સ્મરણમાં રાખી, તેને વિચારી, પ્રભુની અનન્યભક્તિ કરવા ઇચ્છનારે પોતાના અંતઃકરણમાં રહેલા કષાયોને પરિપક્વ કરવા જોઇએ.

૩૬૬ * તમે કરેલો નિશ્ચય સુસ્થિર રાખવા પ્રયત્નશીલ રહેશો. મનની વ્યવસ્થારહિત સ્થિતિ જીવને ઘણો અપકાર કરે છે.

× ભય ને ચિંતાથી મનને ઘણામાં ઘણું મોકળું રાખવું.

× મૂલબંધ સુખપૂર્વક જેટલો સમય રાખી શકાય તેટલો સમય રાખવો. ઉડ્ડીયાનબંધ પૂરો ન કરતાં માત્ર નાભિને બરડાની કરોડભણી ખેંચવાની ક્રિયા ૫૦૧ ગણીને સવારસાંજ બંને વેલા કરવી.

વૃક્ષાસન ને અર્દ્ધપદ્માસન જાલંધરબંધરહિત સવારે મલત્યાગની હાજત ન હોય તો મલત્યાગ કર્યા પહેલાં પણ થઈ શકે, નહિ તો સ્નાન કર્યા પછી તે કરવાં.

જે કર્મ અનુચિત કે અપકારક હોય તે કર્મ મૂર્ખ જનસમૂહને કે ઘરનાં અણસમજુ મનુષ્યોને પ્રસન્ન રાખવા મુમુક્ષુએ કરવું યોગ્ય ગણાતું નથી.

× અસાધાણ પ્રયોજન હોય ત્યારે દ્વિજથી બરફ પાણીમાં નાંખી વાપરી શકાય.

આળસને તથા પ્રમાદને વશ ન થવું જોઇએ. જીવભાવને લઇને થયેલા કુવિચારો જાણ્યા. વિવેકને સર્વદાજ જાગ્રત્ રાખી જીવભાવને વશ રાખવા પ્રયત્નશીલ રહેશો.

કામકાજ કરતાં મગજને તથા આંખને શ્રમ જણાય તો આશરે પાંચ મિનિટ આંખો બંધ રાખી તેમને વિશ્રાંતિ આપવી. પ્રયોજન-વિનાનું જે તે વાંચવું નહિ.

અવકાશ હોય તો મયૂરાસન, પશ્ચિમતાનાસન ને કુક્કુટાસન પણ કરવાં.

૩૬૭ * **ॐ त्र्यंबकं यजामहे॰** એ વૈદિકમૃત્યુંજયમંત્ર છે. પૌરાણિકરીતે વા તાંત્રોક્તરીતે તેમાં બીજમંત્રોરૂપે એ મંત્રની આગળ અને પાછળ ॐ પછી **हौं जूं सः** મૂકાય છે. એ વધારો સકામપ્રયોગ કરનારને માટે છે. જો ચિત્તશુદ્ધિમાટે કે પરમાત્માનો અનુગ્રહ મેળવવા-માટે **ॐ त्र्यंबकं॰...** ઇત્યાદિ મંત્ર જપવો હોય તો તેની આગળ અને પાછળ પ્રણવ મૂકી તેનો જપ કરવો જોઇએ. એ વૈદિકપદ્ધતિ છે. પ્રણવસહિત ત્રણ વ્યાહૃતિ આગળ મૂકી શકાય. પૌરાણિક બીજો ને વ્યાહૃતિસહિત આખો મંત્ર નીચે પ્રમાણે સંપુટની રીતે છેઃ—

**ॐ हौं जूं सः ॐ भूर्भुवः स्वः ॐ त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्धनं उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॐ सः जूं हौं ॐ स्वः भुवः भूः॥**

અઘોરમંત્ર નીચે પ્રમાણે છેઃ—

**“अघोरेभ्योऽथ घोरेभ्यो घोरघोरतरेभ्यः ।**
**सर्वेभ्यः सर्वशर्वेभ्यो नमस्ते अस्तु रुद्ररूपेभ्यः ॥”**

(શાંતરૂપ, ભયંકરરૂપ, વળી અત્યંત ભયાનકના પણ ભયાનકરૂપ, સર્વરૂપ, સર્વ સ્થાવરજંગમના સંહર્તારૂપ ને રુદ્રસ્વરૂપ આપને મારા નમસ્કાર હો.)

અઘોરમંત્રનો જપ કરનારે ન્યાસ કરવાની ખાસ અગત્ય નથી, કેમકે ન્યાસ એ તાંત્રોક્તકર્મ છે. છતાં ન્યાસ કરવાની ઇચ્છા થાય તો શિવપંચાક્ષરમંત્રના ન્યાસને અનુસરીને તેના ન્યાસ કરી શકાય.

૩૬૮ * વિષયાનુરાગનો ત્યાગ કરવાથી ને પરમાત્મસ્વરૂપમાં પરમાનુરાગ રાખવાથી આ દુઃખમય ભવસાગર તરી શકાય છેઃ—

**“विनिवृत्त्य रतिं विषये विषमां, परिमुच्य शरीरनिबद्धमतिम् ।**
**परमात्मपदे भव नित्यरतो, जहि मोहमयं भ्रममात्ममतेः ॥”**

(વિષયમાં રહેલી ભયંકર પ્રીતિને અત્યંત નિવૃત્ત કરીને, અને શરીરમાં બંધાયેલા હુંપણાના નિશ્ચયનો પરિત્યાગ કરીને, પરમાત્મ-સ્વરૂપમાં નિત્યપ્રીતિવાળો થા, અને આત્મબુદ્ધિના મોહમય ભ્રમનો ત્યાગ કર.)

૩૬૯ * શાસ્ત્રસંસ્કારવાળી બુદ્ધિની પાછળ ઇંદ્રિયો ને મન પ્રસન્નતાથી ચાલે એવો પ્રયત્ન રાખવો જોઇએ. તમારા હૃદયની શુભ-ભાવનાથી સંતોષ થયો.

દ્વિભુજ પરમેશ્વરસદૃશ થઇ સ્વસ્વરૂપે સ્થિતિ કરી કૃતાર્થ થવા-માટે ધનના તથા યોષિત્‌ના સ્વરૂપનો વિવેક પૂજ્ય આચાર્યભગવાન્ કહે છે તે રીતે કરી મનને તેમાં વિરાગવાળું કરવું જોઇએઃ-

**“अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥”**

"नारीस्तनभरजघननिवेशं दृष्ट्वा मायामोहावेशम्।
एतन्मांसवसादिविकारं मनसि विचारय वारंवारम्॥"

(ધન અનર્થરૂપ છે એમ નિત્ય ભાવના કર, તેથી સત્યસુખની લગારે પ્રાપ્તિ થતી નથી, ધનવાનોને પુત્રથી પણ ભય થાય છે, આ સર્વત્ર વિધાન કરાયેલી રીત છે.

સ્ત્રીનાં ભરાઉ સ્તનની ને જઘનની રચના જોઇને પુરુષને મિથ્યા-મોહનો વેગ પ્રકટે છે. તે માંસ ને ચરબીનું કાર્ય છે એમ મનમાં વારંવાર વિચાર.)

૩૭૦ * જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયરૂપ ત્રિપુટીમાં જે જ્ઞાનશબ્દ છે તેનો અર્થ પદાર્થાકાર થયેલી અંતઃકરણની વૃત્તિ એવો થાય છે. જ્ઞાનેંદ્રિયોમાં અને અંતઃકરણમાં તેમને પોતાના વિષયોને પ્રકાશવાનું બલ આપનાર જ્ઞાનસ્વભાવવાળો આત્મા છે, અને નામ, રૂપ ને ક્રિયાની સાથે સંબંધ રાખનારું વૃત્તિજ્ઞાન તે મિથ્યા છે, કેમકે વૃત્તિરૂપ ઉપાધિને લઇને તેનો સદ્ભાવ છે. જેમ સુવર્ણના અને મૃત્તિકાના વિવર્તકાર્યરૂપ કુંડલાદિ અને ઘટાદિ છે, તે મિથ્યા છે, ને તેમનું કારણ સુવર્ણ ને મૃત્તિકા સત્ય છે, તેમ વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મ સત્ય છે, અને તેના વિવર્તકાર્યરૂપ જગત્ મિથ્યા છે.

દ્રષ્ટા જે વેલા દૃશ્યને જુએ છે તે વેલા તે દૃશ્ય બ્રહ્મના વિવર્ત-રૂપે ઉપજે છે એમ દૃષ્ટિસૃષ્ટિવાદનો નિર્ણય છે, અને ઈશ્વરકૃત પદાર્થ પ્રથમ વિદ્યમાન હોય છે, ને પછી જીવ તેને જુએ છે એવો સૃષ્ટિ-દૃષ્ટિવાદનો નિર્ણય છે.

તમારા અંતઃકરણમાં જો વિવેકાદિ ને શ્રવણાદિ સાધનો ઊંચા પ્રકારે યત્ન કરી દૃઢ કરાય તો તમને બ્રહ્માનુભવ થોડા સમયમાં થાય.

પોતાના સદ્ગુરુના ઉપદેશનું ઉત્તમ પ્રકારની શ્રદ્ધાથી ને ઉત્તમ પ્રકારની ભક્તિથી અનુસરણ થાય, અને ઉત્તમ પ્રકારે મનનનિદિધ્યાસન

કરાય તો પોતાના સદ્‌ગુરુથી દૂર રહ્યા છતાં પણ બ્રહ્મસાક્ષાત્કાર કરી કૃતાર્થ થઈ શકાય.

કામક્રોધાદિને ઉત્તમ પ્રકારે વશ રાખી નિદિધ્યાસન કરાય તો અંતઃકરણનો ને આત્માનો ભેદ સમજાઈ આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકાય. દુર્વાસાઋષિ ક્રોધને વશ નહોતા, પણ પ્રયોજન-વશાત્ ક્રોધને વશ રાખીને ક્રોધીની પેઠે વર્તતા હતા.

સમુદ્રમાંનાં માછલાં વગેરેનાં શરીરો પાંચ ભૌતિક ગણાય, અને તેમાં જલતત્ત્વ પ્રધાન હોય. ભુવર્લોકથી માંડીને સત્યલોકસુધીમાં રહે-નારા દેવોનાં શરીરો પાંચભૌતિક હોય, અને તેમાં તેજસ્તત્ત્વ પ્રધાન હોય.

સર્વ પ્રાણીઓના આત્માને કૂટસ્થ કહી શકાય.

હું બ્રહ્મ છું, ને આ દૃશ્ય મિથ્યા છે તેમ માની પહેલી ભાવનાનો પ્રથમ પરિપાક કરવો. સર્વ પ્રાણીઓના આત્માની વાસ્તવિક રમણીયતા છે, ચિદાભાસની કથનમાત્ર રમણીયતા છે.

## પત્ર ૩૭૧-૩૮૦

* સાચું સ્વરાજ્ય જેને શાસ્ત્રો સ્વારાજ્ય એટલે અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન કહે છે તે છે.

× શાસ્ત્રોક્ત શુભકર્મવડે અને પ્રાપ્તવ્યવહાર સારી રીતે કરવાવડે અંતઃકરણની શુદ્ધિ થાય છે, ને શુદ્ધ થયેલું હૃદય સ્થિર થઈ પરમાત્માનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. કોઈ કવિ દર્પણનું દૃષ્ટાંત આપીને એજ ઉપદેશ કરે છેઃ—

"જાકા દર્પન ઊજલા સો મુખ દેખે માંહીં; જાકી મેલી આરસી સો મુખ દેખે નાંહીં."

અંતઃકરણની સ્થૂલતા અને ચંચલતા દૂર થાય છે ત્યારે અંતઃ-કરણ સૂક્ષ્મ ને સ્થિર થાય છે. એવું સ્થિર અને સૂક્ષ્મ અંતઃકરણ પરમાત્માનો મહિમા સમજી અંતઃકરણના તાપોને શાંત કરનારી પરમા-

ત્માની અનન્યભક્તિ કરી શકે છે, માટે પરમાત્માની કૃપા સંપાદન કરવા ઇચ્છનાર મનુષ્યે **"मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु"** તથા **"सर्वधर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज"** એ શ્રીકૃષ્ણભગવાનના ઉપદેશને અનુસરી પોતાના મનને પરમાત્મપરાયણ કરવું જોઇએ. પરમાત્માનું સતત સ્મરણધ્યાન કરવાથી ભક્ત કીટભ્રમરન્યાયે પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે.

ભક્તનું અંતઃકરણ જ્યારે પ્રેમપયોનિધિ પરમાત્માના સ્વરૂપમાં અનન્યભક્તિવડે સુસ્થિર થાય છે ત્યારે તે ભક્તને પરમાત્માના પરમપવિત્ર અને માધુર્યપ્રપૂર્ણ પ્રેમનો અનુભવ થાય છે. પરમાત્માના ભક્તો સંસારની તૃષ્ણાઓનો ત્યાગ કરતા રહે છે એ વાત પરમાત્માએ આકાશવાણીદ્વારા શ્રીનારદજીને **"मत्कामः शनकैः साधुः सर्वान्मुञ्चति हृच्छयान्"** (મારી પ્રાપ્તિની ઇચ્છા કરનારો સજ્જન ધીરે ધીરે પોતાના હૃદયમાં રહેલી સર્વ કામનાઓનો પરિત્યાગ કરે છે,) એ વચનોથી અને શ્રીભગવાને ભગવદ્‌ગીતામાં **"निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्"** (સુખદુઃખાદિરૂપ દ્વંદ્વરહિત, અચલ ધૈર્યવાળા, યોગક્ષેમની ચિંતાથી રહિત અને સાવધાન થાઓ,) એ વચનોથી કહ્યું છે. જંજાળમાં પડેલા જીવોએ બહુજ ધૈર્ય, બહુજ સાવધાનતા અને પરમાત્મામાં ગાઢ પ્રીતિ રાખીને અંતઃકરણને ઘણામાં ઘણું પરમાત્માભિમુખ રાખવાનું છે, માટેજ સંતો નીચે પ્રમાણે ઉપદેશ કરે છે:—

"આપા ઉલઝેં ઉલઝીઆ, દીસે સબ સંસાર;
આપા સુલઝે સુલઝીઆ, સો બિરલા સંસાર." ૧
"જીવ જંજાલોં પડ ગયા, ઉલઝા નવ મણ સૂત;
કોઇ એક સુલઝે સાવધાન, ગુરુવાયક અવધૂત." ૨

અખંડાનંદ પરમાત્માનું સતત સ્મરણ કરી મનને સર્વદા અખંડાનંદમાં નિમગ્ન રાખશો.

અંતઃકરણનો પરિતાપ જેટલો પરમાત્મભક્તિથી શમે છે તેટલો યમાદિ અષ્ટાંગયોગવડે પણ શમતો નથી એમ શ્રીમદ્‌ભાગવતનાં "**यमादिभिर्योगपथैः, कामलोभोपहतो मुहुः । मुकुन्दसेवया यद्वत्, तथाऽऽत्माद्धा न शाम्यति ॥**" (કામ અને લોભાદિથી વારંવાર પરાભવ પામતા મનની શાંતિ જેવી ભગવાન્‌ની સેવાથી થાય છે તેવી યમાદિ યોગસાધનોવડે સાક્ષાત્ શાંતિ થતી નથી,) એ વચનોવડે કહ્યું છે. **શ્રીવ્યાસજીએ** પણ નીચેનાં વચનવડે એજ વિચાર પ્રકટ કર્યો છે:–"**अनर्थोपशमं साक्षात् भक्तियोगमधोक्षजे**" (પરમાત્માની ભક્તિવડે અનર્થની સાક્ષાત્ નિવૃત્તિ થાય છે.)

ચિત્તશુદ્ધિમાં, ભક્તિમાં, વૈરાગ્યમાં ને આત્મનિષ્ઠામાં કેટલો કેટલો વધારો થાય છે તે વારંવાર જોતા રહેશો.

પરમાત્માના અનન્યભક્તે શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાથી એવો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી **શ્રીનારદજીએ** **શ્રીવ્યાસજીને** પોતાની નીચે પ્રમાણે સ્થિતિ બતાવી તેવી સ્થિતિને જીવતાં પ્રાપ્ત કરી શકાય:–

"**आहुत इव मे शीघ्रं, दर्शनं याति चेतसि**" (જેમ કોઇને નિમંત્રણ કર્યું હોય અને તે પધારે તેવી રીતે પ્રભુ જ્યારે હું ઇચ્છું ત્યારે મારા અંતઃકરણમાં શીઘ્ર દર્શન આપે છે.)

૩૭૨ * પરમાત્માનો મહિમા સમજી તેમની અનન્યભક્તિમાં ઉત્તરોત્તર વધારો કરતા રહેશો. હૃદયને પરમાત્મભક્તિથી જેટલું જેટલું વધારે ભીંજવતા રહેશો તેટલું તેટલું તમારું હૃદય વધારે સુખાનુભવ કરવા લાગશે.

ચાતકની જેવી મેઘમાં ને ચકોરની જેવી ચંદ્રમાં એકનિષ્ઠાવાળી દૃઢ પ્રીતિ છે તેવી ભક્તની એકનિષ્ઠાવાળી દૃઢ પ્રીતિ પ્રભુસ્વરૂપમાં હોય છે.

વિમલ પ્રેમથી પ્રભુતણું, કરવું સમરણધ્યાન;
એ કર્તવ્યમાં રત રહી, ભૂલવું જગનું ભાન. ૧

૩૭૩ * નીચેના શ્લોકોનું મનન કરશોઃ—

"तिष्ठंत्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।
न भीतिर्बोधसम्राजः कीर्तिः प्रत्युत तस्य तैः ॥ १ ॥"
"क्षुधया पीड्यमानोऽपि न विषं ह्यत्तुमिच्छति ।
मिष्टान्नध्वस्ततृड् जानन्नामूढः तज्जिघत्सति ॥ २ ॥"

**અર્થઃ**—બોધરૂપ ચક્રવર્તી રાજાએ મારેલાં અજ્ઞાન અને તેનાં કાર્યરૂપ મુડદાં ભલે રહો.—પ્રતીત થાઓ. તેથી બોધરૂપ ચક્રવર્તી રાજાને કંઇ પણ ભય નથી, ઊલટી તેવડે તેમની કીર્તિ છે. ૧

ભૂખથી પીડાતો માણસ પણ ઝેર ખાવાને ઇચ્છતો નથી, તો મિષ્ટાન્નવડે જેની ક્ષુધાનો નાશ થયો છે એવો ઝેરને જાણતો છતો વિવેકી પુરુષ ઝેર ખાવાને ઇચ્છે નહી એમાં શું કહેવું ? ૨

૩૭૪ * વિવેકાદિ ચાર સાધનોનો તમારા અંતઃકરણમાં કેટલો કેટલો પરિપાક થયો છે તે વારંવાર સૂક્ષ્મદૃષ્ટિથી જોતા રહેશો, ને તેમાંના જે જે સાધનમાં જેટલી જેટલી અપકવતા જણાય તેટલી તેટલી અપકવતા શ્રદ્ધા, ઉત્સાહ, ધૈર્ય ને સાવધાનતા રાખી દૂર કરવા સતત પ્રયત્નશીલ રહેશો.

વાણીનો નિગ્રહ રાખવા ને બાહ્ય નિમિત્તોથી પ્રકટતા મનના આવેશોને વશ રાખવા નિરંતર સાવધાનતા સેવાતી હશે. આત્માના પરમાનંદસ્વભાવમાં બુદ્ધિને સ્થિર રાખી તેને પરમાનંદાનુભવવાળી રાખશો. નીચેના શ્લોકોનું વાચનમનન કરી આત્માને બુદ્ધિથી પૃથક્ અનુભવી બુદ્ધિનું બહિર્મુખપણું ઉત્તરોત્તર ન્યૂન કરતા રહેશોઃ—

"आनन्दैकस्वभावोऽपि कर्तृविज्ञानसंगमात् ।
निजानन्दं तिरस्कृत्य कदाचिच्छोकमाप्नुयात् ॥ १ ॥
समाधिसुप्तिमूर्च्छासु विज्ञानस्य लये सति ।
नित्यानन्दस्वरूपेऽस्मिन् शोकोऽल्पोऽपि न वीक्षते ॥ २ ॥

**परोक्षोऽपि विमूढानां विद्वद्भिरवलोक्यते ।**
**सर्वेऽपि विषयानन्दाः प्राप्ता दृष्टे निजात्मनि ॥ ३ ॥"**

**અર્થ:**–આત્મા આનંદસ્વભાવવાળો છતાં પણ કર્તાપણાના અભિમાનવાળી બુદ્ધિની સાથે એકપણું પામવાથી તે નિજાનંદનો તિરસ્કાર કરીને ક્યારેક શોકને પામે છે. ૧ સમાધિ, સુષુપ્તિ અને મૂર્ચ્છામાં વિજ્ઞાનનો (બુદ્ધિનો) લય થવાથી નિત્યાનંદસ્વરૂપ તે આત્મામાં જરા પણ શોક જોવામાં આવતો નથી. ૨ અત્યંત મૂઢ માણસને આત્માનંદ પરોક્ષ છતાં પણ બ્રહ્મવેત્તાઓને તે અનુભવમાં આવે છે. પોતાના આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી સર્વે વિષયાનંદ પ્રાપ્ત થયાજેવા થાય છે. ૩

પ્રાપ્તવ્યવહાર જેટલો બની શકે તેટલો પરિમિત કરવો, નિરર્થક પ્રવૃત્તિઓમાં મૂલ્યવાન્ સમયનો વ્યય ન કરવા સાવધાનતા સેવવી, અને અવિદ્યાની નિવૃત્તિ કરવા મનને જેટલું બને તેટલું અંતર્મુખ કરવું:—

**"न ब्रह्मणि मनोजन्यस्फूर्तिस्तस्मादगम्यता ।**
**मनसि ह्यंतर्मुखे नष्टेऽविद्या तेन शक्तिता ॥ १ ॥"**

**અર્થ:**–બ્રહ્મમાં મનવડે ઉત્પન્ન થતી ઘટાદિના જેવી સ્ફૂર્તિ નથી તેથી બ્રહ્મના જ્ઞાનમાં મનનું અશક્તપણું છે, અને મન અંતર્મુખ થવાથી અજ્ઞાનનો નાશ થાય છે માટે બ્રહ્મના જ્ઞાનમાં મનનું શક્તિવાળાપણું છે. ૧

**"दिनमपि रजनी सायं प्रातः, शिशिरवसंतौ पुनरायातः । कालः क्रीडति गच्छत्यायुः"** એ આચાર્યભગવાન્‌ના ઉપદેશનું અનુસ્મરણ રાખી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર કરવા નિરંતર ઉદ્યુક્ત રહેવું જોઇએ.

વ્યવહારનાં સામાન્ય કામો લંબાવાય તેમાં બહુ હાનિ નથી, પણ પરમાર્થનાં સાધનોના સેવનરૂપ કાર્યો લેશ પણ લંબાવવાયોગ્ય નથી એમ વિદ્વાનો કહે છે:—

"श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
न हि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥"

**અર્થ:**–કાલ કરવાનું શુભકામ આજે કરવું, બપોરપછી કરવાનું શુભકામ સમય મળે તો બપોરપહેલાં કરવું, કેમકે આણે પોતાનું કામ કર્યું કે નથી કર્યું એની વાટ મરણ જોતું નથી.

તત્ત્વાનુસંધાન, અશુભવાસનાક્ષય ને મનની સ્થૂલતાનો તથા ચંચલતાનો નાશ એ ત્રણ સાધનોનો પરિપાક કરી દૃઢ બ્રહ્મસાક્ષાત્કારવડે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢવા સમર્થ થવાય એજ ઇચ્છવાયોગ્ય છે:—

"अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।
अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥"

**અર્થ:**–અમારું પુણ્ય આશ્ચર્યરૂપ છે, અમારું પુણ્ય આશ્ચર્યરૂપ છે. તે પુણ્ય સુદૃઢરીતે શીઘ્ર ફલીભૂત થયું છે. આ પુણ્યની પ્રાપ્તિથી અમે સુભાગી છીએ, અમે સુભાગી છીએ.

૩૭૫ * હૃદયને બની શકે તેટલું પરમાત્માના સ્મરણધ્યાનવડે અને શુભાશાવડે ચિંતાથી રહિત રાખવા પ્રયત્ન કરશો. ભાવિના અનિષ્ટ વિચારોવડે, નિરાશાવડે અને વ્યાકુલતાવડે હૃદયનું સાત્ત્વિકબલ નાશ નહિ કરતાં શુભાશા રાખી પરમાત્માનું પરમાદરથી સ્મરણધ્યાન કરશો, અને પ્રાપ્તવ્યવહાર જાગ્રત્ રહીને સેવશો. જેમની પાસે પૂર્વનું પુણ્ય ન હોય તેમણે નવું પુણ્ય સંપાદન કરી તેના પરિપાકવડે તેના ફલરૂપ સુખનો અનુભવ કરવો.

કુટુંબમાં વસનારાં અનેક માણસોનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્મો હોય છે તેથી એક માણસ ઘણામાં ઘણું પુણ્ય ન કરે ત્યાંસુધી સર્વને શીઘ્ર ઉત્તમપ્રકારના સુખનો અનુભવ થતો નથી.

૩૭૬ * પરમાર્થનાં સાધનોમાં ઊંડા ઊતરી તે સાધનો જેટલાં વધારે બની શકે તેટલાં શ્રદ્ધાપ્રીતિથી કરવાં. સંસારનાં કામોમાં જેવો

ઉત્સાહ રહે છે તેવો કે તેથી વધારે ઉત્સાહ હવે પરમાર્થનાં સાધનોમાં રાખવો આવશ્યક છે. ક્ષણે ક્ષણે મનુષ્યનું આયુષ્ય ઓછું થતું જાય છે, અને જાગૃતિ રાખ્યા વિના જીવના ઉદ્ધારનું કામ થઈ શકતું નથી, માટેજ **શ્રીના**રાયણદાસ નીચે પ્રમાણે કહે છે:—

"બહુત ગઈ થોરી રહી, **ના**રાયણ અબ ચેત;
કાલચીરૈયાં ચુગ રહી, નિશદિન આયુખેત."

તમે જાણો છો કે દિવસપછી દિવસ, અઠવાડીઆંપછી અઠવાડીઆં ને મહીનાપછી મહીના ચાલ્યાજ જાય છે, અને ખરી કમાણી કરવા જોઇએ તેવો આગ્રહ સેવાતો નથી.

૩૭૭ * **શ્રીસૂક્ત ઋ**ગ્વેદી મનાય છે. હમણાં જે શાખાનો **ઋ**ગ્વેદ છપાયેલો મળે છે તેમાં તે નથી, તેમજ **ય**જુર્વેદ, **સા**મવેદ ને **અ**થર્વવેદમાં પણ તે નથી. જેમ **સા**મવેદની ઉચ્છિન્ન થયેલી **ત**લવકાર-શાખામાંની કેન-ઉપનિષદ્ અવશેષ રહી છે તેમ **ઋ**ગ્વેદની ઉચ્છિન્ન થયેલી કોઈ શાખામાંથી આ પ્રચલિત **શ્રીસૂક્ત** રહ્યું હશે એમ અનુમાન થાય છે. એમ હોવાથી **શ્રીવિ**દ્યારણ્યસ્વામી આદિએ તેના ઉપર ભાષ્યો લખેલાં છે.

**ઋ**ગ્વેદના અને **ય**જુર્વેદ આદિના કર્મકાંડમાં વિશેષે લક્ષ્મી-આરાધનમાં **શ્રી**સૂક્તનો પાઠ ચાલી શકે છે, અને તે વૈદિક છે એમ માનવામાં પ્રત્યવાય નથી.

૩૭૮ * જો બની શકે તો સવારસાંજ છબીસામી એકાદ બે મિનિટ દૃષ્ટિ ઠરાવી પછી આંખો વીંચી છબીને હૃદયમાં જોવી. પુનઃ વળી એ પ્રમાણે કરવું, એમ આશરે દશ બાર મિનિટ એ ક્રિયા કરવી, પછી હૃદયમાં મૂર્તિ સ્થિર રહેવા લાગે ત્યારે સવારસાંજ શાંતચિત્તે પ્રીતિ-પૂર્વક ચંદન, અક્ષત, પુષ્પમાલિકા, ધૂપ, દીપ, નૈવેદ્ય અને પ્રણામ એ માનસોપચારવડે માનસપૂજન કરવું.

સંસારના પ્રાણિપદાર્થમાં જ્યાં જ્યાં રાગ રહ્યો હોય ત્યાં ત્યાંથી સર્વ પ્રાણિપદાર્થનું ક્ષણભંગુરપણું સમજી એ રાગને દૂર કર્યા કરવો. પરમાત્માથી ભિન્ન સર્વ અસત્ય અને તુચ્છ છે એમ સમજી સર્વ માયિક પ્રાણિપદાર્થમાંથી પ્રીતિ ઊતારી નાંખી પરમાત્માના સ્વરૂપમાં મનને પરમપ્રીતિવાળું કરવું.

અંતઃકરણને અને નેત્રાદિ ઇંદ્રિયોને હૃદયમાં બિરાજતા પ્રભુની અભિમુખ રાખી તેમાં સ્થિર કરવાનો પ્રયત્ન કરવો.

અહિંસા, સત્ય અને અસ્તેયાદિ સ્વધર્મનું પાલન કરવું, અને શાસ્ત્રોક્ત સદાચાર પાળવો.

તમારું સ્વરૂપ સ્થૂલ, સૂક્ષ્મ કે કારણશરીર નથી. જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ તમારી અવસ્થા નથી, પણ તે અવસ્થાઓ અંતઃકરણની છે, વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ એ તમારું સ્વરૂપ નથી, પણ તે ત્રણ શરીરના અભિમાની કલ્પિત જીવનું સ્વરૂપ છે, અને તમે તો સચ્ચિદાનંદરૂપ આત્મા છો એવો નિશ્ચય વારંવાર કર્યા કરવો.

પરમાત્માનો મહિમા શાસ્ત્રથી ને સત્સંગથી જાણી તેમાં પોતાના મનને સર્વથી અધિક અને અવિચલ પ્રીતિવાળું કરવું.

ચકોરનું મન જેવું ચંદ્રમાં પ્રીતિવાળું રહે છે, ચાતકનું મન જેવું મેઘમાં પ્રીતિવાળું રહે છે, અને ચક્રવાકનું મન જેવું સૂર્યમાં પ્રીતિવાળું રહે છે તેવું પરમાત્માના ભક્તે પોતાનું મન પરમાત્મામાં પ્રીતિવાળું રાખવું જોઇએ.

નીચે પ્રમાણે પરમાત્માની પ્રાર્થના કરતાં રહી મનની શુદ્ધિમાં, સ્થિરતામાં, પ્રભુભક્તિમાં ને જ્ઞાનનિષ્ઠામાં વધારો કરતાં રહેશોઃ—

"भूमौ स्खलितपादानां [illegible]मिरेवावलंबनम् ।
त्वयि जातापराधानां त्वमेव शरणं प्रभो ! ॥"

"नमोऽकिंचनवित्ताय निवृत्तगुणवृत्तये ।
आत्मारामाय शांताय कैवल्यपतये नमः ॥"

(ભૂમિઉપર ચાલતાં પગ લપસી જાય તો તેનું ભૂમિજ આલંબન છે તેમ હે પ્રભો! મારાથી આપપ્રતિ કંઈ અપરાધો થયા હોય તો આપજ મારું શરણ છો.

જેમની પાસે કંઈ ધન નથી, અર્થાત્ ધનની તૃષ્ણાવિનાના, અને ત્રણ ગુણોની વૃત્તિઓ જેમાંથી નિવૃત્ત થઈ ગઈ છે એવા આપને મારા નમસ્કાર. આત્મસ્વરૂપમાં વિશ્રાંતિ પામેલા, અત્યંત શાંત અને મોક્ષના અધિપતિ એવા આપને મારા પ્રણામ.)

૩૭૯ * પરમાત્માનું સ્મરણધ્યાન કરવાથી વિરાગરૂપ તીક્ષ્ણ ધારવાળા કુઠારની પ્રાપ્તિ થયે સંસારમાં રહેલા રાગદ્વેષનું છેદન કરી શકાશે.

મનુષ્યનું બાલપણ રમતગમતમાં વીતી જાય છે, જુવાની આજીવિકાનાં સાધનો સંપાદન કરવામાં ને વિષયોના સેવનમાં વ્યતીત થઈ જાય છે, અને ઘડપણમાં મનુષ્ય ચિંતાને વશ થઈ જાય છે, એટલે મનુષ્ય પોતાનું પારમાર્થિક હિત સાધી શકતો નથી, માટે મનુષ્યે પોતાનું પારમાર્થિક હિત સાધવામાં ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

જિજ્ઞાસુ મનુષ્યે નીચે પ્રમાણે શુભવિચાર ને પ્રભુપ્રાર્થના કર્યા કરવાં જોઇએઃ—

**"पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनं।**
**इह संसारे खलु दुस्तारे कृपयाऽपारे पाहि मुरारे॥"**

(નિશ્ચય આ દુઃખથી તરી શકાય એવા અપાર સંસારમાં જીવનું વારંવાર જન્મવું, વારંવાર મરવું, અને વારંવાર માતાના ઉદરમાં શયન કરવું થયા કરે છે. હે મુરદૈત્યનો નાશ કરનાર પ્રભો! કૃપા કરી તેમાંથી મારું રક્ષણ કરો.)

અગત્યનાં શુભ કામ માણસે શીઘ્રજ કરવાં જોઇએ, માટેજ કોઈ કવિ કહે છે કેઃ—

"કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
કાલ અચાનક આઇસી, તબ કરેગો કબ?"

સાત્ત્વિકી શ્રદ્ધા, ઉત્સાહ, વ્યવહારપરમાર્થનાં કાર્યોની વ્યવસ્થા ને કર્તવ્યનિષ્ઠામાં વધારો કરી નિત્યકર્મ, જપ, દેવપૂજન, વૈશ્વદેવ, શાસ્ત્રવાચન ને પરમાત્મધ્યાન કરતા રહેશો.

૩૮૦ * શ્રદ્ધા, ઉમંગ અને જાગૃતિ રાખી બ્રહ્મસ્વરૂપનું અનુસંધાન કરવા સતત પ્રયત્નશીલ રહેશો. અંતઃકરણ શુદ્ધ, સ્થિર અને સૂક્ષ્મ કરી તેમાં સચ્ચિદાનંદરૂપ આત્માનો આવિર્ભાવ કરવો જોઇએ. એમ કરવાથી અજ્ઞાનનો બાધ થશેઃ—

"तथा वेदांतवाक्योत्थधीवृत्तौ प्रतिबिंबितम् ।
स्वप्रकाशात्मचैतन्यं कृत्स्नाज्ञानस्य बाधकम् ॥"

(જેમ અરણીમાંથી પ્રકટેલો અગ્નિ કાષ્ઠનો દાહ કરે છે તેમ વેદાંતનાં મહાવાક્યવડે બુદ્ધિવૃત્તિમાં પ્રતિબિંબિત થયેલું સ્વયંપ્રકાશસ્વરૂપવાળું ચેતન સઘળા અજ્ઞાનનો બાધ કરે છે.)

મનને અંતર્મુખ કરી મનની સ્થૂલતાનો નાશ કરવા પણ પ્રયત્ન સેવશો.

બ્રહ્મભાવનાવડે સાંસારિક વાસનાઓનો, વિશેષે આસુરી વાસનાનો, દેહવાસનાનો, શાસ્ત્રવાસનાનો ને લોકવાસનાનો નાશ કરતા રહેશો.

## પત્ર ૩૮૧-૩૯૦

* મુમુક્ષુપુરુષે વિવેકવડે કનકકાંતામાં રહેલો ઘાટો અનુરાગ ક્રમથી શિથિલ કર્યા કરવો જોઇએઃ—

અનાદિકાલથી જીવને, ધનદારામાં રાગ;
સુદૃઢ વિવેકવિરતિવિના, થાય ન તેનો ત્યાગ. ૧

"अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।
नाशे दुःखं व्यये दुःखं धिगर्थान्क्लेशकारिणः ॥"

"मांसपांचालिकायास्तु यंत्रलोलेंऽगपंजरे ।
स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥"

(દ્રવ્ય મેળવવામાં ક્લેશ છે, તથા તેના રક્ષણમાં ક્લેશ છે, નાશ થાય તેમાં દુઃખ છે, ને ખર્ચવામાં દુઃખ છે, એવા ક્લેશ આપનાર દ્રવ્યને ધિક્કાર છે.

નાડીઓ, હાડકાં ને માંસાદિની ગાંઠોવાળી માંસની પુતળીરૂપ સ્ત્રીના યંત્રના જેવા ચપલ શરીરરૂપ પિંજરામાં શોભાજેવું શું છે? કાંઈ નથી.)

૩૮૨ * પરમાત્માના ભક્તે અને જિજ્ઞાસુએ સહનશીલ, નિર્ભય ને શૂર રહેવા યત્નશીલ રહેવું જોઇએ. દેહાભિમાન શિથિલ કરી શાસ્ત્રાજ્ઞાપ્રમાણે દૃઢતાપૂર્વક વર્તાય તોજ મન નિર્ભય અને શાંત રહી શકે છે. જિજ્ઞાસુએ શાસ્ત્રના અને ગુરુના ઉપદેશપ્રમાણે પોતાની બુદ્ધિનો વેગ રાખવો જોઇએ.

૩૮૩ * નવધા ભક્તિ પ્રધાનપણે સગુણબ્રહ્મની થઈ શકે, ગૌણપણે નિર્ગુણબ્રહ્મની પણ ભાવનાવડે થઈ શકે.

બ્રહ્મસાક્ષાત્કાર કરવામાં બ્રહ્મવિચાર કે બ્રહ્મધ્યાન સાક્ષાત્ ઉપયોગી છે.

પોતાની નોકરીનું કામ સારી રીતે કર્યા પછી વધેલા વખતનો મનુષ્ય પોતાના કોઈ પણ શુભકામમાં ઉપયોગ કરી શકે. પોતાના કામમાં ઘણી ઊતાવળ કરી કામ કરનારે પોતાના કામમાં ભૂલ ન કરવી જોઇએ. ×

આ **ભાર**તભૂમિ કર્મભૂમિ ગણાય છે તેનું કારણ એ કે વૈદિક કર્મ કરવાનો અધિકાર **ભાર**તવર્ષની દ્વિજપ્રજાને છે. સામાન્ય શુભકર્મ કરવાનો અધિકાર પૃથિવીપરના સર્વ મનુષ્યોને છે. **ભર**તખંડથી ભિન્ન બીજા દેશો ભોગભૂમિરૂપ ગણાતા નથી.

યોગના પરિપાકવડે, અનન્યભક્તિના પરિપાકવડે અને જ્ઞાનના પરિપાકવડે મુક્તિ મળે છે. બહુ સંશયી સ્વભાવ ન રાખવો, ને મનની અયોગ્ય ચપલતા પણ ન રાખવી.

જગત્‌ના પ્રાણિપદાર્થઉપર બહુ પ્રેમ રાખી તેને ઇષ્ટદેવરૂપે ગણી શકાય નહિ, અને તેથી ઇષ્ટદેવનો અનુગ્રહ પણ થાય નહિ, પરંતુ ઇષ્ટદેવનો અનુગ્રહ તો ઇષ્ટદેવનો મહિમા સમજી તેમનું સ્મરણધ્યાન કરવાથી થાય.

પરમાત્માના ધ્યાનપૂર્વક શુભભાવવાળા સંગીતવડે પરમાત્મામાં મનની એકાગ્રતા થાય. તે સંગીતદ્વારા નિર્ગુણબ્રહ્મનો અનુભવ થવા સંભવ નથી.

૩૮૪ * લોઢાની બેડીની પેઠે જકડી રાખીને મનુષ્યને પરમાર્થમાં આગળ વધવા નહિ દેનાર વિષયોને અને તેનાં ઉપકરણોને વિવેક-વિરાગરૂપ કાનસથી ઘસી નાંખવામાટે મુમુક્ષુએ સર્વદા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

વ્યાવહારિક વિચારો પ્રયોજનજેટલા કરવા, પણ તે વિચારોમાં મનને ડુબી જવા દેવું નહિ. હૃદયના મેલો ધોઈ નાંખી તેને અત્યંત નિર્મલ કરશો, કે જેથી પરમાત્માનો સાક્ષાત્કાર વેલાસર થાય. મુમુક્ષુએ તત્ત્વબોધરૂપ મિત્રની સાથે વધારે પરિચય રાખવો જોઇએ, અને ખેદ આપવામાં અત્યંત ચતુર દુર્વાસનાઓને દૂરથી દૂર કરવી જોઇએ:—

**"किं मित्रं सततोपकाररसिकं तत्त्वावबोधः सखे ।**
**कः शत्रुर्वेद खेददानकुशलो दुर्वासनानां चयः ॥"**

(હે મિત્ર! સદાય ઉપકાર કરવામાં પ્રીતિ રાખનાર એવો મિત્ર કોણ તે કહો. જવાબઃ–આત્મતત્ત્વનું જ્ઞાન; અને ખેદ આપવામાં કુશલ શત્રુ કોણ તે કહો. જવાબઃ–દુર્વાસનાઓનો સમૂહ.)

૩૮૫ * ચૈતન્યશબ્દ ચિત્‌ધાતુઉપરથી થયો છે, અને તેનો અર્થ જ્ઞાનસ્વભાવવાળું દ્રવ્ય એવો થાય છે. પ્રથમ ચૈતન્ય અને પછી ચિત્ત.

સૂત્રાત્મા ને હિરણ્યગર્ભ એક અર્થના વાચક છે. સમષ્ટિસૂક્ષ્મ-

શરીરના અભિમાની હિરણ્યગર્ભ કે સૂત્રાત્મા છે, અને સમષ્ટિસ્થૂલશરીરના અભિમાની વૈશ્વાનર કે વિરાટ્ છે. ઈશ્વરમાં ને જીવમાં તે બંનેના ઉપાધિનો બાધ કરતાં ચૈતન્યસ્વભાવ એકજ છે. પ્રાણ જડ છે, અને ચૈતન્ય જ્ઞાનસ્વભાવવાળું છે.

અંતઃકરણ શુદ્ધ, સ્થિર, સૂક્ષ્મ અને આત્માભિમુખ થવાથી બહિર્મુખ મનને અગોચર એવા આત્માનો જિજ્ઞાસુને સાક્ષાત્કાર થાય છે. જીવના સંસ્કારને લઇને અંતઃકરણ શરીરજેવડું હોય છે. આત્મા આખા શરીરમાં અને ચિત્તમાં વ્યાપીને રહેલો હોય છે. ચૈતન્ય એ શુદ્ધ-જ્ઞાનનું નામ છે, લૌકિકપ્રકાશરૂપ, શક્તિરૂપ કે ગતિરૂપ તે નથી. ચૈતન્ય સાકારપદાર્થમાં ને નિરાકારપદાર્થમાં વ્યાપીને રહેલું છે. સ્વપ્નાવસ્થામાં પણ કોઈ વેલા સામાન્યજાગ્રદવસ્થા હોય. પવિત્ર લિંગદેહ તે આતિ-વાહિક દેહ કહેવાય છે.

મનની પ્રતીતિ હૃદયાકાશમાં થાય. બ્રહ્મધ્યાન હૃદયમાં, ત્રિકુટી-માં કે બ્રહ્મરંધ્રમાં થઈ શકે. પરમાત્મા ગતિરહિત છે. તે વેદાંતશાસ્ત્રથી અને અંતર્મુખવૃત્તિવડે થતા અનુભવથી વિદ્વાનોના જાણવામાં આવે છે.

૩૮૬ * અહીં કોઈ કોઇનું નથી એમ સમજી તમારે તમારા મનને શાંત રાખવું. નકામો ક્લેશ કરવાથી પોતાને કે અન્યને લાભ નથી. પ્રાણિમાત્રનાં શરીર ક્ષણભંગુર છે. એવા ક્ષણભંગુર શરીરમાં મોહ રાખવો ઉચિત નથી. હવે તો ઉત્તમપ્રકારનો વિવેકવિરાગ રાખી હૃદયમાં રહેલા પરમાત્મરૂપ અવિનાશી પતિનું શરણગ્રહણ કરી તેમનો અનુગ્રહ મેળવી કૃતાર્થ થવા પ્રયત્ન કરવો જોઇએ. પૂર્વે ગાર્ગી, મૈત્રી ને સુલભા ઇત્યાદિ પરમાત્મપરાયણ સ્ત્રીઓએ જેવો પુરુષાર્થ કર્યો હતો તેવો પુરુષાર્થ કરવામાં તમારે તમારું મન લગાડવું જોઇએ. મીરાંબાઇને બહારનો વૈભવ હતો, છતાં પણ તેમાં મોહ નહિ રાખતાં તેમણે બધા બાહ્યવૈભવને તુચ્છ ગણી પરમાત્માનું આરાધન કર્યું હતું,

તો તમારે એવો બાહ્ય વૈભવ નથી, છતાં તમે હિંમત હારીને શામાટે ખેદને વશ થાઓ છો?

બગડેલું સુધારવામાં લાભ છે, પણ બગડેલાને વધારે બગાડવામાં લાભ નથી એમ સમજી સૂર્યોપાસન, જપ, શાસ્ત્રવાચન, પરમાત્માનું પૂજન ને ધ્યાન કરતાં રહેશો. પરમાત્મા જીવનું સાચું શરણ છે એ વાતને મનમાં દૃઢ કરતાં રહેશો, ને શરીરનું આરોગ્ય ને મનની પ્રસન્નતા જાળવશો.

૩૮૭ * સ્થૂલાદિ ત્રણ શરીરથી પોતાનું આત્મસ્વરૂપ ભિન્ન છે એ નિશ્ચયને ઉત્તરોત્તર વધારે દૃઢ કરવો, અને દેહાભિમાનને આત્મ-સ્વરૂપમાં ગાળતા રહેવું. પરમાત્માનો મહિમા ઉત્તમપ્રકારે સમજી તેઓમાં ઘણામાં ઘણી અવિચલ પ્રીતિ રાખવી. ઇંદ્રિયોને તથા અંતઃ-કરણને શુભમાર્ગમાં ચલાવવારૂપ સ્વધર્મનું પરિપાલન કરવું, અને સંસારના જે જે પ્રાણિપદાર્થમાં રાગ રહ્યો હોય તે તે રાગને ઉત્તરોત્તર શિથિલ કર્યા કરવો.

વિવેકનિષ્ઠામાં વધારો કરી ત્રણ શરીરના બાધવડે અને નામરૂપાત્મક જગત્‌ના બાધવડે અખંડ એકરસ સચ્ચિદાનંદ બ્રહ્મનું અંતર અને બહાર દર્શન કરવા અંતઃકરણ સમર્થ થાય એવો ઉજ્જવલ પ્રયત્ન સતત રાખવો.

પરમાત્માના સ્મરણધ્યાનમાં પરમાદર રાખી જગત્‌ની વિસ્મૃતિ-પૂર્વક અંતઃકરણને અને જીવાત્માને પરમાત્મસ્વરૂપમાં સુસ્થિર રાખવાં, ને જ્યાં જ્યાં વૃત્તિ જાય ત્યાં ત્યાં અધિષ્ઠાનરૂપ પરમાત્માનું વૃત્તિને ભાન થાય એવો પ્રયત્ન કરવો. મનુષ્યજીવન ક્ષણભંગુર છે, અને આયુષ્ ઉત્તરોત્તર ઓછું થતું જાય છે એમ સમજી પારમાર્થિક સાધનોના સેવનમાં લેશ પણ પ્રમાદ કરવો નહિ.

૩૮૮ * આત્માનંદરૂપ મહાસાગરમાં અંતઃકરણની વૃત્તિને નિમ-જ્જન કરાવતા રહેશો.

"आत्मानंदसमुद्रस्य विप्लुषो विषयोत्थिताः ।
आत्मन्यंतर्भवंत्येते समुद्रे बिंदवो यथा ॥
आत्मन्यानंदमज्ञात्वा विषयेषु स्वविभ्रमात् ।
बाह्यमिच्छति तल्लाभात् धीरात्मन्युपशाम्यति ॥"
"मोहनिशा सब सोवनिहारा, दीखहिं स्वप्न अनेक प्रकारा।
जानिय तबहिं जीव जग जागा, जब सब विषयविलासविरागा ॥"

(વિષયમાંથી ઉત્પન્ન થતાં સુખો આત્માનંદરૂપ સમુદ્રના ટીપા-જેવાં છે. જેમ સમુદ્રમાં જલનાં ટીપાં સમાઈ જાય છે તેમ આત્મામાં સર્વ વિષયનાં સુખો સમાઇ જાય છે.

આત્મામાં આનંદને નહિ જાણીને અને પોતાની ભ્રાંતિથી વિષયોમાં આનંદને જાણીને અવિવેકી મનુષ્ય બહારના વિષયોને ઇચ્છે છે, અને તેની પ્રાપ્તિથી બુદ્ધિ આત્મામાં સ્થિર થાય છે.)

૩૮૯ * તમારે જ્યારે ઇચ્છા થાય ત્યારે કોઈ દેવાદિનું દર્શન કરી શકવાનું બલ મેળવવું હોય તો તમારે સવારસાંજ તમારા અંતઃકરણની અને ઇંદ્રિયોની બાહ્યદૃષ્ટિને રોકી અંતર્દૃષ્ટિને બલવતી કરી તેમના સ્વરૂપનું પરમપ્રીતિપૂર્વક ધ્યાન કરવું જોઇએ. આવા ધ્યાનનો જ્યારે પરિપાક થાય ત્યારે પરમાત્માના અનુગ્રહવડે મનુષ્યના અંતઃકરણમાં એક પ્રકારનું એવું દૈવી બલ પ્રાદુર્ભાવ પામે છે કે તેથી તે જ્યારે કોઈ દેવનો કે પોતાના સદ્‌ગુરુનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે ત્યારે સુખપૂર્વક તે તેમનો સાક્ષાત્કાર કરી શકે છે. ધ્યાન કરતી વેલા જો બની શકે તો આ પ્રમાણે મનમાં બોલશોઃ—**दर्शनं देहि मां देव। कृत्वात्यनुग्रहं सदा ॥**

શાસ્ત્રવાચન, જપ ને પરમાત્મધ્યાન કરતાં રહેશો.

૩૯૦ * શ્રદ્ધાપૂર્વક રાખેલી દૃઢ શુભાશા ભક્તવત્સલ પરમાત્મા પાર પાડે છે.

મનના શુભવેગમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કર્યા કરવી.

અંતઃકરણમાં રહેલા રાગદ્વેષના તીવ્ર સંસ્કારો કષાયદોષ કહેવાય છે. તે પરમાત્માના સાક્ષાત્કારમાં પ્રતિબંધ કરે છે.

ભક્તના આર્તનાદનું ઉત્તર હૃદયમાં રહેલા પરમાત્મા આપ્યા વિના રહેતા નથી.

**जपेत् सिद्धिः** નહિ, પણ **जपात् सिद्धिः ॥**

જો ભક્તને પ્રભુનો મહિમા ન સમજાયો હોય તો પ્રભુ અસંગી છતાં ભક્તને તે સંગી સમજાય છે, અને તેઓ કંઈ વ્યવહાર કરતા નથી, છતાં તે પોતાના જેવો વ્યવહાર કરતા હોય એમ તેને સમજાય છે, અને એવી ભૂલવડે તે ભક્ત કૃતાર્થ થઈ શકતો નથી. પ્રભુ પ્રત્યેક પ્રસંગમાં સંગીજેવા જણાતા છતાં વસ્તુતાએ સર્વદા અસંગી રહે છે, અને બાહ્યદૃષ્ટિએ વ્યવહાર કરતા જણાતા છતાં તે વસ્તુતાએ તે વ્યવહારથી નિર્લેપ હોય છે, એજ પ્રભુનું પ્રભુપણું છે. પરમાત્માના કોઈ વિરહી ભક્તને તેના કોઇ મિત્રે તેમની કુશલતા પૂછી ત્યારે તેમને તે ભક્તે નીચે પ્રમાણે પોતાની સ્થિતિ જણાવી:—

**“बार बार बूझत कहा? अरे मित्र! कुशलात।**
**जगजीवन जोये बिना, जीवन बीत्यो जात॥**
**रहे अपावन क्यों मिलैं, जगपावन सुखपेन।**
**प्रभु-दरश भावत इन्हैं, नित्य न्हावत यों नैन॥**
**मुक्तामनि अँसुआ अमल, कत ढरकत दिनरैन?**
**प्रभुउर प[illegible]ावन अहो! हार बनावत नैन॥**
**प्रभुदरशनहित सब तजे, अंजन रंजन चैन।**
**अँसुआकन मुक्तानको, दान करत नित्य नैन॥”**

પરમાત્માની અનન્યભક્તિમાં, જ્ઞાનનિષ્ઠામાં, વૈરાગ્યમાં અને સ્વધર્મનિષ્ઠામાં ઉત્તરોત્તર પોતાના અંતઃકરણમાં કેટલો વધારો થતો જાય છે તે સૂક્ષ્મદૃષ્ટિએ વારંવાર અવલોકન કરાતું હશે.

## પત્ર ૩૯૧—૪૦૦

* સં૦ ૧૯૮૭ ના નવા વર્ષનિમિત્તે નીચે જણાવેલો ઉપદેશ ત્યાંના આનંદાશ્રમના મુમુક્ષુઓને સંભળાવશોઃ—

આખા વિશ્વમાં એક પરમાત્માજ વિરાજી રહેલા છે એમ જાણી પાંચ જ્ઞાનેંદ્રિયો ને ચાર અંતઃકરણ એ નવને તેમના અભિમુખ કરી, પાંચ તન્માત્રા, અહંકાર, મહત્તત્ત્વ ને પ્રકૃતિ એ આઠ અપરાપ્રકૃતિનો બાધ કરી જ્ઞાનની સાતમી ભૂમિકારૂપ અવિકારી બ્રહ્મમાં સ્થિતિ કરવા સં૦ ૧૯૮૭ની સાલના અંકોઉપરથી મુમુક્ષુએ પરમાદરપૂર્વક નક્કી કરવું જોઇએ. પ્રતિપત્‌તિથિઉપરથી ડગલે ડગલે કર્તવ્યનિષ્ઠા રાખીને વર્તવાનો બોધ લેવો જોઇએ, બુધવારપરથી બ્રહ્મજ્ઞાની થવું એજ મનુષ્યજીવનનું સફલપણું છે એમ નક્કી કરી તે પ્રમાણે વર્તવા પ્રયત્નશીલ રહેવું જોઇએ, ચિત્રાનક્ષત્રપરથી વિચિત્ર પ્રકારની માયાનો વિશ્વાસ નહિ કરતાં તેના છલબલથી બચવા સાવધાનતા સેવવી જોઇએ, કાર્તિકમાસપરથી આસુરી સંપત્તિને હણવામાં કાર્તિકસ્વામીજેવા થવા પ્રયત્નશીલ રહેવાનો બોધ લેવો જોઇએ, અને ચિત્રભાનુનામના સંવત્સરપરથી વિચિત્રરૂપે વિવર્ત થયેલા બ્રહ્મનો બાહ્યવૃત્તિને રોકી અંતર્મુખવૃત્તિવડે સાક્ષાત્કાર કરવાનો સદુપદેશ ગ્રહણ કરવો જોઇએ.

૩૯૨ * પ્રભુના ભક્તની સર્વ શુભભાવનાઓ દેશ, કાલ ને પરિસ્થિતિનો વિચાર કરીને પ્રભુ કૃપાવડે પૂરી કરે છે. તમારા મનમાં જે જે શુભ આશાઓ હોય તે જણાવશો એટલે તેના સંબંધમાં શક્યાશક્યનો વિચાર થઈ શકશે. કોઈ પણ શુભભાવના મનમાં ને મનમાં રહેવા દેવી ઉચિત નથી. અંતઃકરણને ઘણામાં ઘણું શાંત ને પ્રસન્ન રાખશો.

પ્રભુનો કોઈ અનન્યભક્ત પ્રભુનાં દર્શનમાટે બહુજ તરફડતો હતો, અને તેમની શોધ કરતો હતો, તેને પ્રભુએ જ્યારે કૃપા કરી

દર્શન આપ્યાં ત્યારે તેણે પ્રભુપ્રતિ નીચે પ્રમાણે પોતાના હૃદયના ઉદ્દગારો કાઢ્યાઃ—

### લાવણી

"मनमंदिरके इष्टदेव ! इस जीवनके आधारे !
हे मधुकरवर ! सुमनकलीके स्नेहलता–रखवारे !
बहुत दिनोंतक खोज खोजकर हाय तुम्हें हम हारे;
किंतु नहि कुछ लगा पता हा बही नयन जलधारे.
आज हुआ सौभाग्य प्राप्त हम पहुंचे पास तुम्हारे;
हुए अहा ! कृतकृत्य देखकर दोनों नयन हमारे.
आये हैं हम यहाँ तुमारे दर्शनहेतु दुलारे !
हृदय आज यह अर्पन करने प्रेमचोटके मारे.
हम चातक है स्वातिबुंद तुम चलो हमारे द्वारे;
करो पुण्यमय हे प्रियवर ! चल गृहकों आज हमारे."

૩૯૩ × દોહરા

નવા વર્ષમાં મનતણી, વિશેષ શુદ્ધિ કરાય;
ને મન સ્થિર કરાય તો, શાંતિસુખ પમાય. ૧
મનને અંતર્મુખ કરી, ગાળો બ્રહ્મમોઝાર;
સઘળે બ્રહ્મદર્શન કરી, પામો ભવનો પાર. ૨

૩૯૪ × નવા વર્ષમાં વિવેકવિરાગવાળી મતિ દૃઢ કરશોઃ—

"विश्रांतिमाप्तुं चिरमंग दुःख-
रत्नाकरं जननसागरमुत्तितीर्षोः ।
कोऽहं कथं जगदिदं च परं च किं स्यात् ?
किं भोगकैरिति मतिः परमोऽभ्युपायः ॥ १ ॥"

(હે પ્રિય! દુઃખરૂપ કુરત્નોની ખાણરૂપ આ સંસારસાગરને તરી જવાને ઇચ્છનાર મનુષ્યને ચિરકાલસુધી પરમપદમાં વિશ્રાંતિ મેળવવા-

માટે "હું કોણ છું? આ જગત્ શું છે? અને તે શી રીતે ઉત્પન્ન થયું છે? સત્ય વસ્તુ શી છે? અને તુચ્છ ભોગોથી શું સુખ થવાનું છે? એવી વિવેકવિરાગવાળી બુદ્ધિજ સાધન છે.)

દોહરા

પ્રભુમહિમા દૃઢ સમજીને, ભક્તિ કરો સદાય;
પ્રભુની અનન્યભક્તિથી, અગાધ શાંતિ પમાય. ૧
બોધ ઉપરતિ વિરાગને, અતિદૃઢ કરો સદાય;
એ ત્રણના પરિપાકથી, પરમાનંદ પમાય. ૨

૩૯૫ * અંતઃકરણમાં રહેલા તમોગુણને વિવેકવિરાગવડે ક્ષીણ કરવા પ્રયત્નશીલ રહેશો, અને તેમાં સત્ત્વગુણનો વધારો થાય એવો યત્ન સેવશો. સંસારના સર્વ પદાર્થો મિથ્યા છે એમ અંતઃકરણમાં ઉત્તરોત્તર વધારે દૃઢ કરી અંતઃકરણમાં પ્રકટના દોષોને નિવૃત્ત કરવા ઉદ્યોગી રહેશો. *

ખેચરીવેલા મૂલબંધ અને ઉડ્ડીયાનબંધ બની શકે તેટલા દૃઢ રાખશો.

૩૯૬ * શરીર ક્ષણભંગુર છે તે શાસ્ત્રનો ને સત્પુરુષનો ઉપદેશ તમે જાતે અનુભવ્યો તેથી શરીરને ક્ષણભંગુર જાણી નિદિધ્યાસનમાં વિશેષ સાવધાનતા સેવી કર્તવ્યના અવધિને પામવા પ્રયત્નશીલ રહેશો. ×

સર્વ દૃશ્ય ક્ષણે ક્ષણે પરિણામ પામનારું ને વિનાશી છે, અને દ્રષ્ટા જે આત્મા તે અપરિણામી ને અવિનાશી છે એમ સમજી તેમના શરીરપાતથી મનને ખેદયુક્ત ન થવા દેશો. આજસુધી તમે જે શાસ્ત્રવિચાર કર્યો છે તેનો આવે પ્રસંગે ઉપયોગ કરવાનો છે.

૩૯૭ * સર્વ પ્રાણિપદાર્થ કલ્પિત છે એમ સમજી તેમાં પ્રકટતા રાગને વિરાગવડે દૂર કરશો. વિવેકવડે મોહ દૂર કરી શકાશે. જપના ને ધારણાના સમયમાં હૃદયમાં જ્યાં પશ્યન્તી વાણી છે ત્યાં મનને

પાછું વાળીને સ્થિતિ કરવાથી અંતઃકરણના મૂલમાં મનોવૃત્તિ જઈ શકશે.

હૃત્પદ્મમાં ચિત્તાકાશ છે. તે ચિત્તાકાશમાં કારણશરીરરૂપ અવ્યાકૃતાકાશ છે, અને તેમાં આત્મા પ્રધાનપણે રહેલ છે.

પ્રભુનો મહિમા સમજી પ્રભુમાં પ્રેમ રાખશો તો પ્રભુને નહિ ભૂલો.

અનુકૂલ પવન લાગી કર્ણધાર ઇચ્છિત પ્રદેશભણી નૌકા ચલાવે જાય તેમ વ્યવસ્થા રાખશો.

૩૯૮ * આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારના તાપની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ કરવી અને પરમાનંદની નિત્યપ્રાપ્તિ કરવી તે મનુષ્યને માટે મોટામાં મોટો પુરુષાર્થ છે.

પરમપદ એટલે બ્રહ્મસ્વરૂપ. તેની પ્રાપ્તિ કરવામાટે અર્થ ને કામ એ બે નામના પુરુષાર્થ પ્રારબ્ધકર્મપર રાખી ધર્મ ને મોક્ષ એ બે નામના પુરુષાર્થ સિદ્ધ કરવામાટે પુરુષપ્રયત્નરૂપ પુરુષાર્થનું ઘણામાં ઘણું શાસ્ત્રીયરીતે સેવન કરવું જોઇએ.

મનુષ્યે શાસ્ત્રમાં કહેલાં સંધ્યાવંદનાદિ નિત્યકર્મ શ્રદ્ધા, પ્રીતિ ને સાવધાનતાપૂર્વક પોતપોતાના વર્ણને તથા આશ્રમને અનુસરીને કરવાં તે ધર્મ. તેમાં અહિંસા, સત્ય ને અસ્તેય આદિનો પણ સમાસ થાય છે.

શાસ્ત્રે નિષિદ્ધ કહેલાં જે હિંસા, અસત્ય ને ચોરી આદિ કુકર્મ તથા સુરાપાનાદિ બીજાં કુકર્મો અધર્મ કહેવાય છે.

ગીતાજીમાં પણ, શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં કર્મોને લોકો આચરતા હોય તે અધર્મનો નાશ કરવા અને શાસ્ત્રે કહેલાં શુભકર્મરૂપી ધર્મનું રક્ષણ કરવામાટે ઈશ્વર અવતાર ધારણ કરે છે એમ કહ્યું છે.

**શ્રીરામચંદ્રજી ને શ્રીકૃષ્ણચંદ્રજી** ઈશ્વરના અવતારરૂપ હતા. જેને પામવાથી પુનર્જન્મ થતો નથી તે સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મ છે.

પ્રયોજનપરત્વે પરમાત્મા આ પૃથિવીપર આવિર્ભાવ પામે છે,

અને વિચરે છે. ભગવદ્ગીતાના ૧૬ મા અધ્યાયમાં જે અભયાદિ છવીશ પ્રકારની દૈવીસંપત્તિ કહી છે તે દૈવીસંપત્તિના સદ્ભાવવડે, તેમના શાસ્ત્રજ્ઞાનવડે, તેમના બુદ્ધિવિભવવડે ને શુદ્ધસત્ત્વગુણના ધર્મોના સદ્ભાવવડે તેમને જાણી શકાય.

જેઓમાં બ્રહ્મજ્ઞાન, વૈરાગ્ય, અહિંસાદિ ધર્મ, ઐશ્વર્યરૂપ અલૌકિક પરાક્રમ, શ્રી ને યશ સંપૂર્ણપણે વિદ્યમાન હોય તે ભગવાન્ વા પરમાત્મા કહેવાય છે.

શાસ્ત્રે કહેલાં કર્મોનો ને ઉપાસનાનો ઉપદેશ કરનારા ગુરુ કહેવાય, અને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો ઉપદેશ કરનારા પુરુષ સદ્ગુરુ કહેવાય. ગુરુ થવાને યોગ્ય વેદાદિશાસ્ત્રને જાણનાર સદાચરણી બ્રાહ્મણ છે, અને સદ્ગુરુ થવાને યોગ્ય શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને કરુણાલુ બ્રાહ્મણ અથવા વિધિવત્ જેમણે સંન્યાસ ગ્રહણ કર્યો છે એવા ઉપર જણાવેલા ગુણોવાળા સંન્યાસી છે.

જેઓ મોક્ષશાસ્ત્રને જાણનારા છે, જેઓ દૈવીસંપત્તિયુક્ત અંતઃકરણવાળા છે, જેઓ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મના અનુભવવાળા છે, અને જેઓ માત્ર કરુણાવડે મુમુક્ષુઓને બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરે છે તેઓ સાચા સદ્ગુરુ; અને જેઓ મદ્યમાંસાદિના સેવનથી મોક્ષ મળશે વા બીજાં દુરાચારણોના સેવનથી મોક્ષ મળશે એવું કહેનારા છે, જેઓમાં મોક્ષશાસ્ત્રનું જ્ઞાન નથી, જેઓ શાસ્ત્રોક્ત કર્મ, ઉપાસના ને જ્ઞાનનું સ્વરૂપ જાણતા નથી, અને જેઓ સ્વાર્થી છે તેઓ કુગુરુઓ છે.

સ્થૂલ, સૂક્ષ્મ ને કારણશરીરનું અધિષ્ઠાન અવિકારી ચેતન તે આત્મા. શુદ્ધસત્ત્વગુણ વા માયાસહિત ચેતન તે પરમાત્મા અથવા ઈશ્વર. માયાના ને જગત્ના અધિષ્ઠાનરૂપ, તેની અંતર ને તેની બહાર રહેલું જે અવિકારી ચેતન તે બ્રહ્મ. સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ એ ત્રણ શરીરોની સાથે અભેદ પામેલાજેવું ચેતન તે જીવ.

આરંભમાં યથાશક્તિ બ્રહ્મચર્ય પાળી, પછી યોગ્ય કન્યાની સાથે વિધિવત્ લગ્ન કરી, ધર્મશાસ્ત્રમાં ગૃહસ્થે જે ધર્મ પાળવાના કહ્યા છે તે ધર્મનું પાલન કરી, પોતાની આજીવિકા ચલાવવી, અને મોક્ષને માટે પ્રયત્નશીલ રહેવું એ ટુંકામાં ગૃહસ્થના ધર્મ છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એમણે શાસ્ત્રે વિધાન કરેલે માર્ગે નિર્દોષરીતે પોતાની જીવિકા ચલાવવી તે તેમનો શુદ્ધવ્યવહાર ગણાય છે.

બ્રહ્મહત્યા, ત્રણ પ્રકારની સુરાનું પાન, બ્રાહ્મણાદિનું સોનું ચોરવું, ગુરુની સ્ત્રીનો સંગ કરવો, તથા એવા ચાર મહાપાપીઓની સાથે એક વરસ ખાવું, પીવું, બેસવું, ઊઠવું એવો સંગ રાખવો તે પાંચ મહાપાપ કહેવાય છે.

સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું શ્રદ્ધા, પ્રીતિ ને એકાગ્રતાથી ધ્યાન કરવું તે મહાપુણ્ય કહેવાય છે.

શાસ્ત્રે કહેલાં નિત્યકર્મ કરી અંતઃકરણ શુદ્ધ કરવું, પરમાત્માના ધ્યાનવડે અંતઃકરણને સ્થિર કરવું, અને વેદાંતશાસ્ત્રના શ્રવણ, મનન ને નિદિધ્યાસનવડે પરમાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એ મોક્ષ મેળ-વવાનો સહેલામાં સહેલો શુદ્ધમાર્ગ છે.

સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદરૂપ, વ્યાપક, અસંગ, સૂક્ષ્મતમ, પરમ-પવિત્ર ને અવ્યય બ્રહ્મથી અભિન્ન આત્માનો સંશયવિપર્યયરહિત અનુભવ કરવો તે જ્ઞાન કહેવાય છે. એવા જ્ઞાનવિના મનુષ્યને મોક્ષ મળતો નથી એમ શ્રુતિ, સ્મૃતિ ને મહાપુરુષોનો અભિપ્રાય છે.

૩૯૯ * શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા ને ધૈર્ય રાખી શાસ્ત્રોક્ત નિત્ય-કર્મ, પરમાત્મસ્મરણ ને પરમાત્મધ્યાન કરતા રહેશો. પ્રાપ્તવ્યવહારમાં ધૈર્ય ને જાગૃતિ સેવીને વર્તશો.

પરમાત્માનું સ્મરણધ્યાન ઉત્તમોત્તમ પ્રીતિથી કરતા રહેશો તો પરમાત્માની અનુકંપાવડે વ્યવહારની પ્રતિકૂલતાઓ ક્રમથી દૂર થવા લાગશે.

શુભકર્મમાં દૃઢતા ને જાગૃતિ રાખશો તો શાસ્ત્રાજ્ઞાવિરુદ્ધ વર્તવાના પ્રસંગો ક્રમથી ન્યૂન થઈ જશે, અને અંતે નિવૃત્ત પણ થઈ જશે. હૃદય જેમ જેમ જાગ્રત્ થતું જાય છે તેમ તેમ હૃદયમાં સાત્ત્વિક વેગ વિશેષ પ્રકટે છે, અને જીવાત્મા પરમાત્માની સમીપ જતો જાય છે.

૪૦૦ * અંતઃકરણની વિશુદ્ધિમાં, અંતઃકરણની સાવધાનતામાં, અંતઃકરણની સુસ્થિરતામાં ને અંતઃકરણની સૂક્ષ્મતામાં ઉત્તરોત્તર વિશેષ વિશેષ વધારો કરી સર્વવ્યાપક સચ્ચિદાનંદતત્ત્વનો અંતઃકરણમાં આવિર્ભાવ કરવા ને તે આવિર્ભાવ સ્થિર સ્થાપવા ઘણામાં ઘણી શ્રદ્ધા ને ઘણામાં ઘણા ઉત્સાહથી પ્રયત્ન થતો હશે.

અંતઃકરણ જેમ જેમ પોતાની બહિર્મુખતા ત્યજી અંતર્મુખ થતું જાય છે તેમ તેમ તે પરમાનંદરૂપ પરંજ્યોતિના સ્વભાવોને પોતાનામાં સંક્રમિત થયેલા અનુભવે છે, ને જીવ પોતાનો બહુસમયથી વિસ્મૃત થયેલો શિવભાવ પોતાનામાં આવિર્ભાવ પામેલો અનુભવવા લાગે છે.

સ્વપ્નમાં પ્રતીત થતો પ્રાતિભાસિક પ્રપંચ જેમ તમારા સાક્ષીના વિવર્તરૂપ ને અવિદ્યાના અંશના પરિણામરૂપ છે તેમ જાગ્રત્‌માં પ્રતીત થતો વ્યાવહારિક પ્રપંચ પણ તમારા સાક્ષીના વિવર્તરૂપ ને તમારા અંતઃકરણના પરિણામરૂપ છે. તમારા સાક્ષીમાં તમને પ્રતીત થતો સર્વ પ્રપંચ કલ્પિત છે. આવી સ્થિતિ હોવાથી તમને પ્રતીત થતા પ્રપંચમાં તમારે કોઈ પણ પ્રાણિપદાર્થપર રાગ કે કોઈ પણ પ્રાણિપદાર્થપર દ્વેષ કરવાનો અવકાશ રહેતો નથી.

હૃદયમાં વિવેકભાનુનો ઉદય થતાં માયા ને માયાનાં સર્વકાર્યો બાધ પામી જાય છે, અને શરીરની અંતર ને બહાર સર્વત્ર પરમશાંત તેજ ને સર્વદુઃખથી રહિત અલૌકિક પરમાનંદનુંજ અસ્તિત્વ પ્રતીત થાય છે. દૃશ્યનું વિસ્મરણ કરી નિત્યસિદ્ધ પરમાનંદરૂપે સ્થિતિ કરવી એવો ઉપદેશ વેદાંતશાસ્ત્ર ને સત્પુરુષો સર્વ સુખેચ્છુ મનુષ્યોને આપે છે. ૐ

# પુસ્તકોનું વિજ્ઞાપન

ઉપનિષદો રૂ. ૬–૪–૦ વેદાંતદર્શન પાકું પુંઠું રૂ. ૩–૮–૦ કાચું પુંઠું રૂ. ૩–૦–૦ સાંખ્યપ્રવચન રૂ. ૧–૦–૦ પાતંજલયોગદર્શન રૂ. ૨–૧૦–૦ યોગકૌસ્તુભ રૂ. ૧–૮–૦ પરમપદબોધિની રૂ. ૦–૧૪–૦ સદુપદેશદિવાકર પ્રથમકિરણ રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર દ્વિતીયકિરણ છપાય છે. સદુપદેશદિવાકર તૃતીયકિરણ રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર ચતુર્થકિરણ રૂ. ૧–૨–૦ સદુપદેશદિવાકર પંચમકિરણ રૂ. ૦–૧૩–૦ સુબોધકલ્પલતા રૂ. ૦–૯–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૧ થી ૧૦ રૂ. ૦–૭–૬ ઉપદેશગ્રંથાવલિ અંક ૧૧ થી ૨૫ રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૨૬ થી ૩૫ રૂ. ૦–૮–૦ ઉપદેશગ્રંથાવલિ અંક ૩૬ થી ૫૮ રૂ. ૧–૨–૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા રહસ્યદીપિકાટીકાસાથે રૂ. ૩–૮–૦ ભગવદ્‌ગીતાદિપંચરત્ન રૂ. ૧–૮–૦ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર રૂ. ૦–૧–૦ નાથસ્વરોદય રૂ. ૦–૩–૦ ઊલટીવાણીનું સ્પષ્ટીકરણ રૂ. ૦–૧–૬ મનુષ્યમિત્ર રૂ. ૦–૫–૦ સ્વાભાવિકધર્મ રૂ. ૦–૩–૦ યોગપ્રભાકર રૂ. ૦–૪–૦ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ રૂ. ૦–૫–૬ રાસપંચાધ્યાયી રૂ. ૦–૫–૬ પ્રણવપટ્ટ રૂ. ૦–૩–૦ પ્રણવવિસ્તારપટ્ટ રૂ. ૦–૨–૦ નાથકાવ્ય ભાગ ૧ લો રૂ. ૦–૫–૦ નાથકાવ્ય ભાગ ૨ જો રૂ. ૦–૧૪–૦ સદુપદેશમાલા રૂ. ૦–૩–૬ પત્રકલ્પમંજરી રૂ. ૦–૩–૦ મહામંત્રમાલિકા રૂ. ૦–૩–૦ વિનોદમાલા રૂ. ૦–૫–૦ દુરાચારગિરિવજ્ર રૂ. ૦–૪–૬ રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઈશાવાસ્યાદિ સટીક રૂ. ૦–૪–૬ શ્રીસૂક્ત રૂ. ૦–૦–૯ વૈરાગ્યસુધાકર રૂ. ૦–૧–૬ ભક્તિસુધા રૂ. ૦–૦–૬ યજુર્વેદીયઆહ્નિકપ્રકાશ રૂ. ૦–૮–૦ સનાતનધર્મનું નિરૂપણ રૂ. ૦–૧–૬ સુવિચારચંદ્રિકા રૂ. ૦–૫–૦ વિવેકભાસ્કર પ્રથમરશ્મિ રૂ. ૦–૯–૦ વિવેકભાસ્કર દ્વિતીયરશ્મિ રૂ. ૦–૯–૦ પાકું પુંઠું રૂ. ૦–૧૨–૦ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો રૂ. ૦–૯–૦ આશૌચવિવેક રૂ. ૦–૧–૦ જ્ઞાનદર્પણ રૂ. ૧–૬–૦

કર્તવ્યબોધ રૂ. ૦-૮-૦ શ્રીનાથસ્તુતિશતક રૂ. ૦-૨-૦ શ્રીભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર રૂ. ૦-૨-૦ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો રૂ. ૧-૮-૦ બીજી આવૃત્તિ છપાય છે. પરમસુખી થવાના ઉપાય રૂ. ૧-૦-૦ વર્ણવિચાર રૂ. ૦-૧-૦ શ્રીગુરુગીતાસાર રૂ. ૦-૦-૯ શ્રીવિદ્યારણ્યમુનિવિરચિત પંચદશી. અન્વય તથા ટીકાસહિત છપાય છે. વિચારસાગરના પદ્યભાગનું સરલ ગુજરાતી ભાષાંતર છપાશે. નૈમિત્તિકકર્મપ્રકાશ. બીજી આવૃત્તિ છપાય છે. શ્રીયોગવાસિષ્ઠ વૈરાગ્યમુમુક્ષુપ્રકરણપદ્યરૂપ ભાષાંતર. રૂ. ૧-૮-૦ શ્રીસદુપદેશક પદ્યો. રૂ. ૦-૧-૬ શિવભજનાવલિ. રૂ. ૨-૦-૦ શ્રીસદ્ગુરુપૂજનપદ્ધતિ. રૂ. ૦-૧-૬ પાંચ રત્નો. રૂ. ૦-૫-૦ સ્ત્રીઓનું આહ્નિક. રૂ. ૦-૫-૦ વિધવા સ્ત્રીઓનું નિત્યકર્મ. રૂ. ૦-૧-૦ શ્રીનાથસદ્ગુરુસ્તોત્રાણિ. રૂ. ૦-૦-૬ શ્રીનાથકીર્તનાવલિ. રૂ. ૦-૨-૬ શ્રીનાથગુરુસ્તવન. રૂ. ૦-૧-૦ નાથસંકીર્તન. રૂ. ૦-૩-૦

ઉપરનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:-

વ્યવસ્થાપક, **આનંદાશ્રમ, બીલખા.**



---

Published by Ajitray Haridas Parekh, Porbundar, Kathiawar and Printed by Ramchandra Yesu Shedge at the Nirnaya-sagar Press, 26-28 Kolbhat Lane, Bombay.